# “બસ તારેજ ખાતર!”

## (અંગ્રેજી સંસારની એક અતી દીલકશ વારતા.)

ઘરે ઘર વપરાતી સરળ પારસી ભાષામાં.

લખનાર—“ [illegible] ”

બેલાર્ડ પોંઅરથી બ્રીટન, મેજીક મહેલ્લી, બદલુજી બાઉંડરી,
દીલસોજ રફીક, ગેબી અવાઝ, ઈત્યાદીના કર્તા.

દુનિયા [illegible] કે [illegible] જાણું ખાતર,
કર [illegible] ખાતરી “બસ તારેજ ખાતર.”



તા૦ ૧૧ મી સપટેમ્બર ૧૯૧૮.

આ ચોપડી “બસ તારેજ ખાતર” મી૦ અરદેશર ખરશેદજી દેશાઈએ પોતાના મુંબઈ, કોટ,
૭૫, બજાર ગેટ સ્ટ્રીટ મધે આવેલાં “નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ” માં છાપી છે, અને
મી૦ શયાવક્ષા દારાશાહ શરોફે, પેંટલ મેનશન, ખંબાલા હીલ ઉપરથી
પોતાને માટે પ્રગટ કરી છે.

અને

બસ તારેજ ખાતર,

વાહલ !—

જેને માટે મારાં જીગરના
ઉંડાણ પડમાં પ્રીતની પુટળી
ડોકીયાં કરી રહી છે, તેજ મારી ભવીશની
ભાગ્યણને આ "બસ તારેજ ખાતર" નો અતી
કરૂણારસીક દીલકશ કીસ્સો અર્પણ
કરતાં આ અદના: કલમકશ
મનની સીફ઼ [illegible]
માની લેછે.

સાને માટે તારેજ
"ફીરોઝગર"

નવરોઝ મુબારક
તા૦ ૧૧-૯-૧૮

# Eyes Front!

## અઝીઝ વાંચક

વીલાયટની સફળ સફર બાદ તારી સાથે ઓળખ કરવાને મને હજુતો બે મહીનાબી પુરા પાધરા વીટયા નહિ હશે એટલામાં ફરીને કલમને મ્યાનમાંથી બહાર કાઢવાને મારૂં ચટપતીયું મન ગોડા મારી રહ્યું છે. મારી બેલાર્ડ પીઅરથી બ્રીટન તારી બારીક કસોટીમાંથી મારી ને તારી બેહદ ખુશહાલી ને સંતોષ વચ્ચે પસાર થઇ છે, ને તે માટે આ અદના કલમકશની વખાણ કરનારાં સેંકડો પત્રો વગર માંગવે સાહીત્ય રસોઈખાનાની અભડાઇએ ઝોળા ખાતાં પડયાં છે, જે માટે સીર્ફ શુક્ર બારિતાઅલાના અદા કરૂં છું.

આ એક અંગ્રેજી લેખકની અંગ્રેજી સંસારી વાર્તાનો ગુજરાતી ચીતાર છે, અને તેની અસલ મીરાસમાં તે એજ લખનારની પોણોસો ઉપર લખાએલી વાર્તાઓમાં પહેલી હરોળમાં બીરાજવાનું માન ખાટી ગઈ છે. વળી તેમાં ઠાંસોઠાસ નસીહતનો વનવન બગીચો બનાવતામાં આ નાકેશ વનમાળીએ કશીબી કચાસ રાખી નથી એટલે તારા હાથમાં આ ચોપડી પુર વીશવાસ સાથ સોંપતાં મારૂં એજ માનવું છે, કે સમાપ્તનો બોલ તારી નજરની સ્ક્રીન પર રોશની ફેંકતાંજ તારા મુખમાંથી શાદમાની ને સંતોષ બોલો જરૂર ટપકશે.

છેવટે ચોપડી ધારવા કરતાં મહીનો દીવસ અસુરેથી બહાર પડી છે, તે માટે અનરે બે બોલનો ખુલાશો કરવાનું હું વાજબી વિચારૂં છું. માસ જુલાઈ જેમ ઇનફ્લુએન્ઝાના જાલેમ જોરમાં સારી મુંબઇને આક્રેજ કરવા નસીબવંત નીવડયો તેમાં હમોને તો રીહાઈ નહિ મળી હતી. આ અદના કલમકશબી તેનો કમનસીબ ભોગ થઇ પડયો હતો, ને લગભગ બીછાનું છોડતાં બે વીકની અદલાબદલી થઈ હતી. વળી અધુરામાં પુરૂં આ ચોપડીને અચ્છી રીતે મારી સુચના મુજબજ રજુ કરનાર, મારા દિલસોજ રફીક મી૦ દેશાઈ તે નવરંગ પ્રેસના માલીકને પણ એજ ચેપી રોગે પોતીકી જંજીરમાં જપટ કીધા હતા, એટલે ટુંકમાં એમના માણસો, એમનું પ્રેસ, એવણ પોતે, હમો પોતે ને હમારા માનસ મસાલોબી આવીજ રીતે ઈનફ્લુઅનઝાના પરગણામાં આસમાન ને ઝમીનની વચમાં અછાડપછાડ કરવા લાગા હતા.

તા૦ ૧૫મી આગસ્ટ પછી મામલો સુધરતાં ફરીને વાંચક વર્ગની ખીદમત બજાવવાની લગામ હાથમાં ધરી, પણ ફરીને ઓચીંતી બીમારીએ આ નાકેશ

કમતરીન પર પંજો મુકયો, અને પુરૂફો તપાસવાનું બીકટ કામ અંતે હમારા દેશાઇ ભાઇને ફાળે આવ્યું, જેવણે મારા કામમાં કટોકટ વખતે મદદ આપી મારી પર જે અહેશાંન કીધું છે તે માટે તેમનો હું ઉપકારી છું.

જો ચોપડીમાં કેઠે ભુલ ભુલામરી થઈ ગઈ હોય તો તે માટે મોટાં દીલથી ગરીબ ભાઈને માફ કરજે, સબબ છાપખાનુ તે ભુટખાનું છે જ્યારે તબીયતખાનુ તે કુદરતખાનું છે. એ બન્ને જ્યારે યારી આપે ત્યારે તરાપો સીધો કીનારે ઉતરે એમ છે, પણ આ વખતે તો બન્ને આ કલમકશ સાથે "કીત્તા" થઈ જવાથી દરેક પ્રકરણમાં બે પાંચ ભુલો રહી ગઈ હશે અને તે માટે હું તારી રહેમદીલી ને મોટું મન માંગું છું.

વાર્તાઓમાં સઉથી સરસ તેની મીરાસ હોવી જોઇએ, ને પછી તેની ગુંઠણ કળા બહુજ અચ્છા કસણીદારને હાથથી થવી જોઇએ, પણ એ બે ચીઝો તું આ વાર્તામાં સંપુર્ણતાની ટોંચે જોશે, એટલે તારે વધુ બળાપા કરવા જેવું કશુંબી ધારવું નહિ.

છેવટે મારા દીલસોજ દોસ્ત બહેરામજી શોરાબજી ઉમરીગર (પીઅર્સ ક્લબવાળા) ને હું ભુલી જવા માંગતો નથી, જે ભાઇએ આગળ મુજબજ આ ચોપડીમાંબી મારા હમશરીક થવાને દીલોજાનથી ખુશી બતાવી છે, અને તે માટે તેમનો હું અહેશાનમંદ છું.

આયંદે મારી ઇચ્છા એ છે જે મારૂં નવું નીકળનારૂં "અપ ટુ ડેટ" માસીકબી તારી મહેરબાનીને પ્રશંસા આ વારતાથી જીતી લાવવાને નસીબવંત નીવડે એ જોવાની ઉમેદમાંજ જીવતો,

પ્રીય વાંચક,

હું છું તારા હકમાં દુવાનો માંગનાર.

કમતરીને બંદેગાન.

"ફીરોઝગર"

પટેલ મેનશન<br>
ખંબાલા હીલ.<br>
તા૦ ૧૧ મી સપ્ટેમબર ૧૯૧૮.

# "બસ તારેજ ખાતર!"

## પ્રકરણ ૧ લું.

પ્યાર તારે પારણે કોણ હીંડોળા ખાય,
રડે બેસી હસ્તો પછી રંક કે રાય;

ન પરવા જુરીની ન પ્રલતણ સરકાર
સવાર થાય તો સંભાળ છે તલવારની ધાર.

પોતાને નીમક પાણીથી નીભાવનાર તરફ બેહદ માનને ઈજ્જતની નજર ચમકાવતો ચારપગી ચોકીદાર વહાલો 'મફીન' શેઠાણીની સોડમાં એકાદ ખુશબખ્તી ભરી સાંજે પોતાનું ગુચ્છાદાર બાલોથી ભરેલું શીશ નમાવી તેણીની ખીદમત બજાવવા ખોટી હતો. બેશક સાંઇ હોવ ગો શહેનશાહ પણ આ નીમકહલાલ પ્રાણી તમને જાન કરતાંબી જ્યાદા ચાહે છે, મફ મફીન! ગર ખુદાતાઆલાએ આ મુગાં પ્રાણીને અક્કલ જેવું નાદર ગોહર બક્ષયું હો તે તો તે આજે તેની શેઠાણીની કદર પીછાણી શકતે, સબબ મહોબતી મકતબની માસતરણ અને મફીનની માલેક જુલીયટ હેથેવે રજ ખુબસુરતીના પરેસતાનમાં એક પુતળું હતું.

મફીનને લાડથી પસવારતાં આ લાડકલી લયલા પુર હોંશથી પોતાના મગજના વીચારોના ફુવારો આ નીરદોશ પ્રાણી સમક્ષ ઉડારવા લાગી. "મફીન, મારા નીરદોશ મફીન, અફસોસ કે આ દોરંગી દુનિયામાં ઇનશાફ ખરીદવા ઇનશાનને આંખ્યો નથી. કાંય નહિ આબરૂ દરકારથી પોતાના ગુજરાનના સાંધણ મેળવતો માનવી દોલતને દરીયે અંગોળ કરી શકે! કાંય નહિ મોરીસ હાર્ટકોટ એક મુફલેસ ફકીર બદલ પાપી તવંગરીમાં પછડાતો કરોડપતી થઈ શકે! શું અયશ આરામની દુનિયા અમીરોનું ઘરબાર છે, ને ગરીબોને કીચળમાં રગડાવું સજાવાર છે! કાંય નહી હું આએ કાંટાથી ભરેલી, પાપના અંગારમાં બરેલી, નેહસ્ત દુનિયામાં કટકો રોટલી માટે પોતાના લોહીનું ગંધીલું પાણી બનાવતાં બુર્જોર્ગ પાદરીની દીકરી બદલ, હીરા, મોતી, માનેક, લીલમના લંકાની શહેનશાહ બાનુ તરીકે રાજ કરૂં! મોરીસ બસ જુલીયટ માટેજ જીવેછ ને જુલીયટબી મોરીસ માટેજ મફીન!"

ભોલો ભાલો, ઇનશાનની બોલીથી અંજાણ વફાદાર મફીન, તેને શું ખબર કે તેની શેઠાણીના લેકચરમાં કેઠી આમ બાબદ હતી!! ગર માનો યા ન માનો તે તમારી

મુનસફી પર છે, પણ જાતવંત મફીનના મગઝ પર જુલીયટ જેવી ખુબસુરત હુરીની મીઠી મધ જુલીએ એવીતો અસર કીધી હતી કે, પોતાની બાઇ જેણી સવાલ પુછે તેનો જવાબ નાકના કુફારાથી, અને લાંબી લચ જીભલીથી બાઇના હાથ ચાટી, પુર પ્રીતીથી તેણીની તરફેણમાં પુછડું હલાવી આપતો હતો. વા વાયાથી નળ્યું ખસ્યું તેમ હજુ તો ઉપલી હવાઇ વાદવીવાદ ને મીનીટ નહી થઈ હશે, એટલામાં તો પાસેની ઝાડીમાંથી વા કાંઇ ખખડાટની વાત લાવ્યો, જે મફીનના ચકોર કાનપર પડતાંજ તેને પોતાની બાઇની સોડ છોડી પડોશની ઝાડીમાં છપ-લાવ્યું. વાંચનાર, તર્ક કર એનો શો સબબ હતો! શું કાંઇ કુતરા કુતરાઓ વચ્ચે પાનીપટની હોળી ત્યાં સળગી હતી, કે કોઇ ખવીસના પગલાંનો પડછાયો તેની ચતુર ચશમ પર પવને નાંખ્યો હતો! નહિ, એનું કારણ બીજું હતું. કોઇ વીચારના વમળમાં વીંટલાયલા મધુબનની વીહસલનો તે અવાઝ હતો, જેને મફી-નની શાંતીમાં ખલલ કીધી હતી. જેવો તે જુલીયટ આગળથી ધસારાબંધ આગળ વધ્યો કે તુરતજ ચતુર જુલીઆ તેની હીલચાલની મતલબ પામી જઇ, ધીમે પણ શાંતને મક્કમ મને તે જંગલો તરફ કદમો લંબાવા લાગી.

"મોરીસ"–જેવો મોરીસનો ઝાંખો પડછાયો સમી સાંજના ઝઝકળામાં ખીચોખીચ ઝાડીથી વીંટલાયલા જંગલમાં તેણીની નજરે પડયો કે ધીમે સાદે પોતાના પ્રેમી ખ્યાલને ખુબસુરત મોઢાંની દાબડીમાંથી તપકાવતાં તેણીએ ઉપલો તીણો અવાઝ કાઢયો. "મોરીસ–મોરીસ વહાલા" અને બીજીજ પળે જુલીયટના મનની કાળી ભમ્મર ઉંચી મુરતી તેણીની સમક્ષ હાજર થઈ. તેના અવાઝમાં મક્કમ-પણાં સાથ કઠોરતા ગુંથાએલી હતી, અને જુલીયટ હજુ કાંઇબી વધુ બોલે તે આગમચ તેને તેણીને પોતાના બન્ને હાથોની વચમાં લઇ એક અતી વહાલના ચુંબનનો સ્ટાંપ તેણીના ગુલાબી સુવાળા ગાલોના કાગજપર પાડયો હતો, જે સ્ટાંપે તેણીને બીલકુલ બેફામ બનાવી હતી. "જુલીયટ, મારી રોશની, દુનીયાના ખુરશીદ, ખુરશીદનો ખુદા! બેશક જુલીયટ શબ્દજ મોરીસના જીગરનું એન્જીન વાહલની અતી ઉશકેરાયલી લાગણીના પાવરથી એટલુંતો જોશમાં ચલાવતો હતો કે મોરીસની આંખ્યોના ચમકારાજ તેની સાબેતી હતી. અને જ્યારે જુલીયટે આ ધઉ વરણના મધુબનપર પોતીકી નજર ફેંકી, ત્યારે તેણીની દહેશતનો વીસ્તાર શી હશે તે અતરે કાગજ ને કલમ પર દેખાડવાની જરૂર નથી. ગમે તે હોય પણ સઉથી મોટો સધીયારો જુલીઅટને એ હતો કે તેણીની ખુબસુરતીના તાપે એક કઠોર જીગરના દીલદારનેબી તેણીને માટે મીનબતી સમ પીગલાવી નાંખ્યો હતો, જે જુલીયટની એક કમાલ મગરૂરી હતી. બેશક તેણીની ખાતરી હતી કે મોરીસને જેમ તેણી નચાવા માગશે તેમ આ મહોબતમાં મસ્ત બનેલું પથ્થરના તનનું હાડ-પીંજર નાચી શકશે; પણ ભોલી જુલીઆ, તેણીએ વીચારના અસ્પને લંબાણ ચકરાવો આપવાની દરકાર કીધી હતે તો તેણીને ખબર પડતે કે તેણી હાલને કાજતો મોરીસની ઉમેદના ઉછાળા મારતાં અનેક મોજાઓમાંનો એક મોજો હતો. એક દીવસ એવો તો તેણીની જીંદગીમાં જરૂરજ રેજીસ્ટર થઈ ચુકો હશે કે જે

વખતે જુલીયટની મક્કમ ઇચ્છા અને આ કથો રખવાસના મોરીસની ઇચ્છાને કીસમતને ખાળોચ્યે સામાસામી સુરંગ સળગાવી પડશે, અને બન્નેની સરજતને રોશન કે તેનો આખેરી અલ્ટીમેટમ શું આવશે. બેશક બન્ને પોતપોતાના હુજ્જત પર મુસ્તાક છે, અને જરૂર એક નજીવી ચીંગારી બન્નેની જીંદગીના લલના વાંચક ડીયર તારી હુજુર કેમ ગાશે તે તારે ધીમેથી આ સચર સફાઓમાં સહેલ કરતાં અનુભવવાનું છે.

"ખરેજ મરે તમે આજે ઘણું મોડું કીધું" ગરૂરીની દુર્ગંધથી ભરેલા અવાજે જુલીઅટ બોલી.

"મેં તો મારૂં બનતું કીધું પણ અચાનક અડચણે વાડ નાખી" સહેજ તાઢા પાણીએ કાસર કાઢતાં મોરીસ ભાઈએ જવાબ દીધો.

"નોનસન્સ! દરેકની પુઠે ફરવાના તમારા આવા હલકા વીચારને હું ખરેજ મારા અંતકરણથી ધીકારૂંછ." જુલીયટે સહેજ ખભાં ઉચકયાં, પણ એટલામાં પોતાના જોડીદારનો ગુસ્સો તાડીના પ્રીણુ માફક ઉભાતો જોઇ તેણીએ હાલતો અહીંજ થોભવામાં ડાહપણ માન્યું.

"જ્યારે તમોએ મારીપર મોહબતની પાળ બાંધી ત્યારે તમો મારી હાલત તો હું ધારૂંછ કે બરાબર સ્ટડી કરી ચુકયાં હતાં જુલીયટ. જો હું લંડન જતે અને એક કલાર્કના નજીવા ઓદ્ધા માટે અફાળજીક કરતે તો હું નહી ધારતો કે હાલ જે કમાઉછ તેથી અરધો ભ... ી તેમાં મેળવી શકતે; અને તે ઉપરાંત મારી તમામ ઉમેદોને હવામાં સળગાવી મુકવી પડતે. ટુંકમાં લંડન જવાથી મારી હાલત સુધરવા બદલ બગડતે. જેટલા પાઉંડો મેં મારી હાલની નોકરીમાં આગરાં લગનના મુબારક ટાંકણા માટે બચાવ્યાછ તેટલી પેનીબી જુલીઆ હું ખાતરી આપુછ કે લંડનમાં બચાવી નહી શકતે. પણ ખુશી થા અએ ખુબસુરત પરી કે લંડન જવાની મારી ના મરજીએ પાક કીરતાર પાસે રજા મેળવી મને તારી સોડ માંજ રાખવા વાળ્યો વીચાર્યુંછ."

"ખચીતજ જો તમો તેને રમુજ હેઠળ હસી નહી કાઢતા હોવ તો એનગેજ થવા જેવી મુબારક વાતને હું આવકાર દેઉછ, પણ તે સાટું એક ખાનગી મસલહત તરીકે તમારા જીગરના ઉંડાણમાંજ સચવાઈ રહેવું જોઇએ. ખરેજ મરે મારી સહીઓ કેવી નસીબવંતી કે તેઓની પડખે તેઓના લાડ લડાવનાર લાલાજીઓ મોજુદ છે, જ્યારે હું કેવી કમનસીબ કે મરે હુંજ જોડીદાર વગર રહી ગઈ!"

"ને તેમાં તારો પોતીકોજ કસુર છે. વારે ઘડીએ મેં તારા પીતા પાસે જઇ તારા હાથની માંગણી કરવા માટે તારી રજા માંગી, પણ મારી ઑફરને તારી કનસેન્ટ નહિ મળવાથી હું તો એમજ સમજ્યો કે ભવીશના એગરીમેંટની ઇમારત તુટી."

"મને લાગું કે લાંબો વખત સુધી આપશ લગન થઇ શકનાર નથી, અને

વરી પાછું એક તો આપરી હાલત હાલમાં એવી નથી મોરીસ કે લગન જેવી ઉમદા ચીઝને કુદરતી બહાળી મળે, છતાંબી જો તમારી ખુશીજ હોય તો આવતી કાલે રાતે પપાની રજા માટે ઘરે સીધારજો, ને હું ઈચ્છુંછ કે એ તમારો મોડલ આઈડીયા આ મોડલ બારગેનમાંબી મોડલજ નીવડે—"

વાંચક મુરબી, ઉપલો તકરારી વાદવીવાદ મોરીસને જુલીયટ વચ્ચે ચાલતો હતો, જેમાં જુલીયાના છેલ્લા વાકયોએ મોરીસની લાગણીને એટલી હદ સુધી ઉશકેરી કે ફરીને એકવાર તેને તેણીને પોતાની ગોડમાં લઈ મીઠા મધ વહાલની લબ જુલીયટના રૂપેરી રૂખસાર પર ખાલી કીધી–"ઓ બાગે બહેશતની ઉત્તમ ડાળ," મોરીસે પોતાનો પ્યાર જાહેર કરતાં કહયું. "તુને મારી પરણેતર બનાવવાના ખ્યાલમાં તું જાણેછ કે આજે હું હરખઘેલો બની ગયોછ. તું મારી સુખદુખની ભાગ્યણ બનશે કે નહિ, યાને જુલીયા મોરીસની થશે કે નહિ એ વીચારનો વીછ્છું આજ કેટલુક થયું મારા જીગરમાં ડંખ માર્યા કરતો હતો, અને ઓહ કુદરત બેશક ખુશી થા કે તમામ દુનિયાની મીજલસ આગળ મોરીસ જુલીયટને પોતાની ભવીશની ભાગ્યણ તરીકે જાહેર કરશે."

મોરીસ બાવાએ આકાશમાં કુટુંબ મીનાર બાંધ્યો, જે મીનારે સીરામાં છતરી ઉઘાડી જુલીયટ બહેને નજરને ચકરાવો આપ્યો. "જા ડીઅર તું તો ઘેલાં કાઢેછ." તેણી બોલી, "અને મોરીસ વાહલા, તમો જેમ નેનસી ફોરેસ્ટના જોડીદારે તેણીનો નાજુક આંગળીને હીરાની વીટીથી શોભાવી તેમ મનેબી લગનના પવીત્ર કોલની નીશાની દાખલ સુંદર હીરાની વીટી પહેરાવશે ?."

'હીરાની વીટી' એ શબ્દો સમજતાંજ હાર કોર્ટની છાતીના પાટીયાં ઘીલાં થયાં.

"વહાલી જાન, તારા નશીબમાં હોશે તો તેબી તુને મળશે. કહેતી છે જે 'બીન માંગે મોતી મળે, મળે નહિ માંગી ભીખ; માંગી કુલ દુનિયા મળે, કીસમતમાં હોય તો શીખ. પણ કોઈબી રવેશે હાલતો તુને એકાદ વીક થોભવુંજ પડશે. કદાચને હીરાની વીટી મેળવતાં રૂતુબી બદલાય." બાનપર ભમતા મકોરાએ માખ ગળવાને જાળ ફેંકી, પણ જુલીયા જેવી માખ આગળ તેની આવી હજારે જાલો તકલીદી હતી.

"ઓહ ખુદા, શું હારકોર્ટ પાસે હીરાની વીટી જેટલાંબી પુટયાં નથી." ! પોતાની સબુરી પર અંતે સુપરૂ ધાકતાં તેણી બોલી. "મને તો એમ લાગેછ કે તમો મારા હાથની માંગણી માટે મારા પીતા આગળબી રૂતુ બદલાયનેજ આવો તો ઠીક, કે જે વખતે તમોને હીરાની વીટીબી ખરીદવાનું બની આવે. તમો ખચ્ચીતજ પારકી પોરીઓને હાથ ટુંપાવા તો નહિ ઈચ્છતા હોવ, કે મોરીસ હારકોર્ટ જેવા ભીખારી પાસે જુલીયા જેવી પરી માટે એક વીટીબી ફાજલ નથી"

"મોરીસ હારકોર્ટ જેવા ભીખારી પાસ"! આ શબ્દોજ તેના દીલમાં ચકમક સમ પેશ થઈ એક ગુસ્સા ઝાંઝના ગુસ્સામાં વધારો કરવાને પુરતા હતા. "શું ખુબસુર-

તીની કીંમત હીરાની વીટીમાંજ સમાઈ હતી? 'ગર ખરીદાઇ શકતી હોય દુનિયામાં ખુબસુરતી હીરા બદલ; બની ગઇ એવી ખુબસુરતી, ન ખરીદે કોઇ કીડા બદલ.' અને ઉપલાજ થંડી આગના છાગડા તેના જીગરમાં છીદ્ર પાડતા હતા. તેની ઝબાં જુલીયટ પાસે ઉપડી શકી નહિ. અને જુલીયટ આ પથ્થરના ખમીરના અવતારને મોમ મીશાળ તેણીની આગળ પીગળી ગએલો જોઇ, અજાયબીથી ગરકાવ થઇ ગઇ. શું તેને જુલીઅટની આગળી થસ્સા ભરેલી તકોરથી પોતાના ગળાંનો કાકરો સુકવ્યો હતો! સાહેબને ખબર!!

"શું મારી સાથે પાછા તમો મારા બગીચા સુધી નહિ આવશો!" મોરીસને દીલગીર ચહેરે પોતાથી રૂખસદ લેવાની તૈયારી કરતો જોઇ જુલીયાએ સહેજ દીલગીરીના બગીચાને ઝબાનના પવનથી થંડક બક્ષી.

"નહિ મારેથી બનશે નહિ" જવાબ મળ્યો "મને આજે મોટે ખાંચરેના ખાણાનું ઇજન છે, અને મેં તેઓને પ્રોમીસ આપ્યું છ કે હું વખતસર ત્યાં હાજર થઇશ."

"કોણુ મોટે ખાંચરેના ત્યાં તણાઇ જવાના છે!"

"તું કોઇનેબી ઓળખી શકશે નહિ જુલીયા, પણુ સર રોબર્ટ લાઇલ, લોર્ડ હીડનને બીજા એક બે જણાઓ જેઓ હાલમાં શીકારની સહેલગાહે ઉતરી પડયાછ તેઓની એમ તો ત્યાં આમદ થવાની છે."અને ઉપલાં નામોમાં માલેકને રોશન શું ચમતકાર હતો કે જુલીયટે ધાર્યા, કરતાં ઉલટી રીતે તેઓને પોતાના જીગરમાં હરખભેર આવકાર આપ્યો, જે કમનસીબે હારકોટ જોઇ શકયો નહિ.

"હું ધારૂંછ કે તેઓ પાસ ખુબ ચીચોડા હોવા જોઇએ નહિ વારૂ!"

"તે હું કેમ કહી શકું! લોર્ડ હીડનની તો બાવા નાહે ને તાપે જેવી હાલત છે, પણુ સર રોબર્ટ લાઇલને ત્યાં તો દોલતનો ડુંગર થએલો જણાય છે. ખુદાનો એક પગ ઘોરમાં ડોળા ખાયછ ને એના ભાઇનો ડોળો સર રોબર્ટની દોલતપર ખોવાએલો હોવાથી તેબી રોબર્ટના મોત માટે તપતપેસરી કરતો ફરેછ. કમનસીબે બુઢો એક તો કુવારો સુવોછ!

"હું ઇચ્છુંછ કે એટલી દોલત તમારી પાસેજ હોતે મોરીસ! મરે તારે તો દુનિયા મારી કેવી અદેખી બનતે ને હું તેઓને કેવા સુન્નાના સરપાવ આપતે!"

પણ હજુ તો મોરીસને તેણીના શબ્દો મનમાં ઉતારવા વખત મળે તેટલાં તો દુરથી દેવલના ઘડીયાલનો રાથોડી થોકો તેના કાનના પદદ્મ પર પડયો.

"બસ મારે હવે જવુંજ જોઇએ, નહિ તો મને બીક છે કે હું મોડો કહેવાઇશ." સહેજ ઉતાવળે મોરીસે પોતાનો વીચાર જુલીયટને જણાવ્યો.

"ચાલો ત્યારે તો આગે ધીચ ઝાડીના છેડા સુધી હું તમોને વળાવા આવીશ." મનમાં મલકાતી જુલીયટ બોલી જે જોઇ મોરીસને સહેજ દીલાસો મળ્યો. જોકે તે અચ્છી રવેશે જાણુતો હતો કે તેને મોડું થયું હતું, પણુ આવી ખુબસુરત

ખબુતરીને પાસામાંથી ખસેડવા કોણુને ગમે બાપુ!

જ્યારે તેઓ થોર્નતન હાઉસની લગોલગના જંગલમાં દાખલ થયાં ત્યારે મોરીસે જુલીઆને સુગંધી પુલોનાં ઓઠાં હેઠલ ફરીને એક કીસ કીધી, અને પછી ત્યાંથી બંગલા તરફ કદમ ઉઠામી ગયો. અને જુલીયટ, જ્યાંસુધી તેણીના મનની મધુરી સુરતના દરશન મેળવી શકાય ત્યાં તલક વાડની પગતી પર ચઢી હારકોર્ટના પગલાં પુજવા લાગી. થોડીક ઘડી બાદ ખેલ ખતમ થયો. ડીયર જુલીયટ હવે તું તારે મકાને પાછી ફર, સબબ તેણીનો લવર ત્યારનો થોર્નતન હાઉસમાં નવો જુનો થઇ ગયો હતો. હવેજ તેણીના વીચારોની રૂતુ બદલાઈ હતી. હવે તેણી એકાંતમાં હીરાની વીટીનું પીકચર મગઝની સખ્ત દીવાલોપર ચીતારતી હતી. “ઓ કયારે મારો મોરીસ એક કરોડપતીમાં ફેરવાશે, કયારે તે મને હીરાની વીટી પહેરાવશે; જ્યારે હમો પરણીને એક થઈશું ત્યારે મારા મોરીસને હું લંડન તરફ કદમો ઉઘામવા હુકમ કરશ, ને હાલના થોર્નતન હાઉસના માલેક જમીનદાર બીઝાંટના દીકરાના એક માસ્તરના હલકા ધંધામાથી એનું ધ્યાન ખસાડી એને માટે આબરૂ ઇજ્જતનો મોભા ભર્યો ઓદ્ધો હું શોધી કાઢશ, વગેરે.” બાળપણુના સ્વપનાઓ, જુલીયટને ખોળે તમો હાલ તો ઉછાળા મારી રહયા છો પણ કીશતી પાર ઉતરે ત્યારે જણાય કે છોકરો જીત્યો કે છોકરી! ગરીબ બીચારી જેટલી નોવેલો તેણી વાંચતી હતી તેટલી બધીજ ધુમ્મસ ને ધુમાડાને હીમ બરફના પોશાકમાં ઢંકાએલા માલેતોજાર દેશની અખુટ દોલતપરજ વીવેચન કરતી હતી, અને ભોલી ભટાક ભાનભુલી આ અબળા તેને સચ્ચાઇ.' સબકો સમજી મનને મદારે ચીવતાઈથી સાંટી રાખતી હતી. ઓ દુનિયાની નીરદ્ધાશ અબળાઓના સુખમાં સડો પાડતી તું કંગાળ કસકુનમ દદા નોવેલ! તારી ગોડમાં કંઈક જુમલે જહાનના અનેક સારાં નરસાં ગોહરો છુપાઈ બેઠાં છે–પ્યાર સાથ નીસબત રાખી તું ફાંસીને લાકડે મારનારછે, દોલતનો દીલબર બનાવી ઈજ્જતની મોહકાણુ વાળનાર છે; ખુન આગમાં ખુબ રગોળી ઈનશાફથી પાવણુ કરનાર છે; ખુદાઇ જ્ઞાનની મંજલમાંથી બદીની લગામ ધરનાર છે.

અને વાંચનાર એવીજ નોવેલમાં પોતાના સંસારનો પાયો ચની લેનાર વહાલી જુલીયટને મોરીસ હારકોર્ટની દીલદાર તરીકે પોતાના કહેવાતા પોઝીશનના ખ્યાલમાં દીવાની બનેલી તારી નજર આગળથી ઘર તરફ કદમ ઉઘામતી જોઇને તેણીનું વીચીત્ર મન સ્ટડી કર.

હજુણુ તો તેણી ઘરમાં ઠરીઠામ પડે એવામાં તેણીના હવાઇ ખ્યાલોમાં કંઈક કઠોર અવાઝે ખલલ પુગોડી.

“માફ કરજો બહેન, હમારી ભુલને લીધે કદાચને તમારા ઉમદા વીચારમાં નડતર પુગી હોય, પણ મહેરબાની કરીને એટલું જણાવશો કે અહીંથી થોર્નતન હાઉસ કેટલું દુર છે!” જુલીયટે આ ભુરી ભવાંદાર આંખ્યોના ઈશારા તેણીની ખુબસુરતીપર વીજલી સમ થતાં જોયા જે તેણીની ગડરીની દલીલોનો પાયો મક્કમ કરતા

હતા—ખરેજ કુદરતની કીસબી સમાઇછ આ જાત; બી પરજ સંસારના સુખદુખની વાત; મોહતાઈ તો વરી સમાવી સઉ સાર; પણ ભુદયો અક્કલ દેતાં પરવરદીગાર—

અલબત્તાં જુલીયટને ઉપલી અર્જ કરનાર તે બેઢી ખમણીનો, ખુબસુરત, દબલ ત્રીસાંમાં તલખાં મારતો વીચારવંત બુઢો ઉમરાવ હતો, અને તેની મરોડદાર પેશાનીએ જુલીયટના વીચારોને કંઈક ભુલભુલામણીમાં ભમાવા માંડયા હતા.

"હમારી ગાડીનો રસ્તામાં ખુરદો થઇ ગયોછ અને હમોને આશા નથી કે થોર્નતન હાઉસના ખાણાપર વખતસર હાજરી આપવાને હમો શકતીવાન થઇશું"—બીજો બોલનાર બટકો, સુંદર વાંકવાળા બાળનો ચપરખ ઘો આદમી હતો. ચામડીનો રંગ જરાક પ્યાલુ ભરીને દુધમાં બે ચમચી કુમલી ચાહેના રંગને મળતો હતો. જો કે બાપ લાખ ચાલીસનાની, ઝબાં દરાજી ભલા તીતરને નચાવા પુરતી હતી. પણ એ બે બુઢા બુબખો કોણ હતા!—ગમે તે હોય તેની ખનખોડ કાઢવાનું આપણું કામ નથી પણ જુલીયટે તો તેઓને મદદ કરવાનો મન સાથ ઠડાવ કીધો હતો.

"થોર્નતન હાઉસ તો નાકને દાંડે રહયું. અહીંથી દબલ સો વાર ચાલ્યા કે જમણી ગળીનું દાખું વરંડાવાળું ઘેર તમોને કોઈબી રસ્તે ચાલતો રાહદારી દેખાડશે સાહેબ. મજાહની અહીંથી પંદરવીસ મીનીટની ખુશનુમા વૉક છે. બન્ને વાત કરતાં જશો તો આંખના પલકારામાં પુગી જશો."

વૉક! અરે બહેન આએ ઉમરે હમોને વૉક કરવાનું છાજે! તમો જુવાન કુકરીયાંઓ તે તરાામાં ઉડીનેજી જઈ શકો પણ અહીં તો બીલ્લસ ભરતાં જમડો જાય બાપા—કેમ સર લાઇલ!" તેમાંના દુધ્યા કલરની જોડીવાળાએ સહેજ ટકોરથી જવાબ વાળ્યો. "બહેન એના કરતાં કંઇ બીજો સહેલો ને સુતરો માર્ગ નહિ બતાવી શકો. તમારાં ઉપકારી થઇશું."

"ઠીક ત્યારે થોભો, હું હમણા જઇને ડોગકાર્ટ જોડી લાઉં." અને બીજો એકબી વધુ શબ્દ બોલવા વગર, જુલીયટ હરણીની ઝડપે ત્યાંથી કદમો ઉઘામી ગઇ. તેણીના સુનેરી બાલોને આ વખતે તેણીની પીઠ પાછળ હવામાં ઝોકા ખાતા જોઇ પથ્થરના જીગરમાંથી મોહબતનો ઝરો સજીવન થઇ શકે તો તેમાં જરાબી સરાહગાત જેવું નથી.

જે બુઢ્ઢાને તેના જોડીદારે જુલીયટની હાજરીમાં લાઇલ તરીકે ઓળખાવ્યો હતો, તેજ સર લાઇલ હાલમાં કંઇક હદ બહાર લાગણીથી તેણીને દોડતી નીહાળતો હતો. કેમ તો જુલીયટની ખુબસુરતીનો આએ બીજો શીકાર હતો.

"ઘણીજ ફાંકડી, દેખાવડી હુકતી, કેમ સર રોબર્ટ!" લાઇલની ઠેકડી કરતાં તેના દોસ્તે થાવકું પીરસ્યું.

"હદથી જ્યાદા ખુબસુરત!" લાઇલે પોતીકી પ્રતીજ્ઞાનું પોષણ કરતાં કહ્યું, "કોણ જાણે કોણની છોકરા હોશે હીડન! મને કંઈ સાધારણ ગામડસન ગોરી તરીકે લાગતી નથી."

"મને લાગેછે લાઇલ કે કોઇ ચીકાસદાર ખેડુતની પોરી હોશે" બુઢા લાઇલની દશખ ખાટ્ટી જાણી હીડને ચાબકો માર્યો, પણ લાઇલ લોર્ડ હીડન જેવા બંદરને ઓટીમાં સાટી ફરે એવો માંજન્દરાની હતો, તેથીજ તેને હીડનના મતથી વેગળો જતાં કહ્યું

"નહિ એમ હોયજ નહિ! તેણી તાલેવંત થવાજ સરજાયલી હોવી જોઇએ"

વાંચનાર ઉપલા બન્ને કોણ હતા તે વીચારવું મુશકેલ નથી. મોરીસ હારકોર્ટે જુલીયતથી વીખુટાં પડતાં જેઓની તારી સાથ ઓળખ કરાવી હતી, તેજ થોર્નતન હાઉસના શીકારની સહેલગાહેથી પાછા ફરેલા મેજબાનો સર લાઇલ ને તેનો દોસ્ત લોર્ડ હીડન હતા. નસીબે તેઓને યારી નહિ આપવાથી તેઓ પોતાનો શીકાર ખોહી મોટોરનો ખુરદો કરી લાઇલાજ હાલતમાં જુલીયતને બારણે મદદ માટે આવી પહોંચ્યા હતા. જો કે મોટોર અકસમાત ખુશી ખુશહાલીમાં માઠો બનાવ લેખી શકાય, છતાંબી માઠાંમાબી કુદરતે મીઠાસ ઢાંકેલો હોવાથી આ અકસમાતના પરીણામ માટે સારી આગાહી કરી શકાય. "બેટસ હું ધારૂંછ કે તુને મોટોર આગળજ રહેવું ઠીક પડશે. હમો થોર્નતન હાઉસમાંથી કોઇનેબી મોકલી આપીશું જે તુને મોટોર સમારવામાં મદદ આપશે." પોતાના શોફરને હુકમ કરતાં લાઇલ બોલ્યો.

"પણ આપરે વખતસર થોર્નતન હાઉસમાં પુગીશું એ વીશે મને શકછ લાઇલ હું તો આએ છોકરીની મીઠ્ઠી ઝબાનપર ભુલાવો નહિ ખાંઉ!" હીડને અધીરાં પડતાં લાઇલના કાનો કરડવા માડયા, પણ હજુણતો હીડન પોતાનો ઉભરો લાઇલ આગળ ખાલી કરી રહે તે આગમચ તો જુલીયટ એક ડોગકાર્ટ લઇ તેઓ સામે હાજર થઈ. અલબતાં દોડતી જઇને ડોગકાર્ટ વજીફેથી જોડી લાવતાં તેણી થાકી ગઈ હતી છતાં થાકમાંબી તેણીની ગુલાબી ખુબસુરતી કુદરત પર સરસાઇ ભોગવતી હતી. બન્ને બુઢાઓને તેણીને જોતાં થંડીના લખલખાં ભરાઇ આવ્યાં હતાં સબબ તેઓએ તેઓની જીંદગીમાંબી કુદરતનો આવો ઉમદા નમુનો જોયો નહી હતો.

"ઓ હમો તમારાં આભારી છીએ બાનુ!" સર લાઇલે મોઢાંની બાટલીમાંથી મધ તપકાવતાં કહયું. "બેશક તમારી આવી માયા મહેરબાની તમારા ખાનદાનને શોભા આપનારી છે."

"થેંકયુ. ચાલો હવે ગાડીમાં કુદી પડો, હુ તમોને થોર્નતન હાઉસ તરફ હાંકી જાઉ!" જુલીયટે બન્નેને ગાડીમાં બેસવાનું આમંત્રણ કીધું, પણ આવી રીતનું આમંત્રણ લોર્ડ હીડનને ગળે ખુટયું, સબબ લાઇલની વૃધ વય જોતાં ગાડીમાં કુદી પડવાની તેણીની માંગણી બીલકુલ નાપસંદ હતી, છતાંબી સહન સીલતા દેખાડી હીડને બુઢા લાઇલને જુલીયટની બાજુમાં જગ્યા કરી આપી, પોતે ડોગકાર્ટની પાછલની સીટ પર પસંદગી રાખી.

જેવી જુલીયટે પેલા બન્ને ઓરેંગગોટેંગોની ઉલટને ધારેલે મકાને ઠરીઠામ ઉતારનાર બુઢી ઘોડીની લગામ હાથમાં ધરી કે પડોશમાં બેઠેલા લાઇલે રસ્તો કાપતાં કંઇક એલારપેલારનું અફીણુ દોહવવા માંડયું.

"અને તમો અહીંજ રહો છો નહિ વારૂં!"

"જી હા, ભલી પાક ગરીબીમાંજ જુલીયટને જીવાડનાર આજ તે ઝુંપડી છે. મારો પીતા મોટા પાદરીનો મદદનીશ છે. તે આખો દીવસ પોતાના પાદરી માટે પરસેવાનું પાણી કરે છે, જ્યારે પાદરી સાહેબ તેના પરસેવાની પેદાયસ આઈતી ખીસાંમાં મુકે છે."

"વાહરેવાહ, પાદરીની પવીત્રતાઇ તો તારે કેઠી પૈસામાંજ દોળા ખાતી દેખું." લાઇલે સહેજ લાગણીની વાદલી જુલીયટ પર ખાલી કીધી. "પણ તમો આ ફાંકડી બંગલીને ઝુપડી કાંય કહોછ!"

"એ હમારી ગરીબડી ઝુપડીજ કહેવાય. હું ધારૂંછ કે તમો જો એજ ઝુંપડીને હીંડોળે હીંચ ખાધી હોતે તો તમારૂં મત બીલકુલ ફરી જતે."

"પણ સમજો કે તમોને પસંદગી કરવાની ટક મળે તો તમો કયાં રહેવાને વધુ પસંદ કરો?

"મુવાં હમે ગરીબ ગમાર પડયાં એટલે હમોને પસંદગી સાથે દોસ્તીજ કેવી હોય! અલબત જો મને પસંદગી પ્રસન્ન થાય તો હું તો પેરીસ, સરોવરથી હળી મળી રહેલાં ગામડાંઓ, સ્વીટઝરલેંડ, કીલારની ને લંડન વધુ પસંદ કરૂં, અને તેમાં લંડનમાં તો કોઇ ટચકારૂં કરે તો પથારી માંડુ-તમો જાણોછ સાહેબો કે લંડનજ સઉને રોજીરજકથી ભરપુર કરેછ."

અને આ ભોલી ભટાક છોકરીના આવા નીરદોશ વીચારો જોઇ બુઢા લાઈલને બહુજ હસવું આવ્યું. પણ હસ્તાં હસ્તાંબી પોતાની ફોનોગ્રાફના મશીન માફક લુલી તો હાલતીજ રાખી.

"હા-હવે મને સમજ પડી કે તમો લંડન કેડાં ખુબ ચીચોડાવાળાં થવા માંગોછ-પણ પૈસાની તમોને શું એટલી બધી જરૂર છે!"

"મરે પૈસાની કોણુને જરૂર નહિ હોય! પૈસા જો ઝાડે પાકતા હોય તો દુનિયાના બગીચાઓ ઉજ્જડ રહે. આજે પૈસા હોતે તો હું મનપસંદ ફરાકો ને મન ગમતી ચીજો લઇ શકતે. મને ભપકા ભરેલું થઇને ફરવું હરવું બહુજ ગમેછ! જો કે મારી બંગલીના કાતરીયાં પર મસમોટટો પેતારો પડેલો છે, જેમાં મારી માતાનું રાચરચીલું ભરેલું છે. મારો બાપ મને તે પહેરવા દેતો નથી, પણ જ્યારે તે બહાર સીધારેછ કે હું ચોરી છુપઇથી તે પહેરૂંછ. અને જો કે તે ફ્રાકો અસલી છે છતાંબી તે મારા આ ગરીબડા તનને ફાંકડું બનાવા પુરતો છે. મારી માતાએ મારા મમાવાની મરજી વગર મારા બાપ સાથે લગન કીધાં, અને તેથી મારા મમાવાએ તેણીની સાથનો સઘળો સંબંધ છોડી દીધો, ને તે દીવસથી તેને મારી

માતાનો સઘળો પહેરવાસ એક પેટીમાં પેક કરીને મારા બાપ પર મોકલી દીધો, અને ચીઠ્ઠી લખી જણાવ્યું કે તે પોતાની દીકરીને નામનો એક રેશમનો કટકો વટીક ઘરમાં જોવા રાજી નથી. અને તે દીવસ પછી મારી મમાએ મારા મમાવાનું નામ વટીક સમજ્યું નહિ. પણ શોલોની હું તો તમોને પુછતાંજ ભુલી ગઈ! હું આએ ફ્રોકમા કેવી લાગું છ!"

જો કે આ સવાલ અચાનક હતો, છતાંબી પેલા બે ઢાંખરાઓ તો તેણીની વાતમાં બેહદ રસ લઈ ખુશહાલીથી પોતાના હઈડાં છલકાવી રહયા હતા. અને કંઈક ગપ્પા સપ્પા, રમુજ ઠેકડી વગેરેના સરભર્યા પુરચણની વચમાં આ ત્રણની ત્રગડી ધારેલે મુકામે આવી લાગી.

"ચાલો સાહેબો" જુલીયટે તેમનું ધ્યાન ખેંચ્યું, "હવે થોર્નતન હાઉસ નજદીક આવી લાગા. જોઈએ તો અહીંથી ચાલી જાઓ. સહેજમાં પુગી જશો" જો કે આ બંગલાનો પહેલો દરવાજો હતો ને બંગલો તો સુમારે પા માઈલ પર હતો પણ પેલા બે ઢાંખરાઓના ટાંટયા ગેરીયા રમતા હોવાથી તેઓમાના એક હીડને જુલીયટને છેક બંગલાની લગોલગ હાંકી જવા અરજ કીધી; એટલામાં પેલો ઘસેલો ધાંખરો લાઈલ વચમાં પુરાયો.

"અને જો તમો મીસીસ બીઝાંટને તમારી માયા મહેરબાની માટે હમારા ઉપકારમાં તેણીનો ઉપકાર ઉમેરવા દેવા વગર અહીંથી ચાલતાં થશો તો તેણી બહુજ દુખી ને દીલગીર થશે." લાઈલના શબ્દોએ અંતે જુલીયટને પીગળાવી. તેણી એમતો કહેવા માંગતી હતીજ નહિ કે તેણી મીસીસ બીઝાંટને ઓલખતી નહિ. જો કે તે મગરૂરીમાં તરફડયાં મારતી શેઠાણી તો આ ગરીબ જમીનદારની ગુવાળ જેવી દીકરી પર નજર કરવાબી ખુશી હતી નહિ, છતાંબી પરાયા પરોણાઓની અરજને અપમાન કરતાંબી કીંમતી ગણી તેણીએ બંગલા સુધી હાંકી જવાને અંતે કબુલ્યું. જેવો તેણીએ બંગલાના બીજા દરવાજાની પાળનો પહેરેગીર પથ્થર પસાર કીધો કે તુરતજ તેણીની નજર મીસીસ બીઝાંટ પર પડી, જેણી પોતાના પાંચ છ પરોણાઓના કુંડાળાં વચ્ચે પોતાની પાપી તવંગરીનો પદધા હસી હસીને બહાર પાડતી હતી.

"કેમ કંઈ બન્નેને મોડું થયું!" મીસીસ બીઝાંટે બન્ને બુઢ્ઢાઓને આવકાર દેતાં આતુરતા વચ્ચે પુછયું. તેણીએ અછઝી સફાઈ વાપડી આમ મોડું થવાનુ કારણ પુછવાની તસ્દી લીધીજ નહિ કે જેથી જુલીયટ હેઠેવે જેવો ગામડીયન ગુલાબ ફકટ ઓઝપમાંજ ઝમકી શકે.

"હમારી મોટોર ભાંગી ગઈ" સર લાઈલ બોલ્યો, "અને બગલાથી એક માઈલના છેરાપર હમો રવડી પડયા. બેશક હમો આ જુવાન અબળાને હમોને અહીં સહી સલામત લાંવવા માટે ખરા અંતકરણથી આભારી છીયે"

"ખરેજ હું તમારી અહેશાનમંદ છું ભલી મીસ——"

"જીહાં હું જુલીયટ હેથેવે" પોતીકા નામની ઓળખ પારકી જીભલીને

આપતાં જુલીયટ બોલી. જો કે બીઝાંટ માસીના ચીહ્લા પરથી એમ સ્પષ્ટ જણાતું હતું કે જુલીયટનું આ પગલું વખોડી કાઢવા જોગ હતું, તોબી બહારનો ખોટો દેખાવ કરતાં બીઝાંટે તેણીનો ઉપકાર માનતાં કહયું, "હમારા પરોણાઓને આવા કટોકટ વખતે મદદ કરવાને માટે મીસ હેથેવે હું તમારી આભારી છું." અને તેણીના ગગળતા સાદ પરથીજ જુલીયટ પામી ગઇ કે મીસીસ બીઝાંટને જુલીયટની હાજરી એક કવચના કાંટા મીશાળ હતી, અને તુરતજ તેણીએ ત્યાંથી ઝુંપડી તરફ રૂખસદ લેવામાં દાહ્પણ સમજ્યું. તેણીના સુનેરી બાલો તોપીના ઢાંકણ વગર ઓરબી મોહીની લગાડતા હતા. તુરતજ ત્યારે લગામ ઘોડીની હાથમાં લઇ પોતાની ડોગકાર્ટ ફેરવવા જતાં બુઢો લાઇલ આરાસપાહણી પહાડસમ વચમાં નડયો.

"મીસ હેથેવે તમારો બેહદ અહેશાનમંદ છુ. આશા રાખુંછ કે ભવીશમાં એકાદવાર ફરી આંપણી મુલાકાત થાય." લાઇલે તેણીની તરફ ઓધઇ પંથરાઇ જતાં કહયું, જેના બદલામાં તેણીએ લાઇલને પોતાનો સુવાળો હાથ શેકહેંડ માટે આપી મીસીસ બીઝાંટને લોર્ડ હીડનને સહેજ ડોકયું કરી દરવાજાની બહાર ગાડી હંકારી ગઇ, પણ અહીં બીજું હફતેખાન તેણીને ઓળંગવાનું હતું. હજુ તો ગાડી કમપાઉડના છેલ્લા દરવાજામાંથી બહાર નીકળે તેટલાં મોરીસ હારકોર્ટ સાહેબ મોહબતી કર વસુલ કરવા સીધાર્યાં.

"કેમ મોરીસ આએ વખતે તમો અહીં કયાંથી!" મોરીસના દરશનની પ્યાસી છબીલીએ એકવાર પોતીકો હરખ ફરીથી દેખાડતાં કહયું.

"જ્યારે તમો તમારી ગાડીને વાંકોચુકો ચકરાવો લેવાડતાં હતાં ત્યારે હું થોર્નતન હાઉસની અગાશી પર બીજા પરોણાઓ સાથે તમોનેજ નીહાલતો હતો. મોરીસના બોલવા પરથી જુલીયટે તર્ક કીધી કે જુલીયટની ત્યાંની હાજરી થોર્નતન હાઉસના એક માનીતા પરોણાને ઝેરના પ્યાલાં જેવી હતી, સબબ તે તેણીને ત્યાં જોવા બીલકુલ નારાજ હતો.

"હું દીલગીર છું મોરીસ પણ મારે તો ફરજ બજાવવીજ જોઇએ—ચાલો સાહેબજી." અને વધુ એક પણ બોલ બોલવા વગર મોરીસને ત્યાંજ બરબડતો રહેવા દઇ જુલીયટ પોતીકી ઝુંપડી તરફ હંકારી ગઇ. વાંચનાર, મોરીસને જુલી-યટની આવી વર્તણુકથી કેવો ચચરાટ લાગો હતો તે તો તારે વીચારવાનું છે.

"જો તેણીને એકાદ દીવસ પસંદગી કરવાની ટક મળી તો મને વીસારી જુલીયટ જરૂરજ પૈસા ને પોઝીશન પર વધુ ઝીપળાં મારશે, અને જ્યારે ઘરડો ઘુવડ લાઇલ તેણી પર અરધો ઘેલો બની મુવોછ તારે તો જરૂરજ તેણી પોતાના માર્ગમાંથી મને દુર કરશે. પણ કોઇબી રવેશે હું લાઇલને આ પંખેરૂ જીતવા દઇશ નહિ અને તેની હું સંભાળ લઇશ." અને આવા વીચારોનો માળો મનમાં બાંધતાં મોરીસ ભાઇએ બબડ્યું, જે જો જુલયટ બહેન આ જગ્યા પર હતે તો તેની લાગણી પીછાણી શકતે. હવેજ જોવાનું રહયું છે કે જુલીયટના કીસમતનો કબજો કોણ લઇ શકે છે—કીરતાર કે દીલદાર?--

## પ્રકરણ ૨ જું.

જુઓ આ જગતમાં, છે પૈસાનો ખેલ,
સીવા પૈસા દુનિયામાં, આફતની રેલ.
ગરૂરીબી એજ કાજ, સુખદુખનો શાહ,
છે આલા અદના પરબી તેનીજ નીગાહ.

"સાહરા ડારલીંગ, તારે કોઈની રવેશે પેલા જમીનદારની દુકતી આગળ જઈ તેણીને અહીં નોતરવી પડશે. લાઈલે મને વારે ઘડીએ ચીમકી લગાવી છે, સબબ કે તેનો વીચાર ફરીને એકવાર જુલીયટની મુલાકાત લેવાનો છે અધુરામાં પુરી મોહકાણ તો એ છે કે તેણીનો ખુશ મીજાઝ ભલા બરીયલ છાનાને બી જીતી શકેછ! મીસતર બીઝાંટને મીસીસ બીઝાંટના ડરેશીંગ રૂમમાં ઉપલી તકરારમાં ઉતરેલો આપણે જોઈશું.

"પણ તમો લાઈલના કહેવાથી એમ દોરવઇ કેમ ગયા! એ તો આજકાલ દુકતીઓ એવુંજ એમાણુ લઈ બેઠીછ તેને શુ રડે!" મીસીસ બીઝાંટે પોતીકુ ભણુતર બુઢાજી પાસે તટરાવા માંડયુ.

"ગમે તે હોય પણ તારે તો તેણીને આજે રાતના ડીનર પર મીરાજવાનું ઇજન જાતે જઇને કરવુંજ પડશે. એક તો આપરે ત્યાં બઇરાં પરોણાઓ ઓછાં છે એટલે આએ છોકરી પોતીકી હાજરીથી અને ખોલી દરાજીથી પરોણાઓને રીઝવી તુને ને મને બન્નેને શોભા આપશે," બુઢાએ કડક બ ગાલી બની જતાં કહ્યું. ખરેજ ડીક બીઝાંટ એક મોટો આબરૂદાર, માયાળુ સ્વભાવનો, સુધો સાચો અંગ્રેજ બચ્ચો હતો. જો કે તેની જાગીર ઘણી મોટી હતી છતા તુનાખી ને તોચ્છડાઈનો તે શત્રુ હતો. પોતીકી બઇરીને કેમ સમજાવી લેવી તેની કળા કૌશલ્ય તે જાણતો હતો; અને તેની ઝબાનનું પરફ્યુમ બુઢ્ઢી બીઝાંટના મગજને મોમ કરવા પુરતું હતું. આવા પ્રકારનુ લવંડર પરફ્યુમ બેશક દરેક શુરા સચ્ચા મર્દની ઝબાંનને ભીજવેલીજ રાખે છે, પણ અફસોસ કે ડીક બીઝાંટ જેવા કેટલાંકો આ દુનિયામાં તેનો ઉપયોગ કરતા હશે! અને એજ લવંડરની અસરથી મીસીસ બીઝાંટે પોતીકા ખાવીંદનો સમન માની આજે તેણી આપણી નજર પાસેથી જુલીયટના ઘરના કમપાઉંડમાં દાખલ થતી જોઈશુ—

"મીસ હેથેવે ઘરમાં છે કે!"

"જી હા, ઘરમાં છે. આપણું મુબારક નામ," અને બીજીજ પળે મીસીસ બીઝાંટે પોતીકા નામનો કાર્ડ પર્સમાંથી તે મેડને કાઢી આપ્યો જે લઇ જુલીયટની ચંચળ હેનામેડ પોતીકી બાઇ પાસે દોડી ગઈ. જેવો જુલીયટે કાર્ડ જોયો તેવીજ તેણી સાવધ બની ગઈ! મીસીસ બીઝાંટ જેવી તવંગરીના ટોરમાં

તવાએલી તીખ્ખી ટેકડીને ગરીબડી જુલીયટને ત્યાં ઘસડાઈ આવવાનું શું કારણ મળ્યું હશે! તેણીના મગઝમાંથી અનેક વીચારની વાદળીઓ વીજળી વેગે પસાર થઈ, તોબી હીંમત કરી હેના દાસીપાસે તેણીને અંદર બોલાવી હાલમા બેસાડવા કહ્યું ને પોતે કપડાં બદલવા ગઈ. અને હુજી તો પાંચ મીનીટ મીસીસ બીઝાંટને હાલમાં દાખલ થવાને થઈ નહિ હશે એટલામાં તે આ ફાંકડા પોશાકમાં સજ થએલા ઝુંપડીનો ચેરાગ ડ્રોઈંગ રૂમમાં ઝમકવા લાગો.

"માફ કરજો મીસીસ બીઝાંટ, તમોને મારે લીધે ખોટી થવું પડયું. કેમ કંઈ ગરીબ જુલીયટનું આજે કામ પડયું બહેન."

"મરે મારી ગરજે હું આવી તેમાં માફ શાનું કરેજો! અમારા પરોણાઓ માટે તમોએ લીધેલી તકલીફની કદર સારી રીતે બુજાવાનું હાલ ટાંકણું હાથ આવેલું હોવાથી અને પરોણાઓમાના કેટલાકનો વીચાર તમારી ફરી મુલાકાત લેવાનો હોવાથી હુ ને મીસતર બીઝાંટ આશા રાખીયે છીએ કે, આજે રાતે હમારા થોર્નતન હાઉસમાં તમો તમારા પીતાજી સાથે ત્યાં પધારી હમારી સાથે ખાણું લેશો"

"તમારા આવાં માયાકુલ ઇજનને મારા મગઝ પર બહુજ ઉંડી અસર કીધીછ, અને હું ને મારા બાવાજી મોટી ખુશી સાથે થોર્નતન હાઉસના ખાણામાં સામેલ થઈશુ જી."

"હુ સમજીને બહુજ ખુશી છું. હમો રાતે આંઠ વાગે ડીનર લઈશુંજી. માફ કરજો, સાહેબજી."

"સાહેબજી બહેન—આવજોજી" અને મીસીસ બીઝાંટે જીવપર જોરાવરી કરી અતી માયાળુ ઢપે ત્યારે ઇજન ખલાસ કીધુ. જેવી મીસીસ બીઝાંટે રૂખસદ લીધી કે જુલીયટ એક સોફાપર પડી ઉતાવળે ઇજન સ્વીકારવાની પોતાની કઢગી રૂઢી માટે નીસાસ જીવે અફસોસ કરવા લાગી, સબબ તેણીએ એક એવું સાહસ પાર પાડવાનું માથે ઉઠાવ્યુ હતું કે જેની ફતેહ માટે તેણી પોતે શંકાશીલ હતી. અંત મન સાથ મજબુત લડત કરી જુલીયટ હીંમતભર પોતીકા પીતાના ઓરડામાં દાખલ થઈ.

"પપા થોર્નતન હાઉસવાલી મીસીસ બીઝાંટ આપણને મળવા અહીં આવીતી, અને આજે સાંજે ત્યાં થનારા મોટાં ખાણા માટે ઇજન કરી ગઈછ."

"મારી વહાલી દીકરી," બુઢા બાપે બેટીના ઉતાવળ્યાં પગલા માટે દમ સાંસ મુકતાં કહ્યું. પણ તેના સમજવાની જરાબી પરવા વગર તેણીએ તો પોતીકું બોલવું રાખ્યું "પપા એ લોકો આઠને ટંકોરે જમવા બેસેછ, જેથી આપરે આપરી ડોગકાર્ટ સાડાસાતમાં તૈયાર રાખવીજ પડશે." અને વધુ બોલવા વગર ઉપલા પટપટારા સાથેજ ત્યાંથી બીજીજ પળે જુલીયટે પોતીકા રૂમ તરફ રૂખસદ લીધી. એક તો તે દીવસને માટેના ફેશનેબલ કપડાં તૈયાર કરવાની ફીકર, ને બીજુ તો ડોગકાર્ટ જેવી ગાંડી મોટે ખાંચરેના ખાણાને માફક આવશે કે નહિ તેનો વીચાર,

એ બન્ને સ્વારોએ તેણીના મગજને ખુબ અકળાઉક કરી નાખ્યું હતું. લાંબો વખત સુધી તેણીએ એ બાબદ પર પોતીકી દાસી હેના સાથે મસલહત ચલાવી, પોતીકી માતાની ટ્રંકમાથી એકાદ બે ફ્રાકો કાઢી તેને કાપી કુપી એક એવું તો ઓખું તૈયાર કરી દીધું કે ભલા ધનેતરની આંખ્યોમાંબી તે છુટયા વગર રહે નહિ. વળી અધુરામાં પુરી તેણીને તેજ ખાણાની બખતાવર બપોરે લાઈલ તરફથી ફાંકડા મઘમઘતા ગુલાબોની બાસકેટની ભેટ આવી હતી, જેમાના થોડાકને પોતાના બ્લાઉઝ પર અચ્છી રીતે ગોઠવી દઈ પોતીકા બાપનો ડ્રેસ તૈયાર કરવા મંડી ગઈ હતી. જોકે બુઢાને આ અચાનક ઈજન સ્વીકારવાનું જીવપર આવ્યું હતું છતાંબી પોતાના લાડકલાં બચ્ચાં માટે તેને તે કબુલ્યું હતું, પોતીકી દીકરીનો પડતો બોલ હંમેશ મુજબ પાળવાને ખાતર અતે તે બુઢો કપડાં બદલવાના બીજા રૂમમાં ગયો, જ્યારે જુલીયટ ડ્રેશ કરી પુર ભપકામા બહાર મુકેલા મોટા કાચના તખ્તામાં પોતાના અર્ધ ઘેલા પદછાયા સાથ રમત કરવામાં ઘુંટાઈ. બેશક તેણીની ખુબસુરતીનો તે એક એવો દમામદાર પદછાયો હતો જે ભવીશમાં આવી પડનારા અચાંનક વીતંબણાનો ભાસ અચ્છી રવેશે આપતો હતો.

"બેશક તું ઘણીજ સુંદર નાર છે," તેણીએ પદછાયા સાથ વાત કરતાં ખુલ્લે મને કહયું, "અને તારા જેવી સુંદર નાર એક ગરીબડા માસ્તરની ધણીયાણી કરતાં કંઇક વધુ ઉચા દરજાને લાયક છે," અને પછી તુરતજ પોતીકા મન સાથ વમાસ્તાં બોલી "હું મોરીસને ખરાં જીગરથી ચાહુંછ પણ અફસોસ કે તે ભીખારી છે–" એટલામાં તેણીના વીચારોમાં તેણીના પીતાએ ખલલ પુગાડી. "બેટી ચાલો હું તૈયાર છું" બુઢા બાપનો હુકમ થયો ને તુરતજ તેણીએ તે હવાઇ ખ્યાલને ત્યાંજ પડતો મેલી પીતાજી સાથ થોનર્તન હાઉસ ભણી હંકારવા માંડયું. થોર્નતન હાઉસમાં આવી પુગતાં સાથ પરોણાઓએ તેમને આવકાર આપ્યો જેમાં લાઈલની મહેમાનદારી બેશક વખાણને પાત્ર હતી. તે જુલીયટ પર ફકટ જીવ કાઢવાજ બાકી રાખતો હતો, અને તેણીને ત્યાં હસમુખી રાખવાને જમીન આસમાન તળે ઉપર કરતો હતો. એકાદ બે ઘડીની તેણીના બાપ સાથની ઓળખબાદ લાઈલે જુલીયટના પીતા પાસે જુલીયટને જમવાના ઓરડામાં પોતીકી સાથે તેડી જવાને રજા માંગી, જેની સેનસર સાહેબ તરફથી બહાલી મળી. જે પછી લાઈલ ને જુલીયટ બન્ને એકબીજાના હાથમાં હાથ ભેરવી ત્યાંથી મોટા જમણવાલા હોલમાં કદમો ઉગામી ગયાં. બુઢા લાઈલનાં જુલયટ તરફના અતી વહાલે તેણીને મગરૂરીથી દીવાની બનાવી હતી.

"મારી તરફથી મોકલેલા ગુલાબોથી તમારી છાતી શોભાવવા માટે તમારી એ ખાનદાનની લાયકાત લેખી શકાશે. બુઢાએ જરા જીસલીનું માખણ પીરસ્તાં કહયું.

"અને હમો ગરીબ તરફ આટલી લાગણી દેખાડી મઘમઘતા ગુલાબ જેવી આવી ફાંકડી ભેટ મોકલવા માટે તમારીબી એ ખાનદાનની લાયકાતજ લેખી શકાશે" અરસપરસના આ બન્ને સુખી જીવડાંઓએ ત્યારે આમ વીચારોની કંઇક અદલા બદલી કીધી. બેશક તેબલનો ઠાઠમાઠ જુલીયટ જેવી ગામડીયન ગોરી માટે તો કાંઇક અસાધારણ લેખી શકાય. ફાંકડા ફુલોની રચના, તેવાજ ઉંચામાના કાચના ગલાસો અને ચકચકીત થતા સુન્ના રૂપાંના વાસણોએ તેણીને ખુશહાલીથી ઘેલી બનાવી દીધી હતી.

"તમો કીયો વાઇન લેશો મેડમ!" તેબલપર વાઇન પીરસનારા બટલરે જુલીયટને ઘણીજ અદબ ને નમનતાઇ સાથે સવાલ કીધો, જેનો જવાબ ઘડી કાઢવાને તેણીએ પોતીકી પાશે બેઠેલા જોડીદાર પરોણાને સુચવ્યું. "તમો મારે સારૂં શું પસંદ કરશો!"

"બેશક ચમપીન! સબબ તમોએબી ચમપીન મીશાલજ મારી જીંદગીને નવું જોર બક્ષયુંછ." લાઇલે જવાબ આપ્યો.

"અને જો તેમજ હોય, યાને આએ ગરીબ જીગરે તમોને સંતોષજ આપ્યો હોય તો હું મારો ફેરો સફળ થએલોજ સમઝીશ" જુલીયટે બુઢાનું મન મનાવતાં કહયુ, અને આ વખતે લાઇલને જુલીયટ સાથની તેની પહેલી મુલાકાત વખતના બોલો યાદ આવ્યા કે બેશક એક ગંધાતા ગામડામાં આવા ગામડીયન ગુલાબની જીંદગી ધુળ સમાન હતી, કારણ કે તેણીની ખુબસુરતી, પેરીસ, લંડન, કીલારની અને દુનિયાના અનેક ભાગોની ખુબસુરત ખબુતરીઓમાં કહો તો તેણીને પહેલી હરોળમાં મુકતી હતી. જેવું તેબલ બટલરે ચમપીનથી તેણીનું ગલાસ ભર્યું કે તેજ વખતે તેણીએ એક ઉડતી નજર પોતીકા પીતા તરફ ફેકી જોઇ જેને પોતીકા ગલાસને ફકત નીરમળ પાણીથીજ ઇજ્જત આપી હતી. પણ તેણીએ તે વીશે ઝાઝી ઇંતેજારી રાખી નહિ. તેણી તો ફાંકડાં મોહ સ્વાડીયાંની મજાહમાં લીન બની હતી.

"અને એમ સમજો કે કોઇ આદમી જો તમારી સારી જીંદગીજ અચશ આરામને મોજશોખની પારટી બનાવી શકે તો તેવા આદમીને તમો કેવી રીતે નવાજવાનું વચન આપો!" પોતીકા પ્યારને જુદા આકારમાં તેણીની આગળ ઇનસાફ મેળવવા લાઇલે સફાઇથી રજુ કીધો. અને જુલીયટે સહેજબી અચકાયા વગર અબળા જાતીને છાજતી રીતે તેનો ઉતર વાળ્યો.

"હું ધારૂંછ કે" તેણી બોલી, "તેવા આદમીને આએ દુનિઆમાં બીજી ચીજો કરતાં હું વધુ ચાહી શકું, મારા જીગરમાં પહેલી હરોળમાં જગ્યા આપી શકું, પછી તે ગમે તેવોબી હોય." અને તુરતજ શરમીંદગીમાં ગરકાવ બની બીજીજ ઘડીએ ચપળતાથી વાતને તેણીએ ઉતલાવી નાખી, જે વખતે તેણીને કાને તેબ

લના એકાદ ખુણેથી નીચલો પડદો પડયો.

"અને સાહેબ, આજે તમારા હેરી બેટાનો પેલો દેખાવડો માસ્તર કઈ જણાતો નહિ. લાંબો વખત થયો મે તેને જોયો નથી તેથી પુછતીની"

રોડા એમરશામ નામની એક લેડીએ મીસીસ બીઝાંટને જમતાં જમતાં સવાલ પુછયો.

"ફીકર ના કરો. તે હજુ આપણી સાથેજ છે રોડા, તમો તેનો અવાજ હું ધારૂંછ કે ભુલ્યા નહિ હશો." બીઝાંટે મોડુ મલકાવતાં કહ્યું. જો કે મોરીસ હારકોર્ટનું નામ સમજતાંજ જુલીયટના મોઢાપર રતાશ ધાઈ આવ્યો છતાંબી પોતીકી લાગણીને પરોણાઓથી છુપાવવા તેણીએ તેબલની આસપાસ નજર નાખી. તેણીની આ દીલગીરી તેણીની સામેજ બેઠેલો ચપર ખધો બુઢો લોર્ડ હીડન પામી ગયો હતો. ખાણાપરના લાઇલના જુલીયટપરના ઘરાંપરાં નીગ ચતુર વાંચકવર્ગોને અને પરોણાઓને ઘડી ઘડી યાદ આપવાની જરૂર નથી. ખાણું ખતમ થતા બધાંઓએ મીસીસ બીઝાંટ સાથ ડ્રોઇંગરૂમમાં ડેર્યુ લીધું જેઓની પછોળ સર લાઇલને જુલીયટેબી ચાલુ મુકયું. હજુ તો મળતા રીતેડાનુ મેજરૂ હોલમા જમા થાય તેટલાં નાનો હેરી ને તેનો માસ્તર મોરીસ આવી લાગ્યા. જુલીયટને મોરીસને ત્યા જોતાંજ શુ લાગણીઓ થઇ હશે તે અનરે વીચતારવુ રહ્યાવડે. તેણી તેણીએ બન્ને ગુરૂ ચેલાને તેઓને છાજતો આવકાર દેવામાં ધ્યાન દીધી નહિ ત્યારબાદ મીસીસ બીઝાંટે મોરીસની જુલીયટ સાથ ઓળખ કરાવી, ગમબ તેણી બાગતી નહિ હતી કે મોરીસ જુલીયટ વચ્ચે ધાડી દોસ્તી હતી પોતીકી ઉપર કેવા ગુણ થાતા જોઈ જુલીયટનો હરખ માયો સમાયો નહિ, પણ અફસોસ કે તેણીનો પ્યારનો પ્યાસો પાગલ મોરીસ એક સાધારણ માસ્તર હતો મોરીસને જુલીયટની ત્યાની હાજરી બીલકુલ નાપસદ હતી અને તે તેના આંખના ચમકારા પરથી સ્પષ્ટ જણાતું હતુ, અને તે વખતે જુલીયટને પોતાના પીતા સાથ ઘરથી બહાર નીકળવા આગમચની તેણીની આરસીના બોળા સાથની વાતચીત યાદ આવી હતી કે "તુ ઘણીજ સુંદર નાર છે, અને તારા જેવી સુંદર નાર એક નરોનદા માસ્તરની ધણીઆણી કરતાં કંઇક વધું ઉચ્ચા દરજ્જાને લાયક છે."

હવે જ્યારે મીસીસ બીઝાંટ પોતાની વાતચીતમાંથી પરવારી કે તુરતજ તેણીએ જુલીયટને મોરીસની બાજુમાજ ઉભતા રહેતા દઈ પોતે સોટકાની રમત માટે ગોઠવણ કરવા મંડી ગઈ. અને આવી રીતે જુલીયટને મોરીસ બન્નેને ત્યારે એકવાર પોતાના અંગત વીચારોના ઉભરો કાઢવાને ફરી ટક હાથ આવી.

"તમોને અહીં પધારવાનો સબબ?" જુલીયટને કઠોર અવાજે મોરીસે સવાલ કીધો.

"મને આજે ઇજન હતું. તમોએ શું મારી વકી નાકી રાખી હતી!" હસમુખા સ્વભાવે તેણીએ વળતો જવાબ દીધો.

"બીલકુલ નહિ, આજે તો દુનિયાની મારે મનસે સઉથી મોટામાં મોટી અજાયબી હતી, કે મેં તમોને અહીં તમારા પીતાજી સાથે આવા ભવ્ય મેળાવડામાં દીઠાં. તમો જાણોછ તો ખરાં કે એ લોકો આપરે લાયકના નથી અને તેથી મોટા લોકના મેળાવડામાં જવું તમારાં ને મારાં જેવાં ગરીબ વર્ગના લોકોને છાજેજ નહિ."

"તમારાં ને મારાં જેવાં ગરીબ વર્ગનાં? બોલતાં લજવાવો." અને વધું એક શબ્દનોબી ઉદગાર કાઢવા વગર તેણીએ ગુસ્સાથી નેણુ ફેરવ્યાં. એવામાં મીસીસ બીઝાંટે આવી કચેરીમાં કચરો નાખ્યો, યાને કે જુલીયટને પરોણાઓ તરફથી એક સુંદર ગાયણુ લલકારવાનું આમંત્રણુ થયું, જે તેણીએ મોટી ખુશી સાથ ઉપાડી લીધું. વળી ગાયણુમાં તેણીએ પૈસા માટેનો પોતીકો અપુર્વ પ્યાર ગુંઠી લઇ પરોણાઓની લુલીને બેશક સીવી નાખી. જોકે તેણીનું આખું શરીર બીકને મારે તે વખતે ધ્રુજી રહયું હતું, છતાંબી એક વધુ ચીમકી પાસે ઉભેલા મોરીસને લગાવતાં તેણી બોલી, "આવુંજ ગાયણુ તમારા જેવા ગરીબ વર્ગનાનેબી ટક મળે તો ગાઈ બતલાવું!" એટલામાં સર લાઇલની ત્યાં સવારી આવી પુગી જેથી વાત પર ધા પડયો. આ વખતે જુલીયાના મનમાં લાઇલની હાજરીથી કંઇક જુદાજ વીચારો સરત રમતા હતા, જેનો આપરે આબેહુબ ચીતાર લઈશું.—

"લાઇલ પૈસે પુર છે, દરજ્જામાં આળાને મશહુર છે. મોરીસ ગરીબડો માસ્તર છે, અને ત્યારે શું કામ હું મારા કીસમતને એવા ગરીબ માસ્તર સાથે જોડી સદાનું કચડી નાખું!"

બસ આ તે તુમાખીનું પહેલુંજ બીજ હતું કે જે બીજ વાંચનાર તને જુલીયટને કડવાં ફળ ચખાડતી ભવીશમાં દેખાડે તો તેમાં હું ને તું એકએકનો ચહેરો ટીકીશું નહિ. અને થોડીકજ મીનીટ તેણી ત્યાંથી થોર્નતન હાઉસની અગાશીપર માહબોખતારની થંડી રોશનીમાં કુદરતનો મહીમો જોવા ચાલી ગઇ, જે વખતે મોરીસે ફાટે દોળે જોયું કે જે છોકરી પર તેને ભવીશની મદાર બાંધી હતી તે હવે હાથથી છટકી જવા પામી હતી.

## પ્રકરણ ૩ જું.

મુબારેક હો શાદી મુબારેક હો,
લૉર્ડ લેડી લાઇલને મુબારેક હો.

હવે આપણે જુલીયટને પારટી પછીના થોડા દીવસ તેણીના દરજ્જાને લાયકના કપડાંની મહેનત મસાગતમાં ઘુંટાએલી જોઇશું. થોર્નતન હાઉસની પારટી પછીને બીજેજ દીવસે સર લાઇલે જુલીયટને થોર્નતન હાઉસથી થોડે દુર આવેલી સુંદર

ઝાડી જંગલ તરફ મોટોરની એક સહેલગાહે ઉતરી પડવાનું આમંત્રણ કીધું, જેમાં મીસીસ બીઝાંટને લૉર્ડ હીડન પણ જોડાયાં હતાં. ચારની ચોકડીએ આખો દીવસ ખાણીપીણીમાં ઠીક પસાર કીધો હતો, જ્યારે થોર્નતન હાઉસના કેટલાંક પરોણાઓ ડીક બીઝાંટ સાથે શીકાર સોરતીમાં તીર તકોરાં સાથ ઉતરી પડયાં હતાં. વળી મોટોર સહેલગાહની એક અઠવાડીયું બાદ સર લાઈલે જુલીયટને પોતીકા રીવીએરા હોલમાં બોલાવી હતી, જેમાંબી લૉર્ડ હીડન ને રોડા એમરશામ નામની લાઇલની સહી જોડાયાં હતાં. આ રીવરવે હોલ થોર્નતન હાઉસથી વીસ માઇલને છેટે આવેલો હતો, અને ટયુડર વંશ પછીથી લાઇલ કુટુંબની માલેકીનો ગણાતો હતો, અને હાલના સર લાઇલની મગરૂરીનો એક કીરતીકોટ લેખાતો હતો. સુંદર બારી બારણાઓનું આંખે ઉડી વળગે એવું નકશી કોતર કામ, દીવાળોનું સુંદર ચીત્ર કામ, જુમ્મર જુમખાંઓનો રાજવંશી ઠઠેરો, આરટીસટીક ફરનીચરનો ઠાઠમાઠ, બાગ બગીચાઓની તરોતાજગી બક્ષનારી લહેજત, અને રંગબેરંગી સુનેરી મછલીઓથી હળીમળી રહેલા આરાસપાહણી ફુવારાઓની મગઝને થંડક દેનારી મોજ આજાદ-બેજાદના હરેક સંકટોની સીમા પર આરામની છાંટીઓ હતી. અને આવો ઉમદા મોજમજાહનો મેળો જુલીયટ જેવી છાલકા મગઝની પૈસાની પુજારણ પુતળીનું દીલ હરી લે તો તેમાં જરાબી સંદેહ નથી. સર લાઇલની દોસ્તીએ તેણીને થોર્ન-તનમાં બહુજ માનીતી બનાવી હતી. કંઇક અસંખ્ય ફુલના ગજરા તોરાની નવાજેશ થોર્નતન હાઉસના ખાણા પછી તેણીને માટે આવી હતી, ટુંકમાં જુલીયા એમજ સમજતી હતી કે આજે તેણીની સરજતનો સીકકો સવળો પડયો હતો. મોરીસ હારકોર્ટે જો કે આ અરસામાં વારે ઘડીએ તેણી પર છુપાં કાગજો ને સંદેસાઓ મોકલ્યા હતા. કેટલીકવાર એકાંતમાં બે વાત કરવાનું આમંત્રણ વટીક કીધું હતું, પણ જુલીયટે તેને પોતેથી બે વાર દુરનો દુરજ રાખવામાં દાહપણ માન્યું હતું, સબબ કે મોરીસના છેલ્લા શબ્દો હજુબી તેણીની છાતીમાં બળતરાં કરતા હતા કે, "મોટા લોકના મેળાવડામાં જવું તમારાં ને મારાં જેવા ગરીબ વર્ગના લોકોને છાજે નહિ."

આવી રીતે છેલ્લા પંદર દીવસમાં તેણી પોતાના કીસમતને કોણ સીપાહ બચ્ચાની પનાહ હેઠળ મુકવું તે બાબેના મક્કમ થરાવ પર આવી હતી. તેણી સારી રવેશે માહીતગાર હતી કે સર લાઇલ તેણીની મોહબતનો શીકાર હતો, અને દરેક પળે તેણી તેની તરફની માંગણીનીજ વકી રાખતી હતી. બેશક તેણીએ મન સાથ એવાજ વીચારની પાળ બાંધી હતી કે સર લાઇલ સાથ પરણીને સોસાયટીમાં મોટું માન મેળવવું. તેમ થવાથી પૈસા, પાપી પૈસા કે જેની તેણી પુજારણ છે, તે તેણીને પરચા પાથરચાબી પંપાળી શકે, જેથી તેણી પોતીકા ગરીબ પીતાની હાલત સુધારી શકે, તુમાખી તીસમારખાંઓના તીચકાં પૈસાની સદુંકથી ઉઠારી શકે, અને વધુમાં પોતીકી નેનસી ફોરેસ્ટ જેવી સહીઓને પોતીકા ઠઠેરા, ને જર ઝવેરાતની અદેખી બનાવી શકે! જો તેણી મોરીસ હારકોર્ટને પસંદ કરે તો પાછી તેણીની અસલી કંગાળ હાલતનો તેણીને ખ્યાલ કરવો પડે, મોજમજાહને મહેનતની

જુસરીમાં તરછોડવી પડે, અને પોતીકા પીના કરતાંબી વધુ ગરીબ હાલતના એક આદમીને પોતાની જીંદગી અર્પણ કરવી પડે, જે તેણી જોવા બીલકુલ નારાજ હતી. તેણીની સહીઓ તેણીના આવા ઉંચા દરજ્જાથી બહુ બળતી હતી. ખુદ મીસીસ બીઝાંટનેબી તેણીને માટે સારી લાગણી નહિ હતી. અને ફકટ લાઈલની શરમને કાજ તેણી જુલીયટ સાથ વહેવાર રાખતી હતી. પણ ગમે તે હોય જુલીયટે તો અંતે પૈસાને પરણવાનાજ સોગંદ લીધા હતા તેણીનો વીચાર હવે પૈસાવાળી દુનિયાના ચઢતા ઉતરતા તબક્કાઓમાંથી પસાર થવાનો હતો.

બનાવીછ ખાલીકે ખલકત, એકએકથી સરસ સમજો.
કોઈ દારાં મોહતાજ તો સીકંદર કોઇ સરસ સમજો;

ન બકવા કર અએ ઇનસાન, શુકર તારી હાલતપે કર;
હજારથી જે બુરો લખાય તે એકથી તો સરસ સમજો.

રીવરવે હોલમાં ત્યારે બપોરના લંચ બાદ લોર્ડ હીડનને રોડા એમર શામ કઇક બગીચામાં લતાર મારવા નીકળી પડયાં. જ્યારે સર લાઇલ જુલીયટને મહેલની પીકચર ગેલેરી દેખાડવા લઈ ગયો, જે વખને તેને આ રીવરવે હોલની આગળી પાછળી તવારીખનું દીલ ઉશકેરનારૂં બ્યાન, રીવરવેના આગળાને હાલના વંશવારસો, તેમની ઝળકતી કારકીરદી, વગેરેનો પરચુટણ પરેસ્તાની પોથો જુલીયટ આગળ વાંચી સમજાવ્યો. પીકચર ગેલેરીના સઉથી ઉમદા આયનામાંનો એક, તે સર લાઈલની છોકરવંત સબી હતી, જે સબી તેની ખીલતી જુવાનીમાં બહુજ ફાંકડી રીતે થોર્નતનના જાણીતાં ચીત્રકારે ચીતારી હતી, અને જે ફોટો સર લાઇલ મોટી ઉકમાઈ સાથ જુલીયટને દેખાડી તેણીના જીગરમાં જબરદસ્તીથી પ્રેમી ઝરો સજીવન કરતો હતો.

"મીસ હેથેવે," તેને પોતીકી સબી દેખાડતાં જુલીયટને કહયું, "ત્રણ દીવસ આગમચ મેં તમોને એક એવા ઇનશાનની મુલાકાત કરાવવાનું વચન આપ્યું હતું કે જે ઇનશાન તમોને ને તમારી ખુબસુરતીની દરેક ખુબીઓને તેના ખરા આકારમાં દીપાવવાને લાયક થડે, દુનિયામાં તમારૂં નામ જગ આશકાર કરે, કે જે નામને પદવી માટે તમો બેશક મગરૂર છેઓ!" જુલીયટ ઉપલા સવાલનો જવાબ કેવી રીતે વાળવો તે અચ્છી તરેશે જાણતી હતી, છતાંબી કંઇક ઘુંચવણે તેણીની ઝબાંનને તાળું દીધું હતું.

"મીસ હેથેવે" બુઢાએ તેણીના જવાબની જરાબી પરવા વગર પોતીકું ભાશણ આગળ ચલાવ્યું "આજે જો હું મારી આગલી સબીમાં દીપતી જુવાનીના બહારમાં હતે તો તમને મારો પ્યાર. મારી જીંદગી, મારી મતા, મારૂં સર્વસ્વ અર્પણ કરી ચુકતે, પણ અફસોસ કે હું હાલમાં બુઢાપાના બોજમાં કચડાએલો છું, જેને લીધે વધુ શબ્દો પ્યારના તમો કાજ ફાજલ પાડી શકતો નથી, છતાંબી ખુદાને બાર મારૂં એજ વચન છેકે, તમારી આખી જીંદગી સુખમાંજ પસાર થાય એવીજ હું કાંઈક ગોઠવણ કરીશ, અને તેના બદલા તરીકે તમારી અતી માયાકુલ લાગણી અને તમારી સધ્યારો દેનારી દોસ્તી કે જે દોસ્તી મારી કરમાતી જીંદગીની જોતને

સબરની મીઠ્ઠી લબથી સદા રોશન રાખે છે, તેજ હું તમારી પાસથી માંગીશ." બુઢ્ઢાની આવી દયા ઉપજાવનારી અર્જે અંતે જુલીયટ પર અસર કીધી, અને બીજીજ પળે તેણીએ પોતીકા બન્ને હાથો સર લાઇલ તરફ લંબાવી ખરા જીગરનો તેને માટેનો પ્યાર સાબેત કીધો, જે સુંવાળા હાથો પર ખુબ્બા સુકાઈ ગએલા હોઠોએ મોહબતી મોહોર મધી લીધી, અને પછી કંઇક ખુશહાલીથી તેણીના રેશમ જેવા સુનેરી બાલો સાથ પ્યાર કરતાં કહ્યું "શું ત્યારે મને તમારી દોસ્તી મેળવવાનું માન મળશે!"

"હું ધારૂં છ કે."

"એ કયારે!"

"તમો જયારે ચાહો ત્યારે."

"જો તેમ કરવાથી દુનિયા તમારી પર રૂઠશે તો!

"મને દુનિયાની પરવા નથી, મને મારી ખુબસુરતીને લાડ લડાવનારની પરવા છે."

"એ ડીઅર, કેવી ખુશહાલી! ચાલો આવી ખુશ વધાઈની મુબારક યાદમાં આજે રાતે આપરે સાથે થોર્નતન હાઉસમાં ખાણું લઇશું. ડારલીંગ તું તારો પેલો પહેલી વખતનોજ ફ્રોક પહેરી આવજે, કે જે ફ્રોકે મને તારી પ્રીતીમાં પરહેજ કીધો હતો. બેશક તે ફ્રોકમાં તે દીવસે તું ઘણીજ સુંદર લાગતી હતી, ને તેથીજ હું તુને ફરી તે પરજ વીચાર કરવાને ભલામણ કરૂં છું."

"મરે મુવું એકનું એક ચીથડું શું પહેર્યા કરે!" બાઈ સાહેબે નાકનું ટીચકું ચઢાવ્યું.

"ડીયર તારે જોઇએ તો બીજો પહેરજે. હમણા મેં પેરીસથી તારે સારૂં પાંચ પચ્ચીસ ફ્રોકો સઉથી છેલ્લી ફેશનના મંગાવેલા છે, ને તે ઘણું કરીને આજકાલમાં આવી પુગશે, પણ નવાંની હોંશમાં પેલા જુન્ના ફ્રોકને સાચવવા ભુલતી નાઃ આજેજ રાતે આપરે પરોણાઓ આગળ આપરાં લગન વીશે ઇશારો કરશું. અને આવતી કાલે હું તારે માટે એક ફાંકડી વીટી મંગાવશ. બોલ તુને સઉથી વધુ શું ગમેછ, હીરા, મોતી, માણેક, કહે ડારલીંગ!"

"બેશક હીરા પર મારી પ્રીતી છે, મારી જીંદગીનીબી એ અભીત્રી છે."

અને પ્રીય વાંચક લાઇલની જુલીયટ પરની પ્રીતી ચીતારવાનું કામ હવે મુશકેલ રહયું નથી. અલબતાં તેણીના લગન એક અગત્યનો તહેવાર તરીકે પળાશે અને તેબી તેણીની નેનસી ફોરેસ્ટ જેવી સહીઓને અદેખાઈની ચેહમાં અભડાવે એવીજ રીતે ઉજવાશે. જો કે જુલીયટનો પીતા જુલીયટને લાઇલ સાથ પરણવાની બહાલી આપવા પહેલાં બહુજ ધુંચવાઈ ગયો હતો, પણ નીરદોશ પીતા, તે તેની દીકરીના હાથમાં એક પુટલાં જેવો હતો. ટુંકમાં તેણી જેટલું પાણી પાઇ શકે તેટલુંજ પીવાની તેની શક્તિ હતી, અને તેજ છુટછાટના પ્રતાપે તેને જુલીયટને

અંતે ઉતાવળી બહાલી આપી હતી.

બીજા હાથપર મોરીસ હારકોર્ટની હીલચાલ તપાસ્યે. લાંબા વખતથી જુલીયટે તેને વીશે કંઈબી સમજ્યું હતું નહિ. જો કે તેણીએ મોરીસને પોતીકાં લાઈલ સાથના એનગેજમેંટ બાબે કાગળપત્રે ઈશારો કીધો હતો જેમાં તેણીએ લેટરની છેડે નીચલી લીટીઓ ટાંકી હતી કે "તમોને દીલગીર થવાનું કશું કારણ નથી, સબબ કે તમોએ કોઈબી દીવસે મારા પીતા પાસે મારા હાથની માંગણી કીધી હતી નહિ" પણ મોરીસે તેણીને કશોબી જવાબ વાળ્યો નહિ. એટલામાં સર લાઈલે મંગાવેલી હીરાની વીટી લંડનથી આવી પુગી, જે જુલીયટની હરીફ નેનસી ફોરેસ્ટ કરતાંબી વધુ શોભીતી ને અતી કીંમતી હતી. વળી આ ફાંકડી વીટી સાથે પાનસો પાંઉડનો ચેકબી લાઈલ તરફથી જુલીયટને મળ્યો હતો, જેની સાથેના કાગજમાં લખવામાં આવ્યું હતું કે, " આજની સગાઈના મુબારક દીવસની યાદમાં હું પાનસો પાઉંડનો ચેક તમો પર બીડુંછ કે જેથી તમોને હાલમાં કંઇક ખરચખુટણ સારૂ કામ લાગે, પછી તો તમો મારાંજ છો અને મારી કુલે દુનિયાજ તમારી છે." ઉપલો પત્ર લાઈલે ચેકની સાથે પીન કીધો હતો, જે પરથી જુલીયટ સમજી ગઇ કે તેણીનો વાગો વસાવવાની મનમાનીતી રકમ તેણી પર તેણીના ભોળા દીલદારે મોકળી હતી. અને વાંચનાર થોર્નતનની એક અતી ભપકાદાર ખુબસુરત વરરાણીની તેણી જો લોકો તરફથી પદવી પામે તો તેમાં તુંને હું જેવા મોહતાજો અજબ થઇશુ નહિ. લગન ક્રીયાની શરૂઆત મીસીસ બીઝાંટના ઘર આગળથીજ શરૂ થનાર હતી, કે જ્યાં પરોણાઓના માનમાં આ નવું જોડું ઈજીપ્ટમાં હનીમુન ગુજારવા રવાના થાય તે આગમચ એક મોટો મેલાવડો કરવામાં આવ્યો હતો. જુલીયટની મોટી દીલગીરી તો એ હતી કે તેણીના આગલાં પરપડોશી, દોસ્ત આસનાવો વગેરે તેણીને આવી રીતે દોલતને દરીયે દરશન લેતી જોવાને અશકત હતાં; છતાં બી તેણીને એક સધ્યારો હતો કે તેઓ અંતેબી દેવળમાં તો ભેગાં થશે, અને તેણીને થોર્નતન હાઉસની સઉથી ફાંકડામાં ફાંકડી રીતે સીંગારેલી ગાડીમાં સહેલ કરી જતી નીહાળી હરખથી વધાવી લેશે. કુદરતી રીતે તેણીએ એવું અનુમાન કીધુ કે મીસીસ બીઝાંટ જેવી તુમાખી બાનુ કદીબી એક ગરીબડા ગામડીયા સોલીસીટરના બેટી નેનસી ફોરેસ્ટ યા એક દાકતરની દુકતી જેસીકા લેંગવર્થને પોતીકા બંગલામાં આમંત્રણ કરે નહિ. જો કે ઉપલી બન્ને તેણીની હરીફોએ જુલીયટ પર તેણીની આગલી હાલત વેળાએ બહુજ જફા પાડનારી જીત મેળવી હતી, અને આ ટાંકણુ તેવોની અદેખાઇમાં નવી પજરણ પાડવાને પુરતું હતુ, સબબ કે થોર્નતન હાઉસના મેળાવડામાંથી તેઓને બાકાત રાખવામાં આવ્યાં હતાં. આગલી ધારણા મુજબ મીસીસ બીઝાંટે જોઇ લીધું કે આ ગામડીયન ગુલાબને ગમે એવો બી ઓજમમાં રાખવા જતાં તે પોતાની મઘમઘતી ખુશબો ચોમેર પાથરી રહેશે, એટલે તેણીને માટે જુલીયટ સાથ ઘાડી દોસ્તી રાખવા સીવાય બીજો માર્ગજ ખુલ્લો નહિ હતો. અંત લાંબા વખતથી તેણીને ઈચ્છાને રીબાવતો તે મુબારક શાદી રામશનીનો હીંગામ આવી પુગો, અને એજ બખતાવર દીવસના ખુરશીદે રંગબેરંગી આકાશી પરગણાઓમાં પોતીકું પદધમ

વજાડી ખુશબખ્તી ભરી વધાઇનો ડંકો આ જહાનને જાહેર કીધો. ટુંકમાં તેણીના ઝળકતાં ભવીશના વાદળાંઓ પર સુનેરી કીનારી દીપી નીકળી હતી, જેઓ એવી આગાહી કરતી હતી કે તેણીની પરણેલી જીંદગી સદા સુખીજ નીવડશે, પણ કીસમત તુને પીછાનવાને આ કલમ દાવો કરી શકતી નથી. તેણીએ રાત તો થોર્નતન હાઉસમાંજ પુર શાંતી વચ્ચે પસાર કીધી હતી, અને જ્યારે તે રૂડી સવારે ઘરની એક મેડ તેણીને સારૂ નાસ્તો તેણીને માટે ખાસ અલાહેદા રાખેલા ઓરડામાંજ લઇ આવી હતી, ત્યારે રીવરવે હોલની લેડી લાઇલ તરીકે પોતીકો તુમાખી ને ટોરની વીજળી પોતાના ભવાંને જીભલીથી ચમકાવા તેણી ચુકી નહી હતી.

"તેણી એક મગરૂર હાંખલી લાગેછ" ભોલી મેડ બરબડી, "અને કાંઇક તકોબરીની ટોંચે પુગેલી સમજાય છે. ખુદા કરેને લાઇલ સાથના જુલીયટના લગન ધીલમાં પડે, અને હમો ગરીબોની હાય વસુલ થાય."—ઉપલા મેડના કમકમાટ ભરેલા વીચારોથી એવું સ્પસ્ટ જણાય છે કે ભવીશની લેડી લાઇલ તેણીના નોકરોના કુંડાળામાંબી અળખામણી પડી હતી, પણ જુલીયટને તેની દરકાર નહિ હતી. તે તો પોતીકા ફાંકડા સેતીનના ડરેશપર ઘેલી દીવાની બની હતી, અને વારે ઘડીએ એજ દીવાના અવતારમાં તેણી પોતીકા કપડાંને ચશમ સાથ ચાંપી બકી કરતી હતી. પણ એકજ ચીજે આ વરરાણીના હરખમાં ભંગાણુ પાડયું હતું જે ચીજ તે વરરાજા લાઇલ તરફથી મળેલી કીંમતીમાં કીંમતી મોતીની માળા હતી. અને જ્યારે તેણીએ વરરાણીના બહારમાં મોટી ઉકમાઇ સાથ પોતીકી માળા તેણીની એકવારની હરીફ નેનસી ફોરેસ્ટને બતલાવી, ત્યારે શોખીન વાંચક તેણીની હરીફ એકદમ દીલગીર થઇ કમકમી કાંય હતી! શું મોતી શાદી રામશનીના કામમાં અપશુકન હતાં!

"મોતી!" તેણી બોલી "ઓહ અફસોસ, હું મારા હેરલ્ડને મોતીની માળા કદીબી કોઇને આપવા નહિ દઉં. જુલીયટ મોતી આંસુઓનો ફુવારો છે.' અને ઉપલા નેનસીના શબ્દોમાં જો સત્યતા હોય તો આજે હજારો રૂપીઆ જે દીલદારો પોતીકી દીલબરોની મોતીની માળા પાછળ ખરચે છે તે શું કામ નેનસી બહેન?

અગર અંકાય આંસુઓથી શાદીની ભેટ મોતી માળા;
શું કે નહિ કોઈ ફકીર તેપર મછછીની લગ્ન મોતીમાળા.

આરામની સેજ પર મોતી, છે ગંધાતી કીચની ચાદર;.
ભલે દીલદાર તું પાછીલે દીલબર સીંગાર મોતી માળા.

જો કે નેનસીની ઝબાનના તીરે જુલીયટનું જીગર વીંધી નાંખ્યું હતું, છતાંબી આ અપસુકનને સર લાઇલની પરણેતર તરીકે થોર્નતનમાં પંકાવાના સર્વોત્તમ ખ્યાલે ઢાંકી નાંખ્યો હતો. આ અરસામાં મોરીસ બીલકુલ વીસરાઇ ગયો હતો. મોતીની માળાની આગાહી આકાશ વાણીએ હવામાં અદલા બદલી કરી નાખી હતી. આ વખતે તેણી મોરીસને મળવાને ઇંતેજાર હતી, તેના ભુરા વખતમાં પૈસા ને લાગવગનો વારસો આપવા તલબગાર હતી, પણ મોરીસની સુરત ત્યાં હસ્તી ધરાવતી

હતી નહિ. તેણીએ પોતીકા પીતાનેબી મોટી નોકરી સરલાઈલની મદદથી અપાવાની ગોઠવણ કીધી હતી, પણ પોતીકા જમાઈના નવાળામાં જઈ નવ ઢીક ખાવા કરતાં અસલની દાળ રોટલી પરજ શુકર કરવાનાં તેને કસમ લીધા હતા, જે જુલીયટની એક મોટામાં મોટી દીલગીરી હતી. ખુદ ગામનો પાદરી જે જુલીયટની આગળી હાલતમાં તેણી અને તેણીના પીતાને કરથી કચડી નાખવાને બનતું કરતો હતો તેબી આજ જુલીયટના પૈસાપર મલકાતો છલકાતો હતો. અને વધુમાં તો વળી એજ પાદરી આજ જુલીયટના લગનની કીયા કરનાર હતો, એક જોડાંને લગનના ગાંઠથી જોડી પુન હાંસલ કરવા તતપર હતો! અફસોસ દગાબાઝ દુનિયા તારા ઢળાંણને કીયો કાગડો પીછાણી શકે છે! પવન જાઈ પીઠ તું આપે દયાની દાસ તું દુનિયા; રૂપો જ્યાં રંગથી રમે, લુટે ત્યાં ખાસ તું દુનિયા; ઘડીમાં આશ, ઘડી નીરાશ, ઘડી પ્રકાશ, ઘડીમાં નાશ; ફળી નથી, નહિ ફળશે, જેને સઉ કહે દુનિયા દુનિયા.——

જે વારે જુલીયટ હેથેવે પોતીકા પીતા સાથ ખાસ તેયાર કરેલી ગાડીમાં દેવળ તરફ હંકારી ગઈ તેજ વખતે તેણીના મગઝમાં અનેક આશાવંત ચહેરાઓ દોકીયું કરી રહયા હતા. તેણીનો વીચાર ગરીબોને મદદ કરવાનો, તેઓની સ્થીતી સુધારવાનો, અને પોતાના હરીફોનો કચડઘાણ કાઢવાનો હતો; અને બેશક જે સજા તેણી તેઓને કરવા માંગતી હતી તે તેણીનો લાગવગ ને અખુટ પઈસા જોતાં તો કંઇક આશાનીથી થઈ શકે એમ હતા. જેવું તેણીએ દેવળના પવીત્ર પાતળા તરફ હાળવા માંડયું કે તેણીની નજર નેનસી ફારેસ્ટને બીજી સહીઓ પર પડી, જેઓ ખાસ જુલીયટના આ મોટે ખાંચરેના લગન નીહાળવા ત્યાં ભેગાં મળ્યાં હતાં. જેવો સર લાઇલ જુલીયટની બાજુમાં એક વરરાજાને શોભા આપતી અદા સાથ ઉભો થયો કે જુલીયટના મનમાં એમ લાગ્યું જે તે એક બુઢો બુબખ હતો, છતાંબી તેના ઉમરાવ ખાનદાનની અસર તેની રગેરગમાં પસરેલી જોઈ જુલીયટનું જીગર ખુશહાલીથી છલાછલ થવા લાગું. આ તેણીની વાજબી મગરૂરી હતી જે મગરૂરીને ઉંચે આસને બેસાડવા લોર્ડ હીડન સર લાઈલના સાક્ષી તરીકે હાજર રહયો હતો. અંતે તે શાદી રામશનીની મુબારક કીયા શરૂ થઈ, પાદરીનો ગગળતો ગંભીર અવાઝ હાજર રહેલાં પરોણાઓને કાને પડયો, જોડું ખુદાને બાર નોંધાયું, જુલીયટ જેવો ગામડીયન ગુલાબ હાલમાં મોટે ખાંચરેની ઉમરાવજાદીનું માન મેળવવા પામી, અને આ લગનની પવીત્ર કીયાનો અંત ખુશ ખુશાલીમાં આવ્યો. કીયા ખતમ થતાંજ સર લાઇલે તેણીનો ગુલાબી હાથ હાથમાં દઈ તેપર એક કીસની સુગંધ પસરાવી, અને કહયું.

"વ્હાલી જુલીયા, તારા ભવીશના સુખ માટે મારૂં આ ખાકી બદન તુને આજથી અર્પણ કીધું છે. અને હું શાદીના પવીત્ર કોલથી બંધાએલો રહી તને સુખી કરવાની મારી ફરજનું કરજ અદા કરીનેજ મારી જીંદગી તે માલીકે જહાનની નેક હજુરમાં ઈનસાફ કાજ સપુર્દ કરશ.

અને ઉપલા સુવચનો સાથ તેઓ લોકોના હર્ષનાદ ને બેહદ ખુશહાલી વચ્ચે દેવળનો ઉંબર છોડી ગયાં. બેશક જુલીયટને લેડી લાઈલનું અપુર્વ માન મલેલું

જોઈ હાજર રહેલાં પરોણાઓમાંબી ઘણી તકરાર થવા લાગી. કોઈ કહેવા લાગ્યું કે "મરે જોવની. ગરીબનું નસીબબી પીપળના પાન હેઠળ છુપાએલું છે," તો કોઇએ નાકનું તીચકું બલુન જેટલું ઉંચું ચઢાવી બીજાઓ આગળ બખાળો કાઢયો કે, "ખરેજ જુલીયટ જેવી નસીબવંત વરરાણી તો આ અવનીમાં અવતરવીજ મુશકેલ છે"–વગેરે. હવે જ્યારે તે નવું પરણેલું જોડું દેવળનો ઉંબર છોડી બગીચાના દરવાજા પાસે આવી પહોંચ્યું ત્યારે જુલીયટનો ચહેરો કંઇક અંશે ફીકકો પડી ગયલો જણાયો. તેણીના ગુલાબી હોઠોએ પોતીકો રંગતાસ બદલ્યો હતો, સબબ દેવળના બહારના દરવાજા પાસે એક કઠોર ખવાસનો ખબીસ જેવો આકાર ત્યાં તેણીની નજરે પડયો હતો કે જેની સાથ તેણીની ઓળખ કરવાની ફરી કશી જરૂર નથી. તેણીએ વીચાર્યું કે જ્યારે તેણી લાઇલ સાથે ત્યાંથી ગાડીમાં હંકારી જશે ત્યારે પેલો ખબીસ અવતાર નાબુદ થઇ જશે, પણ નહિ, તેણીની તર્ક શકિતમાં તેણી પછાત પડી હતી. જેવી તેને જુલીયટને સર લાઇલ સાથ ગાડીમાં હઝારો હસ્તાં જીગરના આશીષ વચ્ચે બેઠક લેતાં જોઈ, કે તેવોજ તે ખબીસ છલંગ મારી બહાર પડયો, ને બરબડવા લાગો, "લેડી લાઇલ, ખુદા કરેને આએજ દીવસ તારા તકદીરપર ધુળ છાંટે. તેં તારો સઉથી કીંમતી પ્યાર, દૌલત, માન ને પદવીના નેક પહ્લાં બદલ વેચી નાખ્યો છે, પણ અંતે તેવોજ તુને રગોળશે, તારી પાસે સાચ્ચા પ્યારની મુરતી ઇનસાફ માંગશે, તુને સુખનાંજ ફંડમાંજ તારાજ કરશે. તારી આખી જીંદગી સદા દુખ ને મુસીબતમાં પસાર થજો, અને તારૂં કીસમત સદા ઘમઘોર વાદળ હેઠળ ઘેરાએલું રહેજો!!!"

બેશક આ શબ્દો બહુજ કાતીલ હતા જેનો પડઘા જુલીયટના કાને અછ્છી રીતે પહચો હતો, અને જોકે તેણી તેથી ખુબ ચોંકી હતી છતાંબી તેણીએ તેને પાગલ આદમી તરીકે લેખી તેની વાણી હસી કાઢી હતી. ખુદ સર લાઇલે પણ જુલીયટને તે બાબે ગાડીમાં સવાલ પુછતાં તેને દીવાનોજ ગણ્યો હતો.

"જુલીયટ, શું આએ દીવાનો શખસ નાના હેરી બીઝાંટનો માસ્તર જેવો લાગતો નહિ હતો?" "પણ જુલીયટે સર લાઇની વાત સીફતથી ઉડાવી દીધી હતી. ખરેજ કીસમત હઠીલાં કીસમત શું તેણી તેમાં માનતી હતી! "અને તારૂં કીસમત સદા ઘમઘોર વાદળાં હેઠળ ઘેરાએલું રહેજો," શું આ શબ્દોમાં કાંઇક અસર હતી."

અલબતાં ઉપલા બોલોએ તેણીના જીગરમાં કારી ઘા કીધો હતો, જેમાં નેનસી ફોરેસ્ટના બોલો તેણીની ગમગીનીનું દોજખખાનું ખુલ્લું મુકતા હતા કે મોતીમાળા એ આંસુઓનો પુવારો છે.

---

## પ્રકરણ ૪ થું.

દુનિયા છે મુસાફીર ખાનું, કંઈક મવાલી ચરતા જો,
કંઈક તરેહના રંગ રમીને હાથ જગતથી ધરતા જો;
કોઈ મોહતાઈના તાપે પડતા, કંઈક હસદની આગમાં બળતા,
સઉ કીસમતની ચક્કીમાંજ ખતમ જીંદગી કરતા જો.

નાઈલની નજરને થંડક દેનારી અને કુદરતની બલીહારી ગાનારી વખાણવાજોગ સીનરીની ઉત્તમ મોજ મેળવવા નવું પરણેલું લાઇલ જોડું હનીમુન માટે ઉતરી પડયું, અને કેરો ને એલેકઝાન્દ્રીયાના હોટેલની સુખવાસી જીંદગીમાં ગરીબ બીચારા મોરીસ હારકોર્ટ પર પુરો મુકાયો. લગન પછીના મેળાવડામાંથી મોરીસનીજ બાબદ પર મોટું વીવેચન થયું, જેમાં મીસીસ બીઝાંટે તેની આગાહીને એક દીવાના આદમીના હવાઇ ખ્યાલોનો પડછાયો તરીકે ઓળખાવી હતી, સબબ મીસીસ બીઝાંટ તો એમજ સમજતી હતી કે જુલીયટની મોરીસ સાથે તેણીથીજ પહેલી ઓલખ થઇ હતી, જો કે તેણીની ખાતરી હતી કે મોરીસની જીંદગીમાં એક ભેદી ચીંગાર પજરી રહયો હતો, જેની રોશની ફકત તેના અંધારા જીગરનેજ મળતી હતી, અને આ વાજબી દીલાસાએ જુલીયટના મન પર મજબુત અસર કીધી હતી. વળી પેરીસ ટયુનીસ ઇજીપ્ત ને મારસેલ્સની હવાએ તેણીના મગઝનો ઉપલો ગરમ ધુવો બીલકુલ કાઢી નાખ્યો હતો. આ વખતે તેણીના આગલા બચ્ચાં સહી ખ્યાલો બદલાયા હતાં અને તેણીનાંમાં એક નમુનેદાર સ્ત્રીને શોભા આપતી અદા ઇજ્જત દાખલ થઇ હતી. પોતાના વીલાયટના પ્રવાસ દરમ્યાનબી તેણીએ એવી વકી રાખી હતી કે ફ્રાંન્સમાં નહિ તો ઇંગ્લાંડમાં તો જરૂર મોરીસ તેણીને થુવરના કાંટા મીશાળ નડશે, પણ લાંબો વખત સુધી તેનો કશો પત્તો નહિ લાગવાથી તેણીએ આગાહીને અંતે ખોટી થેડવી. અઢાર મહીનાના આવા લાંબા હનીમુન બાદ અંતે લાઇલ જોડી વીલાયટમાં ઠરીઠામ પડી. લાઇલની ખુદાને બાર એવી દુવા હતી કે તેના બાપદાદાના વતનમાંજ તેનો વંસવારસ પેદા થાય, અને તેજ ઇચ્છાથી થોડો વખત લેડી લાઇલ એકલીએ રીવરવે હોલના તકલીદી બીલોરી બહેશતમાં પુર ખુશી સાથ પસાર કીધો હતો. તેણીની દરરોજની એબાદત એજ ખ્યાલ આપતી હતી કે તેણીને ત્યાં એક બેટાની પાક પરવરદીગાર બખશેશ કરે કે જે પોતીકા પીતાની તમામ અસકયામત પારકે હાથ જતી અટકાવી શકે, અને વાંચનાર, ખુદા માલમ આ નેક જોડામાં શું સત હતું તે માલીકે અંતેબી તેમની એબાદત મંજુર રાખી, તેમને ત્યાં એક બેટાની મહેરબાની કીધી. બેશક તેની કરમાઇ જતી જીંદગીમાં ખુદાએ આપેલું તે અતી કીંમતી લાલ સર લાઇલની મોટામાં મોટી ખુશહાલી હતી. દેવળના ઘંટેબી આ ખુશહાલીમાં ભાગ લીધો હતો, અને થોર્નતનમાં રીવરવે હોલના વારસની આમદ બેશક એક ખુશહાલીના હીંગામ તરીકે પળાયો હતો. હવેજ જુલીયટની ખાતરી થઈ હતી કે તેણીના બેટાની આમદ સાથજ મોરીસના

શ્રાપોને કુદરતની દુવાઓએ વેરવીખેર કરી નાખ્યા હતા. હવે તેણી તેને બેહદ ધીક્કારથી જોતી હતી, સબબ અંતેબી તેણી એક ગરીબની ગરીબ વાણીને કચડવા નસીબવંત નીવડી હતી, પણ કીસ્મત શું ફાંટો લે છે તે દીલબર તું જો; નસીબ કેમ કાંટો લેછ તે દીલબર તું જો!!

ઉપલા ખુશીના હીંગામની એક મહીના બાદ એકાદ રાતે સર અને લેડી લાઈલ સાથે ખાણું લેતાં હતાં જે અરસામાં સર લાઇલની ખાએશ થઈ કે ખાણા બાદ જુલીયટે તેનું મન મનાવવા કંઈક ફાંકડું લલકારવું, કે જે મીઠા હલકનો મીઠાસ તેની બુઝોરગી પર જુવાનીની અચશો અસરતની રેશની ફેંકે: પણ અફ્સોસ લેડી લાઇલની હુજ્જત અહીંબી પહેલીવાર વચમાં નડતર નાંખનાર હતી. તેણીએ પોતીકી હુજ્જતને સર લાઈલ પાસે પહેલીજવાર સાબેત કરી બુઢાની મોહબતી જીંદગીને સદાની કચડી નાખી હતી.

"મારા હાથમાં એક નોવેલ છે જે મને પુરી કરવાની છે. હું ધારૂંછ કે તમોને હું વધુ વખત એકલા બેસવા દઈશ નહિ, અને જ્યારે તમો અરધો કલાક બાદ મારા ઓરડામાં સીધારશો ત્યારે ખુશીથી તમારી ઉપલી અરજ કબુલ રાખીશ"– જો કે ઉપલા જવાબથી સર લાઈલને બહુજ ખીજવાટ ઉપજ્યો છતાંબી ફીક્કાં હસત્રા સાથ તેને તેણીનો હુકમ કબુલવો પડયો; જે બાદ બન્ને વીખુટાં પડયાં. જુલીયટે પોતીકા અગાશીવાળા ઓરડાનો હવાલો લીધો, જ્યારે બુઢો ત્યાંજ પોતાની સીગારમાં મશગુલ થયો.

વખત કહેજે હું દોડું, ને પ્યાર કહેજે હું દોડું કરતાં કલાકેક થયો પણ નહિ જુલીયટની નોવેલ પુરી થઈ, કે નહિ સર લાઈલની સીગારેટ અધુરી રહી. ડગમગતા જીવે અંતે નોવેલને એકાદ ખુણાના સ્ટેંડપર ફેંકી તેણી પોતાના ભોળા ભરથારની શોધમાં ડાઇનીંગ હૉલ તરફ કદમો ભરવા લાગી. જેવી તેણી દાદર પરથી નીચે ઉતરી હૉલ તરફ વાંક લેવા ગઈ કે તુરતજ તેણીની નજર એક સીહા લેબાસમાં સજ થએલા આકાર પર પડી, જે આકાર ઉતાવળે ને બીહકને મારે દાદર પર ચઢી જતો હતો; જો કે દાઈનીંગ હોલનો દરવાજો ઉઘાડતાં તેણીએ તે વીશે કાંઈબી સમજ્યું કે જોયું નહિ. ઘડીભરના વીચાર બાદ લેડી લાઇલને લાગું કે ત્યાં કોઈબી મુવું જીવતું ચરયું હાજર હતું નહિ. બેશક હોલ રોજ કરતાં વધુ ગમઘોર તે રાતે દીસ્તો હતો, જે કારણ તેણીની બેચેની વધારવા પુરતું હતું. પોતાની નજરને આજુબાજુ દેહશતથી ચકરાવો લેવાડી તેણીએ બે કદમ પાછળ હઠવા માંડયું, સબબ તે ઓરડામાંથી એવો ખરાબ વાસ નીકળતો હતો, જે ઇનશાનની જીંદગીના ઈનજીનને ચાલતું બંધ પાડી શકે. કદાચને તેબલના અનેક શુશોભીત સીગારમાંબી એવી કંઈક કરમાઈ જતી વસ્તુ હાજર હોય જેનો વાસ તેના કરમાવા સાથ ચોમેર પસરાઈ રહે; પણ વાંચનાર શું એ અટકળ ખરી હતી! જરાક એક કદમ આગળ વધતાં તેણીએ સર રોમર્ટ લાઇલને સઘડી પાસે એક ઈઝીચેર પર નીંદ્રા દેવીને વશ થએલો જોયો. તેના મોઢાં પર એક તેબલ નેપકીન નાંખેલો હતો. જો કે

રોબર્ટની આએ હાલતે તેણીને ખુબ ચોંકાવી હતી, સબબ કે આગળ તેણીએ તેને એવો કદીબી કઠોર મનનો જોયો ન હતો. પોતીકા બચપણમાં તેણીએ વારે ઘડીએ પોતીકા પીતાને ઉનાળાની બપોરમાં ઝાડોના છાયડા હેઠળ ઉંઘમાં પડેલો જોયો હતો કે જે વખતે તેબી મોઢાં પર પોતીકો રૂમાલ નાંખતો હતો, જેથી કરીને મછછર મછંડર તેના અણીઆરાં નાકની ટેકડી પર ને કાનના પાંદડાં જેવા પડઘમ પર ગલબો નહિ કરે; પણ તેણીનો ધણી ખુદ આવી વર્તણુંક તેણીની સાથ ધારણ કરે એ લેડી લાઇલની મોટામાં મોટી અજાયબી હતી. જેવી તેણી ખુરસી લગોલગ જઈ ઉભી કે પેલો અજાયબ પ્રકારનો ગંધાતો વાસ વધુ વીસતારમાં તેણીએ ફેલાતો જોયો, જે વાસ કોઈ વસ્તુમાંથી નહિ પણ તેણીની બેહદ અચરતી વચ્ચે તેણીના ભરથાર સર રોબર્ટના નાકમાંથીજ નીકળતો હતો.

"રોબર્ટ! રોબર્ટ વાહલા!" તેણીએ બે વાર સાદ માર્યો પણ જવાબ નદારદ. બેશક ખુરસી પર પડેલો શાંત આકાર સદાને માટેજ શાંત હતો અને તે જુલીયટની આવી મીન્નત ગુજારીને વધુવાર સ્વીકારી શકનાર નહિ હતો. ગુસ્સાના આવેશમાં કંઇક નાસીપાસી સાથે તેણીએ અંતે હીમત રાખી તેના મોંઢાંપરનો રૂમાલ ખસેડયો, પણ પરવરની પનાહ આ કોણ! રોબર્ટની જગ્યાએ કોઈ બીજોજ આદમી અહીં તો જુલીયટની દહેશત વધારતો હતો કે જેના મોઢાંમાથી ગંધાતો વાસ નીકળતો હતો. પણ ત્યારે ખરો રોબર્ટ અને જુલીયટનો દીલદાર કયાં હતો! હવે કંઇક તેણીની સુદ્ધી ઉઘડી. હવેજ ભેદનો પરડો તેણીની નજર પાસે ખુલી ગયો, અને તેજ પળે તેણી ધાસ્તી ખાઇ ઓરડામાંથી બહાર આવવા નીકળી, પણ અફસોસ કે બેફામ બની ત્યાંજ ઉંબરની ઠોકર ખાઇ ઓરડાની લીસી લાડીપર પછડાઇ પડી. થોડીક ઘડી બાદ તેણીને બીછાના પર લઈ જવામાં આવી કે જે બીછાણું કમનસીબે જુલીયટને છોડતાં લગભગ બીજો મહીનો પસાર થઈ ગયો, જે મહીનાના અરસામાં પેલા શાંત અવતાર પર જુરી ભરાઈ હતી, અને જુરીએ ખુનથી નીપજેલું મરણનો અભીપ્રાય આપ્યો હતો. પણ એટલાથીજ વાટ અટકી હતી નહિ. હજુ તો કંઇક સેંકડો મુસીબતોનો પહાડ રીવરવે હોલને છાપરે ઘેરો ઘાલીને બેઠો હતો, અને દરેક પલે જુલીયટની જીંદગી જોખમમાં આવી પડવાની વકી રાખવામાં આવી હતી.

જે દીવસે લેડી લાઇલની હાલતમાં કંઇક અંશે સુધારો થયો તેજ દીવસે તેણીએ દાકતર ને નર્સને હુકમ કીધો કે તેણીના દુધમળ બાળકને તેણીની ગોદમાં પાછું સપુર્દ કરવામાં આવે.

"મારો બેટો, મારૂં લાલ, કહાં છે દાકતર?" તેણીએ દાકતરને ધ્રુજતા હોઠે બીછાના પરથી સવાલ કીધો જેનો ઉડાવનારો જવાબ દાકતરે ધીમેથી આપતાં કહયું, "હું દીલગીર છું લેડી લાઇલ કે તમારા બેટાને હાલમાં તમારી પાસે સોંપવું બીલકુલ મુનાસેબ નથી. તમો જાણોછ કે તમારા બેટાની બરદાસ્ત એક અચ્છી નર્સને હાથ લેવાય છે, અને જયારે તમો બીછાનું છોડો ત્યારે બન્ને મા

દીકરાં જોઇએ તો એક બીજાને ચાંપી હેટપ્રીતની બકી કરજો, પણ હમણાં તો થોડા દીવસ તમોને એમજ થોભવું પડશે."

"ઓહ મારા બેટા, કાંહ ગીયો મારા બેટા!" રાતને દીવસ તેણી ઉંઘમાં એજ બકબકારો કરવા લાગી. બેશક તેણીની જીંદગીનો ચેરાગ કહાં રોશની ફેંકતો હશે, કહાં તેણીની ચશમનું લાલ ચમકતું હશે; વગેરે વીચારોએ આ ભાન ભુલી જુલીયટને ભુલાવામાં નાંખી દીધી હતી. જો કે નર્સ તેણીને શાંત કરવાને બનતું કરતી હતી, પણ અફસોસ કે દાકટરના જેવી કુનેહ આ બે બીલ્લસના માથાબાનામાં હતી નહિ. અલબત્તાં નર્સનું બોલવું કંઈક શંકા ઉપજાવનારૂં હતું, જે તેણીની ફીક્કી પડી ગએલી આંખ્યો ને ઉજળા હોઠોથી સ્પષ્ટ ગવાહી દેતું હતું.

"તમો હમણા શાંત થાઓ લેડી લાઈલ" નર્સ બોલી, "જેવાં તમો સાજાં થશો કે હું તમારા બેટાને તમારી સોડમાં સોંપીશ. પછી જોઈએ તો તેને સુન્નાથી સીંગારજો, યા દુનિયાના લાડ લડાવજો; આપણું બાળક છે તેમાં કોઈને બોલવાનો હક નથી." અને નર્સના ઉપલા ધીરજ આપનારા સખુનોથી સબુરી પકડવાની ઢબે તેણીનો હાથ પકડી બેહદ કાકલુદી સાથ રડતી ચશમે જુલીયટે પોતીકા જીગરની આગને થંડી પાડતાં કહયું,

"શું તમો ખરૂં કહોછ! મારા બેટાને તમો મારી સોડમાં સોંપશો! ઓહ પણ તે એક સવાલ છે યા-ખુદા!"—અને હજુ તો નર્સ તેણીને જવાબ આપે તેટલાં તો જુલીયટ પાછી બેફામ થઇ બીછાને પડી તે સવારની સાંજ થઈ તોબી તેણી સુદ્ધીમાં આવી હતી નહિ. મોડેથી હુશયાર થતાં પોતાની પાસે દાકટરને ઉભેલો જોઇ બેહદ આંસુઓની નદીમાં અંગોલ કરતી હાલતમાં તેણીએ દાકતરને બહુજ દીલ ઉશકેરનારી અરજ કરી જે આ જગ્યાએ જો પથ્થરના તનનોબી ઇનશાન હોય તો તેને પીગળાવાબી પુરતી હતી. "દાકતર મને બોલવા દેઓ, મારૂં જીગર ખોલવા દેઓ, મારી બેચેની કાપો, મારૂં લખ્તે જીગર મને પાછું આપો." અને દાકતરે તેણીની હાલત બીગડતી જતી જોઇ તેણીને બ્રાન્ડીનો એક મોટો ડોઝ આપી દીધો, જે ડોઝે તેણીના કરમાતાં જીગરને ફરી તાજગી બક્ષી. જે બાદ ફરીને તેણીએ પોતીકો પટપટારો શરૂ કીધો.

"સમજો દાકતર, મેં એક બહુજ ડરામણો સ્વપ્નો જોયો, જેમાં હું મારા નેક ધણી રોબર્ટની લાશપર ભારે વીલાપ કરતી બેઠી છું. મને યાદ છે કે મારા ધણીને કોઇએ કાવત્રાંથી મારી નાંખ્યો હતો. મારા વીલાપથી એક બુજોર્ગ આદમીને દયા લાગવાથી તેને મને આવીને કહયું જે બેટી તું ના રડ, હજુ તો વીલાપ કરવાનો વખત આવેછ, સબબ કે રીવરવે હોલનો વારસ ને મારો બેટો તો બાપની સોંડમાંજ દીવસો અગાઉનો સંતાએલો હતો. બેશક નર્સના બોલવા પરથીબી મને એમજ લાગું કે તમો બધાંઓ મારેથી એ વાત છુપાવોછ, મારૂ લાલ તો ખુદાને ઘર તેના બાપ સાથ અમન કરેછ. ઓહ ડાકટર બોલો, નીરદોશ પર રહેમ કરો, કહો, મારૂં ફરઝંદ કહાં છે! શું કોઇ મુજીની નીચ ચુંગાળનો તે

ભોગ થઇ પડયુંછ! ઓ જલદી કહો નહિતો મારા બચ્ચાંના ખ્યાલમાંજ હું મારો જાન મુકીશ. કુદરત તારો કેવો ઇનસાફ!"

"લેડી લાઇલ" દાકતરે તેણીને બનતી કોશેશે મનાવતાં કહયું, "ધીરાં પડો હમેશાં સીક આદમીની હાલત એવીજ હોય. હું તમોને ખાતરીથી કહુંછ કે તમારી ફીકર તંકલીફી છે." પણ હજુ તો દાકટર વધુ બોલે તેટલાં તેણીએ જુસ્સાના પુર બહારમાં દાકટરના બન્ને હાથો જોરથી પકડી દોળા ચઢાવતાં છેવટની અરજ કરી, "કહો દાકટર, તમો હવે વધુવાર મારેથી છુપું રાખી શકનાર નથી.

અગર ઇનસાફને આંખ્યો હોય તો બેશક ભરમ ફોડી દેઓ,
યા અંધી બનાવી મુજને પાટાળમાં છોડી દેઓ;
કર જફા સહન કરશ ગર તુજને પસંદ હોય
પણ કર હાજીર મુજનો ચેરાગ, ગર તું ખુદા પસંદ હોય."

બેશક આ મોત જીવતનો સવાલ હતો અને દાકટરે સડેલા સાટાંનેબી આ વખતે સુધારી ઉપયોગમાં લેવાનો ચીવતાઇથી કસદ કીધો હતો.

"લેડી લાઉલ" દાકતરે અતી માયાળુ ઢંપ સમજાવતાં જુલીયટને કહયું, "તમારી ફરેશતાઇ રૂપી ભોલાઇ મને અંતે ખરૂં કહી દેવાની ફરજ પાડે છે. સર રોબર્ટના અચાનક મોત ને તમારી ન ધારેલી બીમારી એ બન્નેએ ઘરનાં સર્વ લાગતાં વળગતાંઓને એવાં ઘુચવણમાં નાખી દીધાં કે રીવરવે હોલના વારસ તે નાના નીરદોશ ભુળકાંની બરદાસ્તનો કોઇને ખ્યાલ સુજ્યો નહિ, અને જ્યારે"– અને જ્યારે "તેઓએ ખ્યાલ કીધા ત્યારે શું થયું દાકતર કહોની! મુવેલીને ના મારો," અધીરા જીવે ફરીને રૂડણ કરતાં જુલીયટ બોલી.

"લેડી લાઇલિ, તમોને હું ફરી ફરીને ખાતરી આપુછ કે તમારો બેટો હયાત છે. જો કે ઓરડામાં શોધખોળ કરતાં પાછળથી તેઓએ ખાલી પારણું સીવાય બીજું કાંઇબી જોયું નહિ છતાંબી એમ તો ચોક્કસ કહી શકાય કે બાળક હૈયાત છે. બેશક ત્યાં કોઇથી ચોર ચીંઆની નીશાની હતી નહિ અને નેકનામ બાનુ, તમો જરાબી દહેશત ના રાખો, તમારો બેટો ઘરમાંજ છે. કદાચને પારણામાં નહિ તો સોફાપર રમતો હોશે."

"દાકટર તમારી પર મને ભરોશો છે. મને જલદી સાજી કરો. મને મારા બેટાને જલદીથી પાસમાં લેવા ગમેછ. ઓ ખુદા, સર રોબર્ટની ઉમેદની રોશની મને કહારે મળશે!" અને દાકતરના શબ્દો પર સદાની સબુરી પકડતાં તેણી આંહીજ થોભી. તેણીનું જીગર ફરીને હેતનું ડચકું ખાવા લાગું. પણ અફસોસ કે તેણીની ઝબાં આ વખતે ઉપડી શકી નહિ. સબબ જુલીયટની લાંબા વખતની અરજનો ખરો જવાબ આ ધરતીપર આપનાર હવે કોઇબી સજીવન આશક હસ્તી ધરાવતો હતો નહિ, અને જો કોઇબી હોય તો એકજ હોઇ શકે:—

"જે હાથ બાપને નહિ બચાવી શકયો તેજ હાથ બેટાને બચાવી શકશે? બોલ, ઓ જુલીયટ યાને લેડી લાઇલના કરામતી કીસમત બોલ-બોલ બોલ!!!

## પ્રકરણ ૫ મું.

મોહતાઈ સરજી દાદાર તેં કાંહ ભુલ કીધી,
મોહતાઈમાંજ સઉએ જીંદગી ધુલ કીધી.
મોહતાઈ પાસ મોહતાજ ફકીરની કાંહ વાત,
કહાં ખુરશીદનો દીન ને કહાં ચાંદની રાત—

તે બુલંદ બાગ બગીચો આજે કંઇ ઓર મઘમઘી રહયો હતો. મધુરી દરખ્તોબી મેવાના ભારથી જુમી જુમી સલામી ભરતી હતી. કીસમ કીસમના પક્ષીઓ પોતાના પચરંગી હુલકથી આઝાદ બેઝાદની જીંદગીને તાબ તાજગી બક્ષતાં હતાં. ટુંકમાં રસોઇખાના આગળનો આ ફરતો ગારડન, વસંતરૂતુની આમદ જાહેર કરતો હતો. પણ આ પચરંગી પક્ષીઓ પોતાની પાંખ હાલમાં કાંઇક શોકાતુર ચહેરે ફફડાવી રહયાં હતાં; મઘમઘતા ગુલાબોએ પોતાની ખુશબો પાછી ખેંચી લીધી હતી; સબબ કોઇક આદમીના પગલાંનો ત્યાં ઓળો પડતો હતો જેને આધારે ચાંપાના ઝાડ પર કુદકણાં મારતી ચમકદાર આંખ્યોવાળી ખીસકોળી પોતાની આંખ્યોના હીરાઓનો ચમકાટ તે અંજાણ્યા પગલાંની તપાસમાં ફેંકતી હતી.

બેશક તે એક કથોર દેખાવના ઇનશાનના પગલાં પ્રગટ થયાં હતાં, જેની એક બગલમાં રેશમનો ટકીયો તથા બીજીમાં બે ચાર જીવ બહેલાવનારી ચોપડીઓ હતી. અલબતાં તે આગળ ચાલતો હતો જેની પાછળ એક સુંદર ફ્રાકમાં સજ થએલી મળતાવડા ખવાસની હસીન નાજનીન પોતાની ખુશીના ઉભરાને મન ચાહે તેમ ખાલી કરતી તેની પુંઠે કદમો ભરતી હતી. તે જુવાનીનું એક એવું ઉમદા ફુળ હતું જેની પર સુખના રતાશની છાંટીઓનો બહાર હતો. ખુબસુરતીનો તે એક એવો ફુવારો હતો જે હરપળે પોતાનું રંગબેરંગી પાણી ઉડારી રહયો હતો. સાફ દીલનો તે એક એવો આયનો હતો, જેમાં નેકનીઅતની પુટલી ડોકાં કરી પદછાયો ફેંકતી હતી; વધુમાં તે કુદરતની પીછ્છીથી દોરાએલું એવું પીકચર હતું જેની પાસે રોમ, ગ્રીસ, પારીસ વીગેરેની બ્યુટીઓ નમન કરતી હતી. થોડાંક કદમો તેઓ બન્નેએ આગળ ભર્યાં હશે એટલામાં આ ખુબસુરત ખબુતરીએ તેના ખીદમતગારને થોભવા અરજ કીધી. "મી૦ પીકેટ બસ અહીંજ થોભો. આ રળીયામણી ઝાડની ઘટા હેઠળ હું મારી ચોપડી વાંચીશ, જે મારા દીમાગના ડ્રોઇંગ રૂમને દીપાવશે; તમો સીધારો."

"જેવો બાઇ સાહેબનો હુકમ. કરૂં ખીદમત દીલોજાનથી રાખે રબ શાદ નેકબાનું; નવાજેશ કર તુંજ મહેરબાની, કરૂં યાદ તુજને નેકબાનું—" અને ઉપલા માયાકુલ શબ્દો સાથ તેણીની જનાબમાં શીશ ઝુકાવી પીકેટ બુઢાએ ત્યાંથી રૂખસદ લીધી. બેશક તે ગયો અને તેના જવા બાદ તેની નાની શેઠાણીએ પ્રીત પોઠીનો પહેલો

પાઠ ગોખવા માંડયો, પણ જીગરને ચયન નહિ મળવાથી થોડીક ઘડી બાદ તેણીએ પીકેટને ફરી સાદ માર્યો, "પીકેટ, વફાદાર પીકેટ," પણ અફસોસ કે તે અવાઝની ખુશબો પીકેટના કાન સુધી પહોંચી શકી નહિ હતી, સબબ કે તે રસોઈખાનાના બગીચાની પગઠી તે દરમ્યાન પસાર કરી ગયો હતો.

વાંચક ડીઅર આ રસોઈખાનાનો બગીચો દરશનના આલીશાન બગીચાથી પથ્થરની દીવાળને સબબે પોતાનો સબંધ છુટો કરી બેઠો હતો, જેને લીધે દરશનના બગીચાની એક કોરે ચાલતો બે દાસીઓ વચ્ચેનો ભેદી સંવાદ છુપાઈથી સમજી લેવાને પેલી વાંચણુકળામાં વીંટલાઈલી વનીતાને ટક હાથ આવી હતી. તેઓ બન્ને વાસણમાં સ્ત્રોબેરી વીણી વીણીને ભરતાં હતાં, અને ભરતાં ભરતાંજ પોતાની આ ખાલેસ દીલની વાતને હવામાં ભેળતાં હતાં.

"એલીઝાબેથ તુને ખબર કે જેન પીસનું બીજુબી બુલકડું છે."

"હું તો નહિ ધારતી મેરી. મરે આજે બચ્ચરવાળા માબાપની કોણ કદર બુજી શકે! પુરાય ખાડો કંઇક સેંકડોનો હજારથી એકહી વારમાં, ખુદા માલમ શું બરકત છે કુદરતના આએ વેપારમાં!"

અને ઉપલા વાકયના ખતમ થવા સમેતજ સુખી સખીઓના સંવાદ પર નાટકનો પરદો પડયો જે વીસામો ભાએગે પાએક કલાક લંબાયો હશે એટલામાં ફરીને એલીઝાએ ઝબાંનની કુહાડી ફફડાવી.

"મેરી જોની, આ કેવી સુંદર સ્ત્રોબેરીઓ છે! મને એનો ગુલાબી રંગ જોઈને બહુજ અદેખાઈ ઉપજેછ. જોની મારા હાથોબી કેવા લાલ લાલ થઈ ગીયાછ! ખચ્ચીતજ મેં બીચારી ભોલી ભાલી રતાસવાલી સ્ત્રોબેરીઓની જીંદગીને કરમાવી દીધીછ. શું એ ખુન નહિ કેહવાય મેરી!"

"એલીઝા ગાંડી ના બન. તું એટલી બધી તો મુર્ખ નહિ હોય જે વરી ખુન કરીને હાથોબી લાલ લોહીથી ખરદાયેલા લોકોને દેખાડે. આજકાલ તો ખુન કરવામાં કલોરોફોમ બહુજ ફતેહમંદ અખતારો છે. ભુલી ગઈ કે લાંબા વખતની વાત પર આએજ ઘરના માલીક સર લાઈલનું કલોરોફોમ આપી ખુન કરવામાં આવ્યું હતું. ખચ્ચીતજ કેવું કમકમાટ ભર્યું!!"

"હા તું પેલા સર રોબર્ટ વીશે કહેતી હોશે, હારે મરે કેવું સુખી જોડું ને કોણ મુવાંની આંખમાં તેઓનું સુખ ખુટયું તે બીચારાંઓને પરણ્યાંને પુરાં પાધરાં બે વરસબી વચ્ચે વીટવા નહિ દીધાં. મુવા આએ કલજુગી જમાના માટે તું જેટલું બોલે તેટલું થોડું છે."

"કદાચને લેડી લાઈલને આ અચાનક બનાવથી ખુશહાલીબી ઉપજી હોય, સબબ તેણી તો હું ધારૂંછ કે સર રોબર્ટને પૈસા ને પદવી કાજેજ પરણી હતી. નહિ તો બાકી જે એના જેવી ખુબસુરત છોકરી લાઈલ જેવા બુઢા બુબખને કદીબી કબુલે કે!"

"હું ધારૂં છું કે હાલના આ રીવરવે હોલના માલેકને આ લગનથી સહેજ કચવાટ ઉપજેલો છે. પણ હવે તો જે વીટયું તે તો નહીં વીટયું થવાનું નથી. બેશક સર વાલટર લાઇલથી એમ તો હવે નહીજ કહી શકાય કે તેણી તેની ભાભી ને નાની ખુબસુરત એલીયાની કાકી તરીકે જગને જાણીતી નહિ હતી—"

આ બન્ને સખીઓની વાતચીતનો વીસતાર અતરે કહી શકાય એમ નથી છતાંબી જે શબ્દોએ એલીયાના મગજને મોહીની લગાડી હતી, તે સઘળા તેણીના બાબમાં સાચ્ચાજ હતા કે કેમ તેની તપાસ કરવાને તેણીએ મન સાથ મકકમ કસદ કીધો. "લેડી લાઇલ કોણ હતી!" એજ સવાલ એલીયાના મનમાં પેલી સખીઓની વાતચીત પછી ખડખડયા કરતો હતો. શું ખરેખર તેણી એલીયાની કાકી હતી! બેશક મન શાંત થા, પણ જો તેણી એલીયાની કાકીજ હોય તો એમ કેમ બને જે એલીયાએ તેણીને જોઇ નહી હોય યા તેણી વીશે કંઇબી સમજયું નહી હોય!

મધમાખીઓનો મધપુરા પાસેનો ગણગણાટ, ને જન જાનવરનો એકાંતવાસી સણસણાટ તે વસંતરૂતુની બપોરના રૂપેરી તરપોટામાં એલીયાની પ્રીતકળાના પાઠોના પતંગીયા ઉડારી દેતો હતો! કોણ કસાઇની બેદર્દ છુરી તેણીના કાકાના ગળાંપર ફરી હશે!" અફસોસ ઇનશાન, માની લે છે ખેલ જગતનો ખોટ્ટો; ધાર્યું ભગવાન કે દી આપે, થાળી માંગતાં લોટો! ગમે તે હોવ પણ એલીયાને તેની બાતમી મળવીજ જોઇયે. દરેક ઘડીએ તેણીનું દીલ આ ઉપલી બાતમી મેળવવાની ખાએશમાં બીલકુલ ફીકકું પડતું હતું અને વધુમાં તો તેણીનો પીતા સર વાલટરબી તે દીવસે કંઇક અચાનક આપદાથી વધુ તીખ્ખોને આકળો દીસ્તો હતો.

"અને તમો એમજ થોકી થાકીને કહેવા માગોછ મીસતર પેનીંગટન કે મારા ભાઇના વસીયતનામાની ચોકકસ પેટા કલમો ચુજબ મારેથી તેનો સુરતનોબી ટુકડોબી નહી લેવાય! ઓ ખુદા કાજ તે ભેદ ભરેલી પેટાકલમોથી મને પહેલે વાકેફ કરો" બેશક જરાક બુઢાની વાતમાંજ દાળ બળી ગઇ હતી સબબ તે સર રોબર્ટને જુલીયટ હાથાવે જેવી એક ગરીબ મજુર વર્ગની છોકરીને પરણવા ખાતર ધીકકારની નજરથી જોઇ રહયો હતો.

"તમારા મરહુમ ભાઇના વસીયતનામાની ચોકકસ સરત મુજબ" વકીલકાકા પેનીંગટને ઓકસીજન ગેસ દમમાં લેતાં ખાત બોલ્યું.

રીવરવે હોલને લાઇલ કુટુંબની તમામ અસકયામત તમારી ભાભી લેડી લાઇલને મળે ને તેબી કયારે ને કેવી સરતે કે જો તમો કોઇબી વંશ વારસ વગર ખુદાનું ઇજન સ્વીકારો યાતો કે લેડી લાઇલની હૈયાતીમાંજ તમારૂં કોઇબી વંશવારસ તેના બાપદાદાની પેઠેજ ઉતાવળે માલીકે જહાનના મહેલ તરફ ઉઠાંગરી કરે. જોયું કે સર વોલટર સાહેબ, તમારા મરહુમ મુરબી ભાઇસર રોબર્ટની વસીઅતનામું કરતી વખતે એજ ધારણા હતી કે તેનોજ પોતીકો વંશ વારસ

રીવરવે હોલ ઘસી પીસીને વાપડે ને તમો બધાં સુરસુરીયાંની કાની હવામાંજ લટકતાં રહો."

"ઘણુંજ સખ્ત હૈયાનું વસીયતનામું," બુઢાના ગળાંપર મીજાસની તલવાર ચમકી. "શું સર રોબર્ટને એક વસીયતનામું કરતાં નહી આવડયું? મારી જીંદગીમાંબી એવું મુર્ખ વસીયતનામું મેં જોયું નથી. અને જો હું તેવામાં મારી એલીયાને કોઈ ગરીબ ગમાર સાથેબી પરણાવું તો મારી ખાતરી છે કે લેડી લાઇલનો અસકીયામત પરનો સર્વ હક હું ખુંચવી લઇ શકીશ."

"મારી ખાતરી છે કે તમો ફાવશો. બેશક તમારી એલીયા એક એવી ખુબસુરત ખબુતરી છે કે જેણીને હજારો ઉમેદવારોની જરૂર નથી."

"એટલે," બુઢા વાલટરનો ચીલ્લો ચઢયો, "તમે શું એમ ધારોછ મી૦ પેનીંગટન કે મારી દીકરીને હું કોઇ એખરો ખેખરો બાજારી આદમી સાથ પરણાવસ! મફુજે ખાનના ખાતા વકીલ સાહેબ! જો કે તેઓ ઓળખ પીછાણમાં કદાચને તમારી નજરમાં બધાં સરખાં હોય પણ સગપણ ખાતર તો બીલકુલ નાલાયક! યકદમ સદનતરર રરરદ બાતલજ—"

અને થોડીક ઘડી બાદ બન્ને બુઢાઓના પટપટારાનું બલુન આવી રીતે ઉડી ગયું. પણ હજુ તો વાલટર કાકા વકીલને વટાવીને દમ લે તેટલાં તો એલીઆએ પોતીકા પીતાના ઓરડાનો આસરો લીધો. તેણીની પોતીકા પીતાની આ અચાનક મુલાકાત લેવાનો સબબ પોતાના મનની ખાએશ પીતાજીથી મેળવવા, ને બુઢાને તેણીની કાકીની સલામતીનો ખુશ પેગામથી વાકેફ કરવાનો હતો.

"બાવાજી" તેણીએ હમેશ મુજબના મળતાવડા સ્વભાવે પીતાને પુછયું, "તમારી મી૦ પેનીંગટન સાથની વાતચીતે કંઇક ખુશ વધાઈ આપી કે!"

"નહી બીલકુલ નહિ મારી દીકરી. નહી બોલ્યામાંજ નવગુણ ને બોલીયે તો થાય સઉનું ખુન. હાલ તુરત તો તું કંઇ ખુશીખુશહાલી ભરી વાત ચલાવ, ને નહી તો કે તારૂં પેલું મીઠડું ગાનું "There's a long long trail" પ્યાના પર પ્લે કર બેટી."

અને પોતીકા પીતાને કંઇક અચાનક ગમગીન જોઇ તેની બેચેની સદાને માટે દુર કરવા એલીયાએ તેનું મન પોતીકા મીઠા હલકથી મનાવા માંડયું જે બાદ ચાહનો વખત થયો, જે અરસામાં બુઢો વાલટર પોતાપર વીટેલું સઉ વીસરી ગયો, પણ એલીયા આ વખતે કંઈ દીલગીર દેખાવા લાગી. તેણીના જીગરે ફરીને તેણીને તેણીની કાકીની યાદ આપી જે યાદે એલીયાની હાલતને કંઇક નહિ ચીતારવા જેવી કરી નાખી.

"શું છે દીકરી મારી, બોલની! એ તું એમ ડચકાં કાંએ ખાએછ! તારી પર કંઈ વીંટયુંછ કે બેટા? મને કહી દેની તો મારી માવલી." બુઢાએ અધીરા જીવે એલીયાની દીલગીરી વીસરાવાનાં પેટરાં કીધાં, જેને એલીયાની ઝબાનને ચુપકીદીના

કયદખાનેથી છુટી કીધી.

"નહિ બાવાજી મને કંઇજ પુછવું કહેવું નથી. હું એટલુંજ જાણવા માંગું છ કે આપરાં કોઈ અંગતના સગાંવાહલાં હતાં યા છે કે!"

"નહિ દીકરા, વરી એ સવાલ તુને પુછવાનું કંઈ કારણ!" બુઢાએ અજાયબીથી સવાલ કીધો.

"પપા, જોવની હું આજે રસોઇખાનાના બગીચા આગળ બેસી એક નોવેલ વાંચતી હતી, તેટલાંમાં મેં મેરી ને એલીઝાબેથ નામની સખીઓનો દરશનના બગીચામાં ચાલતો વાદવીવાદ આ પથ્થરની દીવાળની મદદથી સમજ્યો. તેઓએ આ મહેલના આગળા માલીકના ખુન બાબે કંઇક ઇશારો કીધો હતો જે માલીકની વીધવા તે તેઓએ મારી કાકી તરીકે ઓળખાવી હતી." અને આ કાકી બોલ પેલાં ખુબસુરત રમકડાંને મોઢેથી સડી પડતો જોઇ સર વાલટરનો જીવ ઉપર આવ્યો. અને તેને કરડા અવાઝે એલીયાને ધમકાવા માંડી.

"ખબરદાર, એલીયા, ફરીથી મને એ સવાલ પુછતી ના. તે લોકોએ તે બાઇને તારી કાકી તરીકે ઓળખાવામાંજ ગંભીર ભુલ કીધીછ. તેણી આપણી કોઇબી સગી વાહલી નથી, અને તેણીની સાથે તુને ને મને કશોબી સંબંધ નથી."

બેશક સર વાલટરની આ એક ગરૂરીનો સ્તાંપ એલીયાના કુમળા મગઝપર એવો મજબુતાઇથી પડયો હતો કે તેણીના પીતાના છેવટના ખુલાશાબાદ તેણીએ પોતીકી કાકીનો ખ્યાલજ મનથી વીસારી દેવામાં ડાહપણ માન્યું હતું. પણ એ ડાહપણના દુધથી શું તેણીની પ્યાસ બુજાઇ હતી? જરા આગળ તો ચાલો!

## પ્રકરણ ૬ ઠું.

ઉઘડે છે અહીં, પ્રીતના પ્રારંભનો પાઠ,<br>
ભીડે છે કીસમત સાથ ખવીસબી બાથ;

મોહબતના નખરાંથી તે અંતે હારી,<br>
ખેલે છે બીજો દાવ આશક જુગારી.

એકાદ સગનવંતી સવારે ફાંકડા પોશાકમાં સજ થએલો એક જવાન એક નાનકડા નીશાળ્યા સાથે પીકાદીલીના રસ્તા પરથી રેકસ હોટેલ ભણી કદમો ઉઘામતો હતો. હમેશાં આ હોટેલના મોહસવાડયાનું મંદીર પરોણાઓથી હળીમળી રહેતું હતું અને હોટેલ લોકોમાં બહુજ પંકાએલું હતું.

"આપરે બંધીયાર અગાશી પરજ લંચ લઇશું કલોડ." પેલા ફાંકડા પોશાકમાં

સજ થએલા જવાને તેના જોડીદારને ઇશારો કીધો, "અને જો લીફ્ટમાં ઉપર જતાં લોકોના ઘસારાને લીધે આપરે છુટા પડી જઈએ તો હું તારે માટે ખોટી રહીશ."

નીશાળીયાએ ડોકું ધુણાવ્યું, અને જ્યારે ફરીને તે લીફ્ટ હોટેલની સહેલગાહે આવેલાં કેટલાં મોજીલાં પરોણાઓને મોહસ્વાડયાં મંદીરની મજાહ ચખાડવા ઉપર લઇ ગઇ, ત્યારે તેને પેલા નાધણીયાને તેના જોડીદારથી છુટો પાડયો હતો, અને જેવો તે વખતે ફેરે અગાશીવાળા માળ પર પહોંચ્યો ત્યારે તેને પોતાના જોડીદારને તેની વાટ જોતો ઉભેલો દીઠો. જે પછી તેઓ બન્ને સાથે તેઓની મતલબને બરની તેબલ શોધવા ગયા. છોકરાના બન્ને હાથો તેના પાટલુનના ગજવામાં સીવી લીધા હોય એમ દીસ્તા હતા, તથા તેનો માસ્તર જાણે જન્મથીજ છોકરાઓને આંગળી પર નચાવા સરજાયો હોય એવો દેખાવ રજુ કરતો હતો. અંતે બન્ને ગુરૂ ચેલા તેબલ પર ગોઠવાયા.

"તારી પાસ શું છે બેટા!" પોતાનું મીનું પસંદ કરતાં ગુરૂએ ચેલાને સવાલ કીધો.

"આ સુન્નાની કડીવાળી પર્સ છે દેવીડ." પેલા નીશાળીયાએ પોતાની નજરને આજુબાજુ બેઠેલા પરોણાઓ પર ચકરાવો ખવાડતાં તેના માસ્તર દેવીડને જવાબ દીધો.

"સાધારણ ઠીક છે. બાકી જે અહીં તો બેચાર શીલીંગ સીવાય બીજું કાંઇજ નથી. પણ ફીકર નહિ, આપરા લંચનો ખરચ નીકળી આવશે."

તેઓ બન્ને આવી રીતે ત્યારે પોતીકી પસંદગીની તેબલપર ગોઠવાયા, જ્યારે તેઓની સામેનીજ તેબલપર બે બીજા ફાંકડા દેશવાલા ગ્રહસ્થોએ પથારી માંડી. આ બે નવા આવેલા પરોણાઓમાંના એક ઉમરે પુગેલા ગ્રહસ્થ પર દેવીડે પોતાની નજરનું એક ઝળકતું કીરણ ફેંક્યું, અને જો કે તેઓમાના એકને તે સારી રીતે ઓળખતો હતો છતાં પોતે કોણ હતો તેની બીજાઓને ઓળખ આપવા બીલકુલ નારાજ હતો.

"હીડન, પેલી ખુણામાં બેઠેલી પોલી બ્લાથીવાઇટ જોઈ કે! આજે તો કંઇક ઓર ઠઠેરો કરી બેઠીછ" પેલા ગ્રહસ્થોમાના એકે તેબલ ટૉકનું બાટુ ખોલ્યું. "દીકરા હું ધારૂંછ કે એક કોરસ ગર્લ તરીકે તેણી અછબી નામના મેળવી શકે" અને હીડન કાકાનું ધ્યાન ખેંચાવાથી તેવણે પોતીકો જમસો અરે મકુજે ચશમો નાકની દાંડી પર ગોથવી ચુંચી આંખે પોલીને જોવા લાગા, અને પછી પોતીકો અભીપ્રાય પાડ્યા જેવું પેટ હીલવતાં આપ્યો.

"અજાયબ છે કે પોલીમાં કંઇબી ફેરફાર થતો નથી. જ્યારે જુલીયટ લાઇલ જેવી સીદ્ધી સાદી ભોલી ભાલી દેખાવવાલી બેગુનાહ બ્યુટી જેણીએ ચઢતી પડતીના અનેક તબક્કાઓમાં પ્રવેશ કીધો છે, તેણીમાંબી રૂતુના બદલાવા સાથ ફેરફારો થતા જાયછ." અલબતાં દેવીડ ઉપલા બન્ને ગ્રહસ્થો વચ્ચે ચાલતી વાતચીત ખુબ

ધ્યાનથી સમજતો હતો છતાંબી તેને પોતાની લુલીને મોઢાંની બારીમાથી જરાબી બહાર આવવા દીધી નહિ.

"ચઢતી પડતીના અનેક તબક્કાઓ! શું બકેછ હીડન! તેણી તો એક પાદરીના ખીદમતગાર ખેડુતની છોકરી હતી."

"હા કંઇક તેનેજ મળતી આવેછ." લૉર્ડ હીડને નરમાશથી પટાવ્યું, "હું ધારૂંછ કે તમો તેણીને તેણીના માસ્તર દોસ્તની વાત જાણતા હોવા જોઈએ. તેણી તો લોકો આગળ એવાજ ઢોંગ કરવા માંગતી હતી કે તે વાતજ જોડી કાઢેલી હતી. પણ જેઓમાં ખુદાતાઅલાએ અક્કલનો અંગાર પજરતોજ રાખ્યો છે તેઓ તેણીની આ ભેદી મતલબનો સાર સમજી ગયાં હતાં. કોઇબી રવેશે તેણી એક હુશ્યાર બાનુ છે, અને હમેશાં પોતાનું ખુબસુરત ધડ પાણીની ઉપરજ રાખે છે ને કદીબી તેને પાણીથી ભીજાવા દેતી નથી. પણ થોડા વખતની વાતપર હું ધારૂંછ કે બીચારી કંઈક સંકડામણમાં સપડાએલી હતી, અને બ્રીજની રમતમાં નહિ તોબી હજારો પાઉંડનું કરજ કરી બેઠી હતી, પણ એ તો ગોલ્ડસ્ટેન સાહેબની સારે નસીબે દોસ્તી હાથ લાગી જેને તેણીને કરજમાં ડુબતી બચાવી."

"શું બોલેછ હીડન! શું જુલીયટ કરજમાં ગીરફતાર છે?"

"દીકરા પ્રેટ તું તારી એ આઇરીશ ઢગ વીસરી જા. લગભગ એ ત્રીસાં જોઈ ચુકેલા બુઢાને તું બનાવા માંગે તે કેમ બને! ઓહ પણ આએ શું ધોંટાળો થયો ગ્રેનેવે! જોની કેઠી આપરી તકરારની નાયકા જુલીયટ ને તેણીની તંવગરીને હાલને કાજ રૂપાંનું પાણી પાનાર તેણીનો સાચ્ચો મીત્ર ગોલ્ડસ્ટેન તો આપરી સામેજ બીરાજમાન છે!"

અને વાંચક ડીઅર જો કે હીડને તેઓની આમદપર પ્રેટ ગ્રેનેવેનુ ધ્યાન ખેંચ્યું હતુ, છતાંબી ગ્રેનેવેએ તેઓ તરફ ડોકીયું કરવાની જરૂર જોઇ નહિ, સબબ તેનો જીવ બધો તે વાર સામન મછછીને કાંટા ચમચા પર કુદાવવામાં ભરાયો હતો.

"આપરે તેઓને અહીં બોલાવ્યે કે પ્રેટ! એઓબી તેબલ શોધવાની ગડબડમાં પડયાંછ ને આપરી બાજુમાની એક તેબલ ખાલી છે. તારૂં શું ધ્યાન પુગેછ દોસ્ત!"

"નહિ હીડન, કોઈના સારા કામમાં હરકત કરવી એ સારા માનસનું કામ નહિ."

"તું ખુશી થા ભઈ. નહિ તો નહિ, ને આપરેબી આએ હાથ જોડીને બેઠા અહીં."

અને આ પચરસી સંવાદ અહીંજ અટકયો. ત્યારબાદ બુઢા આઇરીશમેને વાતને કંઈ રમુજી વળાણ આપી, પણ વાતમાંબી ખુબ સફાઈથી તેને ચોકકસ તેબલથી પોતીકી ધડ ફેરવેલીજ રાખી કે જ્યાં લેડી લાઇલને ગોલ્ડસ્ટેનના કાંટા ચમચાઓ અરસ પરસ હેત પ્રીતથી ભેટતા હતા. અલબતાં ઉપલી વાતચીત પેલા ડેવીડ નામના તેમની પડોશમાંજ બેઠેલા ગ્રહસ્થ તરફના ભેદી ટીકાથી અળગ નહી હતી. ડેવીડ પણ તેમની હીલચાલ બારીકીથી તપાસતો હતો, અને જેવા તેઓ તેબલ

પરથી ઉઠી લીફ્ટ ભણી જવા લાગા કે તુરતજ તે પણ તેઓની પુઠે પેલા નીશાળ્યાને લઈ ચાલવા લાગો. હવે લીફ્ટપર જવાનો માર્ગ લેડી લાઈલને ગોલ્ડસ્ટેનની તેબલ પાસેથી લંબાયો હતો, જે તેબલ પસાર કરતાં હીડનને ગ્રેનેવે બન્નેને લેડી લાઈલ તરફ ડોકું નમાવી જતા ડેવીડે જોયા. પણ લેડી લાઈલે તેઓની સલામ અક્રરામ કેવી રીતે સ્વીકારી હતી! અલબતાં લોર્ડ હીડનને તો તેણીએ તચકારૂંજ કીધું હતું પણ પેલા આઈરીશમેન માટે તેણીના જીગરમાં ફરીને એક સવાલ ઉભો થએલો ડેવીડ જોયો. શું તેણી ગ્રેનેવેની હાજરીમાં બહુજ ઉતેસાહને ઉમંગ લેતી હતી, યા તો કે તેણી તેને પોતીકી મોહબતનો શીકાર કરવા માંગતી હતી!–એક તો લૅાર્ડ હીડનની વાતચીતને દેવીડે પોતીકા મગજે મારૂફમાં અછ્છી રીતે ભરી રાખી હતી, અને જ્યારે તેને એજ વાતચીતનો ખ્યાલ આવ્યો ત્યારે દેવીડે પોતીકા હોઠો કરડી અસંતોષીત છાપ જોનારની નજરપર પાડયો. પણ એ બન્ને ગુરૂ ચેલાની જોડીને પીકાદીલીના પુર્વ ખુણા તરફ કદમ ઉઘામતા છોડી દઈ આપણી વાર્તામાં નવો રસકસ ઉમેરતી એ છપ્પણ લખ્ખણની વીચીત્ર જોડી વીષેની કંઈક એલાર પેલાર લીધેલી ફીકટ જશે નહિ.

લાંબા વખતના ગાળા પછી મોરીસ હારકોર્ટનો આ દેવીડ મોરટીમરના ઓઠાં હેઠળના અચાનક દેખાવ કોઇનેબી શંકાશીલ બનાવી નહી શકે એવો હતો. તેનામાં વેશ ધારણ કરવાની શકિત અપાર હતી, અને તેની સાબેતી તે ફકટ દેવીડ મોરતીમરની મુછના ફાંકડા આંકડા હતા.

દાકતરી અભીપ્રાય આપણને એમ સુચવે છે કે ઇનસાન માત્રના મગજનું સમતોલપણું સ્રષ્ટીના સરજનહારે એવી અછ્છી રીતે સાચવેલું છે કે કદાચને જો તેની એક બાજુએ કંઇ ન ધારેલો બોજો આવી પડે, તો તેની અસર બીજી બાજુનેબી લપેટયા વીના રહે નહિ. કોઇ વાર પાક પરેહજગારબી એક યા બીજા કારણે કોરદીલનો દઇત બની ધરતી ઉથળાવા પોતાની શકિતને કીનાની આગમાં સળગાવી મુકે છે, અને કંઈક તેવીજ રીતની અસરે આપરી વાર્તાના નાયક મોરીસ હારકોર્ટને એક ખવીસની શકળમાં ફેરવ્યો છે. બેશક જુલીયટના સર લાઇલના લગન આગમચ મામલો કંઈક જુદોજ રંગરૂપ લઇ બેઠો હતો, જે વખતે સચ્ચાઈની શહેનશાહબાનુએ પોતાનુ ઇનશાફી ત્રાજવું ગીરવી મુકયું ન હતું, યા તેના પલ્લામાં કોઇ પણ દોજખી કામ ઘણુંજ અકુદરતી લેખાયું ન હતું, પણ જુલીયટની મોરીસ તરફની ઘાટકીને એક કુમારીકાને હીનું લગાડનારી વર્તણુકે મોરીસને મગજથી દીવાનો બનાવ્યો હતો, જે સાથે તેની ખરૂં ખોટું પારખવાની શકિતબી ગુમ થઇ ગઈ હતી. તેને પોતીકા જેવીજ હાલતમાં પ્યારની હોળીમાં બળતા રકીબોને હાથ ઘણું બમ્યું હતું, અને તેજ સબબે પોતીકા અપમાનનો બદલો લેવા તેને ખુદા પાસે સોગંદ લીધા હતા. કોઇબી નીચ કામ તેની ચશમમાં નીચ ન હતું. પાપ કરવું યા દુનિયાને પાપને પીંજરેજ પરહેજ કરવી એ વીચારપર કીનાનો ધનુશ પોતાની લીલી આંખ્યોના મોહરા ચમકાવી રહયો હતો.

અને છેવટે એજ આદમીની દયા પર જુલીયટ લાઈલના બેટાનું કીસમત ઝોળા ખાતું હતું. જુલીયટ સાથનો તેનો સંબંધ તુટવા બાદ મોરીસે તેણીને માટે કીનાનો અંગાર જીગરની ચેહમાં જાગરૂત કીધો હતો, અને જો કે તેણીનો બેટો એજ મોરીસને દસ્ત હાલમાં એક બદમાશ જુગારીમાં ફેરવાયો હતો, છતાંબી જે ઓરતે તેના કીસમતને મોકુબતી બાણુ મારી વીંધી નાખ્યું હતું તે ઓરતના બદનપર તેને જાસ્તી ગુજારવાનો કદીબી કસદ કીધો હતો નહિ.

બેશક આ કલજુગી જમાનામાં લુચ્ચાઈ, બદમાશી બદફેલી વગેરે અનેક જાતની બદીઓનો ટોટો નથી, અને જો કે અદલ બ્રીટીશ શહેનશાહતનો ભરૂસેદાર ભોમીયો પોલીસમેન પોતાની જુસતેજુમાં કંઈબી કચાસ રાખતો નથી, છતાંબી કેટલીક બદમાશી અંદરખાનેથી એટલી હદ સુધી ત્યાં પ્રસરી રહી હતી કે અઠંગ પોલીશ જાસુસોને વટીક તે હંફાવી રહી હતી. અલબતાં આ બદમાશીની બાદશાહી એકજ ઈનશાનને ફાળે આવી હતી ને તે મોરીસ હારકોર્ટજ હતો. તે આ બદફેલી ને હરરોજ કંઈક નવું ને નવુંજ રૂપ આપવા પોતાની મગઝશકિતનો ધુંવો ધુપાવતો હતો, ને તેમાં જુલીયટનો દીકરો તેનો એક જમણો હાથહ તો.

પોતાના મન સાથ મક્કમ ગાંઠ વાળી હારકોર્ટે આ નાનકડા જવાનને પાપની અનેક ચાવીઓ શીખવી હતી જેથી ભવીશમાં અનેક દોજખખાનાઓ તેની આ તલેસમાતી ચાવીનો ભોગ થઇ શકે, તેનો માર્ગ સાફ રહી શકે! હાય પાપ, તું ક્યાંથી કયાં છલંગ મારી બેઠું છે! તોગમતો ખુદ ગઇ વીસરાઈ, એ બાળ કોણું છે તે તું જો; અમીરનું બુંદ બદમાશને હાથ એ લાલ કોણું છે ને તું જો!! અને એજ પાપની ખીલવણી સાથેજ કંઇક અસંખ્ય બનાવતી નોટો લોકોના હાથમાંથી પસાર થઈ હતી જેબી એ નાના નીશાળીયાનીજ કળા કૌશલ્યનું ઉમદા પરીણામ હતું; પણ બાળપણ એક સ્વપના સમાન છે જે ઉડી જતાંજ આપણી નજર ખુલી જાય છે. અક્કલની અંધારી દુનિયામાં તેજવાર દીપક દીપે છે, અને તેમજ આ નીશાળ્યાના બાબમાંબી બન્યું હતું. જેમ જેમ તે ઉમરે પુગતો ગયો તેમતેમ તેની નજર ઉઘડવા લાગી. વારે ઘડીએ તેને હારકોર્ટને પોતાના માબાપ વીશે અનેક સવાલો કીધાપણ કમનસીબે તેને એજ જવાબ મળ્યો હતો કે તેના માબાપ આ દુનિયામાંથી ઘણુંકના ઉઠાંગરી કરી ગયાં હતાં, અને તેનો સગો વાહલો મોરીસ સીવાય આ દુનિયામાં બીજો કોઈજ ન હતો. અને આવા ઠડેલ જવાબથી તેઓ બન્ને વચ્ચે શું સંબધ હતો તે અફસોસ કે ગરીબ બીચારો પાપની મટકીમાં પગ બોળી બેઠેલો આ નાધળીયો કદીબી જાણવા પામ્યો નહિ, અને વખતના વહેવા સાથે તેને તે બાબેની પરપુરછ પરબી સદાની મેચીસ મુકી. પણ જેટલો આ જવાન પોતીકા માબાપના બાબમાં કમનસીબ હતો તેટલોજ તે ખુદાતાઆલાની ઉત્તમ બક્ષેસ અક્કલહુન્નરમાં કમનસીબ ન હતો. તેની જુવાની તેની બાહોશીનું પ્રદરશન હતું પણ અફસોસ તે જુવાનીએ પોતાની ખીલતી ખુબીને તેના ખુલ્લા આકારમાં કદીબી દીઠી ન હતી. ભુરી ભવાંદાર આંખ્યોના ગોખલામાં સીતમની પીલી જાળીઓ સીવાય બીજું કાંઈબી ચમકતું હતું નહિ. દીપતી જુવાની જેપર ફરેબની પુટલી

રાજ કરતી હતી અફસોસ કે તેને સુખની ચાંદની મના હતી. આહ નીરદોશ જુવાની અફસોસ કે જબરદસ્તીના તુફાની મોજાઓથી તારા અયશ આરામની કીશતી ફના હતી. જુલીયટ! પૈસાની અંધારી દુનિયામાં ચમકતી તું વીજલી, અગર તારી પાપી પૈસા મેળવવાની ઇચ્છા માટે તેં આગલ કદી ખ્યાલ કીધો હતે તો આજે તારા એક શીક્ષક દીલદારનો તું આવો કડવો ભોગ નહિ થઇ પડતે. પણ જો એક કુતરો મગઝથી બે મગઝ બની પોતાની હવસને ચીવતાઇથી વળગી રહે તો બેશક તે કુતરાને ગોળીથી વીંધવો સજાવાર છે, અને તેજ બીશાળ અગર તારી લાલચ અએ ખુબસુરત નાઝનીન, તુંને એકવાર મોહતાઇનું તખ્ત સોંપતી હોય તો લાજમ છે કે વખતના દોડવા સાથ તે તખ્તેબી તને તજીને દોડવુંજ જોઇએ.

## પ્રકરણ ૭ મું.

(કોરસ)—'દીના હાય દાયરે દીના—એ રાહ
જુલીયટ, કમનસીબ જુલીયટ,
મોહબતમાં સઉને કીધાં તે ઠાર;
જુલીયટ, જફાકાર જુલીયટ,
દુનિયા કુલ તુજ પાસ, થઈ લાચાર.
જુલીયટ, ખુબસુરત જુલીયટ,
થયો શું તારો હાલ અવતાર;
જુલીયટ, થોર્નતનની જુલીયટ,
રડે અફસોસ, વીના ઘરબાર—

અને હવે આપણે આપણી વાર્તાની નાયકણ જુલીયટ યાને લેડી લાર્ઇલની ખેમકુશળ પુછીશું. જો કે તેણી ડ્રોઇંગરૂમના એક ફાંકડા શોફાપર એક સુંદર ભરેલા રેશમી ટકીયાને અઢેલી ચોપડી વાંચતી હતી, છતાંબી તેણીના મગજને શાંતી ન હતી. અને પાતીકી ઉપર આવી પડેલી અચાનક મુશકેલીનો રડયો કેમ લાવવો તેનીજ અટકળોના સમુદરમાં અનેક તકલીદી ખ્યાલોની ભરટી ઓટ થઇ હતી. બાર વરસના લાંબા ગાળાએ તેણીને એક સંસારી બાનુની સાદી પદવીની નવાજેશ કીધી હતી. ખુબસુરતીનો ઉમદા સ્તાશ હવે સહેજ સુફેદીમાં ફેરવાતો હતો. તેની હુસ્ની સકળ કેટલાકોના મત મુજબ હવે કંઇક ઘાતકી ડોળ ઘાલી બેઠી હતી, પણ અફસોસ કે તેમ નહિ હતું. અગર કીસમત જો તેણીનીપર મહેરબાન થાય, તો એજ હસમુખી ખુબસુરત શકળ ફરીને પોતાનો ઉમદા સ્તાશ ચોમેર ચમકાવાને તૈયાર હતી, અને હજુબી આ દરમાતા સ્તાશની વચમાં તેણી લંડનની અનેક સોસાયટીમાં ખુબસુરતીનો ચમકતો સીતારો તરીકેજ લેખાવાને વાજબી દાવો કરતી હતી—

તેણીના ધણીના અચાનક મરણબાદ દર વરસે તેણીને ત્રણ હજાર પાઉંડનું સાલીયાણું મળતું હતું, અને સર રોબર્ટ લાઇલના હકદાર વારસના કહેવાતા મરણની અટકળને આધારે રીવરવે હોલ ને તેની તમામ અસકયામત તો સર રોબર્ટના ભાઈ વાલટરને ફાળે આવી હતી જે સર વાલટરના મરણ બાદ તેની નાની બેટી ખુબસુરત એલીયાની માલમતા થનાર હતી. કુદરતી રીતે આ વીલની મોહકાણે સર વાલટરને લેડી લાઇલ વચ્ચે ચકમક જગાડી હતી. લેડી લાઇલે તેની સાથે સર રોબર્ટના મરણ પછીથી કઈબી સંબંધ રાખ્યો હતો નહિ, અને જો એલીયા આવી રીતે પોતીકી કાકીને નહિ પીછાણી શકે તો તેમાં કશુંબી અકુદરતી હતું નહિ. જો કે રીવરવે હોલના ગુમ થએલા વારસ માટે બનતી તપાસ કરવામાં આવી હતી, અને જ્યારે એક દીવસ તે વારસની હઇયાતીની સઘળી આશાઓ કમનશીબે પડતી મેલવામાં આવી તેજ દીવસે તેણીને એક ભેદી કાગજ મળ્યો, જેમાં જણાવવામાં આવ્યું હતું કે તેણીનો બેટો ને રીવરવે હોલનો વારસ ગુજર પામ્યો હતો. કાગજને મથાળે કાંઇ પણ સરનામું હતું નહિ તથા પરબીડાંપર મોસકોની ઓફીસનો છાપ હતો. બેશક પોતીકા જાન કરતાંબી જ્યાદા બાળકની શોધ માટે આ કમનસીબ માતાએ મોસકો સુધી પોતાના કદમો લંબાવ્યાં હતાં, પણ પરપુરછ કરતાં એમજ ખબર મળી હતી કે રીવરવે હોલનો કોઈબી વારસ ત્યાં હસ્તી ધરાવતો હતો નહિ, જેથી પોતાના બેટાની વધુ પરપુરછને ગમગીનીના દરીયાવમાંજ પાતાળમાં રહેઠાણ કરવા દઇ તેણી પોતાને મકાને પાછી ફરી હતી.

નસીબ બેકદર નસીબ તારી ચુંગાળમાં સપડાયલું કીયું કુદરતનું પુટણું સંજોગનો ભોગ બની છટકવા પામ્યું છે! અને જો આ કમનસીબ માતાનું અતી વ્હાલું લાલબી અગર સંજોગનો ભોગ થઈ પડયું હોય તો ડીઅર વાંચક તેની માતા લેડી લાઇલપર આવી પડેલાં અચાનક ભારે દુખમાં તારો હીસ્સોબી આ કલમ ભેગો આપવામાં તું કદીબી બેસબર બનશે નહિ. માટે ઓ જગતને શોભાવનાર કીચ્ચળ, ધુળ, ને અનેક ગલચી વસ્તુમાંથી સજીવન થએલા પવન કરતાંબી પાંપળા આકાર, માનને જાન કે સૃષ્ટીના સરજનહારે, સુખ ને દુઃખના બન્ને પડોનું જાળુ તારા મગજની ખોપરીમાં ગુંઠી લીધું છે. વળી એજ સખ્ત ખોપડીમાં દુન્યાની બે અનુપમ રોશનીના ગોહરો ગોઠવ્યાં છે. એકમાં નેકનીઅતનો ફુવારો હમેશાં દર્દમંદોની રાહતને કાજ સદાનો વહેતોજ છે. બીજામાં અનેક પ્રકારની હવસના શરાબની નદી કીસમ કીસમના રંગો બતાવી રહી છે. ટુંકમાં કુદરતનો તલેસમાત હરએક ચીઝમાં મોજુદ છે, તો પછી તેનુંજ તલેસમાતી પુતલું પોતાનો તલેસમાત દુનિયાને ન દેખાડે બેશક એ અકકલના બહીશતને વીરાન કરવા જેવું લેખી શકાય. અને આ તલેસમ જેમ દુનિયાના બાબમાં જોઈયે છીએ તેમજ જુલીયટના બાબમાંબી તે પુર બહારમાં દીપી રહયો હતો. પોતાના બેટાના વીલાપ પછીના બાકીના વરસો ફરીને તેણીએ અયશો અસરતમાં ગુજાર્યાં હતાં. તેણીનો પીતા જેની ધાક ધમકી તેણીની ઉપર કોઇ કોઈ વખતે જબરી અસર કરતી હતી તેબી અફસોસ કે તેણીના દુખમાં વધુ દુખ ઉમેરી મોતને ઘેર ઘેરાઈ ગયો હતો. ટુંકમાં

દુનિયામાં તેણીને માટે એવું કોઇબી ખુદાનું લાલ હવે હસ્તી ધરાવતું હતું નહિ જેની તેણીને કશીબી પરવા હોય.

પણ નહિ–હજુબી તેણીને એકની તો પરવા હતીજ. ને તે એક તે સુશોભીત ગાલીચાથી સીંગારેલા એક નાનકડાં સ્ટુલપર ડોળા તાણુની ભોલીભાલી દેખાવવાલી રૂપાંની ફ્રેમમાં દીપતી સદાની હસ્તી સકળ હતી, જેની આંખો તેના માલીકની ગમે એવી ગમગીની છતાંબી હર હમેશ નીરદોશ હસમુખો છાપજ બીજાના મગઝપર પાડતી હતી. આ તે માનસની છબી હતી જેને પોતાની જીંદગીમાંબી નીચ કર્મમાં પોતીકો હાથ ભીજવ્યો હતો નહિ: આ તેજ માનસની છબી હતી જેને બીજા કોઇનેબી આ નીચ કર્મ માટે તેની જીંદગીમાંબી માફી બક્ષી હતી નહિ. લેડી લાઇલે તે હસ્તી સુરતને ફરીને એકવાર પોતીકા જીગરના ઉંડાણમાં જગ્યા આપી હતી. તેણી તેને પ્યારની કડીથી જોડી લેવા મન સાથ ચાહતી હતી અને ઘણીકવાર કીરતારની જનાબમાં દીન રયન એજ બંદગી ગુજારી રહી હતી કે ફરીને તેણીનું કીસમત તેણીપર મહેરબાન બને, અને તેણી પેટરીક ગ્રેનેવે સાથ ફરીને શાદીના પવીત્ર ગાંઠથી જોડાઇ પોતાની જીંદગી અયશઆરામનું મકાન બનાવી શકે; પણ અફસોસ કે તેણીની બંદગીનો જવાબ બહુજ ટુંકો હતો. ત્યારે શું કંઇક વરસોની મોરીસ હારકોર્ટની આગાહી આજે ખરી પડનાર હતી કે તેણીની જીંદગી સદા દુખ ને મુસીબતમાંજ પસાર થાય ને તેણીનું કીસમત સદા ગમઘોર વાદળ હેઠળ ઘેરાએલું રહે!! જો કે હાલને કાજ તો તે આગાહી બર આવી હતી પણ શું ભવીશમાંબી તેજ આગાહી બર આવશે? અલબતાં આ દરામણો ખ્યાલ જુલીયટના જીગરના ઉંડાણમાં કંઇક અનેક ઘા પાડી રહયો હતો.

હજુણ તો તેણી આવા વીચારોના સ્વપ્નામાં સહેલ કરતી હતી એટલામાં તેણીના નોકરે આવીને કહયું કે, લૉર્ડ હીડનને મીસતર ગોલ્ડસ્ટેન તેણીને મળવાને ખોટી હતા. બેશક આ બન્ને ગ્રહસ્થોની અચાનક હાજરીએ તેણીની મોહબતી ખ્યાલી ખુંચવી લીધી હતી. કોઇબી સબબે સંકડામણમાં આવેલો હાથ કળેવળે કાઢવાની તેણી ટક જોતી હતી, અને તુરતજ તેણીએ જોયું કે પોતીકાં દીવાનાપણામાંથી બહાર આવવાને એકલો માર્ગ હવે નજદીકજ આવ્યો હતો. જેવી તેણી પરોણાઓને આવકાર દેવા ઉઠી કે લોર્ડ હીડને તેણીના ખ્યાલોનો ઘુંચવાડો પીછાણી લીધો. તેને એમ લાગું કે જુલીયટ તેની તરફ કંઇક કચવાટની નજરથી જોઇ રહી હતી, છતાંબી તેને તેણીને છાજતી શોભા આબરૂ આપવામાં કશીબી કચાસ રાખી નહિ. બીજા હાથ પર ગોલ્ડસ્ટેન બાપલો એક જયુ જાતનો કરોડપતી શેઠયો હતો. તેના હાથો બહુજ જાડા ને ભેભતની ઇંતરડી જેવા ગૈરમ હતા, જે જ્યારે તેને જુલીયટને શેકહેંડ માટે હાથ આપ્યો ત્યારે સામી બાજુની નાજુક જાતે તેની પીછાણ શકિત કીધી હતી. આ બુઢો મારવાડી તો એમજ સમજતો હતો કે જુલીયટ તેની સાથે પરણીને તેના નામને જગઆશકાર કરશે. કોઇ દીવસબી તે જુલીયટ યાને લેડી લાઇલ પર જીપલાં લેતો હતો નહિ

અને જુલીયટેબી મન સાથ મજબુત ગાંઠ વાંધ્યો હતો કે આ અચાનક વાડ કુદાવી આવેલા બીડના કુતરાની મનહુસ સકળને ફરી કદીબી જોવી નહિ. તેણીના દરવાજા આ મારવાડી માટે હવે સદાના બંધજ થનાર હતા, ને તેજ ટુંચકો તેણી હીડનના બાબમાંબી અજમાવાને ખુશી હતી.

"બાનુ તમોને જોઈને કમતરીને બંદેગાન ફરીને બહુજ ખુશી છે. આશા છે જે બાનુ સાહેબને ગઈ કાલનું હમો ગરીબ તરફનું ખાણું જરપટ થયું હશે." મારવાડી ગોલ્ડસ્ટેને ઓધાઇ પથરાઇ જતાં ને કમ્મરની કમાણુને તમ્મર ખવાડતાં કહયું.

"થેંકયું, આપણી લાયકીજ છે," લેડી લાઇલે તેની આવી વર્તણુક માટે અંદરખાનેથી ધીક્કાર બતાવ્યો. "લોર્ડ હીડન, જરા ચાહે માટે ઘંટી કરશો. તમો તો ઘરનાજ છો એટલે તમોને ઈજનની જરૂર નથી."—

"ખચ્ચીતજ લેડી લાઇલ આવતી કાલે રાત માટે મેં નાટકશાળામાં એક બોકસ આપેણુ માટે રીઝવર્ડ રાખ્યો છે. આશા છે જે તમો બાનુ સાહેબ પધારી હમો ગરીબો પર કૃપા કરશો"

"બેશક તમાંરાં ઈજન માટે હું તમારો બન્નેનો ભેગો ઉપકાર માનુંછું, પણ દીલગીર છું કે મનેબી કાલે ખાણાનું ઈજન છે."

"શું ખરેખર કહોછ લેડી લાઇલ!" હીડનના ભવાં તેણીની હીલચાલ પર ચઢ ઉતર થવા લાગાં—

"હા મારા લોર્ડ, હું પોલી બ્લાધીવાઇટ સાથ રોકાએલી છુ."—

"ઘણુંજ ફાંક્કડું!" ગોલ્ડસ્ટેને ખુશહાલીથી મરડાઇ મોચરાઈ જતાં કહયું, "પોલી બ્લાધી વાઇટ તો હમારી સાથેજ રેકસમાં જમવા આવવાના છે. ચાલો શુકરાના—આપરે બધાં સાથે મળીશું, એબી માલીકની કરમ બક્ષેસજ કેની! કેમ હીડન શું વીચારની ધુનમાં મસ્ત છો?"

હીડને પોતાનું પાકટ નાળીયેર હીલવ્યું, જો કે તે જુલીયટના બોલવા પરથી પામી ગયો હતો કે તે ચકોર ચશમની ચકોરીએ તેમને જુઠાઈનું વાણું પીરસ્યું હતું. એટલાંમાં સુંદર ચાહની મઘમઘતી ટીપાટો ત્યાં ગોઠવાઈ, જેને સઉ ઇનશાફ આપવા મંડી ગયાં, જે અરસામાં પેલા બુઢા મારવાડી ગોલ્ડસ્ટેન જ્યુને પસંદ પડતા ટાહુકા ટુચકા લોર્ડ હીડન તરફથી ચાલુજ રહયા હતા. જો કે તેમાના કેટલાક ટાહુકાઓ બીલકુલ વાંધા ભરેલા હતા ને લેડી લાઇલે તે બાબે સખ્ત અણગમો અંદરખાનેથી જાહેર કીધો હતો છતાંબી હીડનની બીહકથી તેણીએ વાત દાબી દેવામાંજ ડાહુપણ જોયું. એવામાં ગોલ્ડસ્ટેને જુલીયટ પાસથી છુટાં પડવાની રજા માંગી જે પરથી જુલીયટ પામી ગઈ કે બન્નેએ આગળથી એ બાબેની ગોઠવણ કીધી હતી.

"લોર્ડ હીડન, તમો મારી સાથે મોટોરમાં આવતા નથી કે? બેશક મને

એટલું જવું પડશે તેથી દીલગીર છું." પણ બુઢાની બોલવાની ઢબે તેની લુચ્ચાઇને હુધના પફની માફક ઉશ્કાવી દીધી હતી.

"ચાલો સાહેબજી બાનું. આવતી કાલે ફરીને મેં તમોને એક ચુનંદી મેજબાની આપવાનો વીચાર કીધોછ, ને તે વીચારને અમલમાં મુકવા હું આપણે ત્યાં મારી મોટોર લઇ સવાસાતને શુમારે સાંજે હાજર રહીશ. ખુદા હાફેઝ." અને પાંચ સાત વખત પોતીકાં ડોકાંને ચાવીવાલાં રમકડાં સમ ઉપર નીચે હીલાવી ગોલ્ડસ્ટેન કાકાએ અંતે રૂખસદ લીધી, જે પછી વરી પાએક કલાક ચુપકીદી ફેલાઇ પણ આ ચુપકીદીની ફીલમની જીંદગીનો અંતે અંત આવ્યો સબબ અચાનક લોર્ડ હીડનની નજર, કંઇક વીચારનો તીર ફેંકતાં પેટરીક ગ્રેનેવેની રૂપાંની ફ્રેમમાં જડી લીધેલી સબી પર પડી, અને બીજીજ પળે તેને પોતીકી જગ્યાએથી ઉઠી તે સબીને સ્ટુલ પરથી ઉંચકી પોતીકા હાથમાં લીધી, જેથી લેડી લાઇલનો ચહેરો ફીકકો મારી ગયો. દહેશતે તેણીના મગઝનો કબજો લીધો પણ તોબી તેણી નાહીંમત બની નહિ.

"હું હવે સમજયો. ત્યારે ગ્રેનેવેબી કેઠા પોતીકા ફેનશી ફોટોગ્રાફો આપ બાનુ પર મોકલવાનું હજુ ચાલુ રાખતા દેખું! ને વળી તેમાં નવાઈ જેવું તો એ છે કે દરેક ફોટોગ્રાફ પર "બસ તારેજ ખાતર"નો મુદ્રા લેખણી પોતીકા હાથથી ચીતારતા દેખું. માફ કરજો બાનું મેં તમારા માર્ગમાં નાહકની નડતર નાખી."

હીડનકાકાએ સફાઇથી કલેજું કોતરવા માંડયું, પણ રયાની જુલીયટે તેનો કશોબી જવાબ દીધો નહિ, સબબ તેણીએ તે સબ્દોની વકી હીડન તરફથી આગમચની રાખી હતી. અલબતાં તેણી ગ્રેનેવે માટેજ પોતાની જીંદગીની જોતને સબરના તેલથી રોશન રાખતી હતી, પણ કમનસીબ કીસમત આજે તેણીના સુખનો દરીયો તોફાની બનાવતો હતો.

"આજ સબબથી પેટ ગ્રેનેવે તમારે માટે બહુજ આતુરતાથી સવાલો પુછી રહયા હતા લેડી લાઇલ, પણ પછીથી જયારે એને મારે મોઢેથી વાત સમજી કે—"

"કે શું હીડન...બોલોની ઝટ. સારી વાતને છુપાવવી એ સારા આદમીની લાયકાટજ નહિ" તેણીએ હવે હીડનના બોલવામાં કંઇક ભેરમ છુપાએલો ચકમક સમ ચમકતો જોયો—

"અરે કંઈ નહિરે બાનું, એ તો મેં જરા તમારી ને ગોલ્ડસ્ટેન વચ્ચેની ખાનગી મસલહત બાબેનો સહેજ ઇશારો કીધો.

"મારી ને ગોલ્ડસ્ટેન વચ્ચેની ખાનગી મસલહત! હીડન તમો શું બોલોછ! દુનિયાની તો શર્મ કરો."

"બહેન. શું શર્મ જેવી ચીઝ દુનિયામાં પેદા થએલી છે! અગર દુનિયામાં શર્મ હોતે તો નાકદર દુનિયા તેના માલીકને ભુલતે કે? મહેરબાન બાનું એ તો કુવાને મોઢે ઢાંકણું હોય છે, પણ જગને મોઢે હોતું નથી. લોકોએ તમોને ને

ગોલ્ડસ્ટેનને અનેકવાર સાથે ફરતાં હરતાં દીઠાં છે, અને દુનિયાને અંધારી આરસી દેખાડી બહારથી ખુરશીદના તડકામાં દીપી નીકળવું એ તમો જેવા બાનુંને કદીબી છાજે કે ?"

"અને તેનું મુળ કારણ તો તમોજ છો." તેણીએ હીડનના બરડાની ધુળ પખોડવા માંડી, "ખુદાના કસમ ખાઈને કહો હીડન કે તમારા જાની દોસ્ત ને મારા રહેમદીલ મરહુમ ખાવીંદ સર રોબર્ટની હાજરીમાં તમોએ મને એવો કોલ નહી આપ્યો હતો કે મારી મુશકેલીના વખતમાં મારે તમારી મદદ મેળવવી! બેશક મેં તમારૂં ફરમાન પાલ્યું પણ તેમ કરતાં તમોએ મને તમારા ફરેબનું હથીયાર બનાવી હાલમાં કઢંગી હાલતમાં મુકી. તમોએજ મને ઉછીના પૈસા આપ્યા જે કમનસીબે મનહુસ ગોલ્ડસ્ટેનની મતા હતી, જે મતાની જંજીરે અફસોસ કે આ નીરદોશ જીગરને ઇનશાનના લોહીના તરસ્યા એક વરૂ તોખમના હયવાનને પાંજરે પુરી છે. ભુલો નહિ આજ કરીને પાપ, ખુદાને બાર થશે સઉ માફ; જે દસ્ત દેઓ તેજ દસ્ત લેઓ, કુદરતનો તો કાયદોજ છે સાફ."

"અને બાનુ ખુશી થાઓ કે દુનિયાની દરદેશરીમાં દબાવા કરતાં મારા ફરેબની ચાવીથી તમો એક કરોડપતી મારવાડીના મોહરદારનું માન ખાટી ગયાં છો. ગોલ્ડસ્ટેન તમોને જાન કરતાંબી જ્યાદા હેતથી ચાહે છે, અને તમો પર ધરૂવનો તારો નીચે લાવવા તારા મંડળને પૈસાનો તીર મારી ટોડી રહયો છે, તમોને તેની જોડીદાર બનાવા જીંદગીને મોહબતની કોલહુમાં પીસી રહયો છે, અને એજ બાબદ-સર તે મને તમારી પાસે ઇશારો કરવા અહીં એકલો છોડી ગયો છે."

"હું સારી રવેશે જાણુતી હતી કે એજ નીચ ખસલહતના પાટયાં તમારા મગઝની શીલીંગમાં ખીલાઓથી જડી લેવાતાં હતાં."

"અલબતા ગોલ્ડસ્ટેન મને તમારૂં તેની તરફનું કરજ ફીટાડવાનો નેહસ્ત ખ્યાલ તમોને આપવા કહી ગયો નથી, પણ આજે છ છ મહીના થયા તેની છાતીમાં ખડકતો સાચ્ચાં દીલનો તમો માટેનો તેનો વાહલ તમો પાસથી બદલામાં લેવાનીજ ઉમદા માંગણી મને કરી ગયો છે."

"હું તો ધારૂં છ કે તમો મોહબતની ગંજ મેળવવા કાજજ ખાલી રંજ ઉઠાવતા નથી."

"અને મારા મહેરબાન લેડી લાઇલિ, હું તો તમોને આગળથી કહેતો આયો છું કે સામા આદમીના વીચારો પારખવાની તમારામાં અપાર શકિત છે. મારે હવે સાફ દીલે તમો આગળ દરેક ચીજ ખુલ્લી કરવી જોઈએ. કદાચને તમો જાણુતા નહિ હોવ કે હું મુફલેસ આદમી છું, બળકે તેથી વધુ ખરાબ તો એ છે કે હું દુનિયાંની મુફલેસ ચક્કીમાં ચવાઇ ગએલો છું. મારી સઉથી પુરાણી ને કીમતી એસટેટબી પગથી માથાવેર કરજની રેલમાં તણાઈ ગએલી છે. મોરબરીબી હું વેચી શકતો નથી, સબબ મારા વંશવારસોની તે જાગીર છે પણ તે મારી પાકીટ

પર બોજા સમાન છે, ને મને તેનેથી એક પાઈનીબી હાંસેલ નથી. હું આશા રાખું છું કે મારી આવી નાદારીની વાત સમજી તમો મારી પર રહેમદીલથી જોશો. જો કે આ બાબદને નવા રંગરૂપમાં તમો પાસ ફરીથી રજુ કરવાને હું ઘણો શરમીંદો છું, છતાંબી મારે તો કહેવુંજ જોઇએ કે મી૦ ગોલ્ડસ્ટેનથી તો મારૂં જીવતર છે."

બેશક હીડન જ્યારે ઉપલો ખુલાશો કરતો હતો ત્યારે તેની આંખ્યો જુલીયટની લાગણી તપાસતી હતી, ને તે બાદ તેજ આંખ્યો ફરીને ગ્રેનેવેની સબી પર ભમવા લાગી, જે પરથી કોઈબી અનુમાન કરી શકે કે તેની હવે પછીની વાતમાં તે બાબે ઇશારો થશેજ.

બેશક ગોલ્ડસ્ટેનનું કરજ ફીટાડવા જો કે અત્યાર આગમચનું હું ઘણું કરી ચુકો છું. મેં મારો કોલ પાલ્યોછ ને હજુ હું તેને વફાદારજ રહીશ. સોસાયટીમાં તેનો ઉંચો દરજ્જોબી મનેજ આભારી છે, અને મોરબરી ને હીડન કાસલને કરજને બંદીખાનેથી બચાવવાને મને પોતાની પૈસાની જુસરીમાંથી છુટો કરવાના બદલા તરીકેજ મેં એ જ્યુને મારૂં જીગર વેચીનેબી તેની મનપસંદ મોહરદાર અપાવવાનું બીડું ઝડપ્યું છે, અને લેડી લાઇલ મને મુબારકબાદી આપવા દેઓ કે આવા એક કરોડપતી જ્યુની મોહબત જીતવા તમો નસીબવંત નીવડયાંછ. તમો જાણોછ તો ખરાં બાનુ કે તમોબી કાંઈ તેના થોડાં ઉપકારી નથી, ને મારી ખાતરી છે કે જે મહેરબાનીનો લાહવો તમોએ તેના હાથથી ચાખ્યો છે તેને કદીબી બેવફા થશો નહિ. બોલો મારા મહેરબાન કદરદાન બાનુ સાહેબ, મી૦ ગોલ્ડસ્ટેટનને હું શું જવાબ આપું!"

"બસ એજ જવાબ કે તેને મારી તરફથી ખુલ્લાં દીલે સાફ સાફ જઈ કહેજો કે મારા ઘરના દરવાજા તેને માટે આજથી સદાના બંધ છે, અને તેને આજથી મારી સીડીપર પગબી મુકવા દેવામાં આવશે નહિ." બેશક તેણીએ બેહદ ઉશકેરાયલા જીવે કહયું; લોર્ડ હીડને તેણીને ઉશકેરાયલી વાઘણના અવતારમાંબી તેની જીંદગીમાં પહેલીજવાર જોઇ હતી, અને આવા ઉશકેરાયલા અવતારમાંબી તેણીની ખુબસુરતી આલમના ખુરશીદની જગ્યા રાખતી હતી. લોર્ડ હીડન તો એમજ સમજતો હતો કે તેને તેણીને પોતીકી જાળમાં ફસાવી હતી કે જેમાંથી તેણીનું છુટવું માહલ હતું—

"હું ઘણોજ દીલગીર છું મહેરબાન બાનુ કે તમોએ તમારૂં મત* બહુજ ઉતાવળે દરશાવ્યું છે. તમો જાણોછ તો ખરાં કે મી૦ ગોલ્ડસ્ટેન એક ગ્રહસ્થ તો નથીજ, અને તે છંછેડાયલો નાગ મોડે વહેલેબી પોતીકું કરજ વસુલ કરવાની પવીત્ર ફરજને તો ચીવતાઈથીજ વળગશે" અને જો કે આવા અપમાન ભર્યા શબ્દોએ તેણીની નજરમાં ખુનનો ધુવો જોશમાં દાખલ કીધો, છતાંબી પેટ ગ્રેનવેનો હસ્તો ચહેરો તેણીએ સ્ટુલપર જોયો ને બીજીજ પળે પોતીકા ગુસ્સાને દાબી દઇ પેત ગ્રેનેવે પાસ જઈ તેની મદદ લેવાનો ઈરાદો કીધો, સબબ તેણી જાણતી હતી કે જે વાહલને પ્યારથી તેણી તેને ચાહતી હતી તેજ વાહલને પ્યારથી ગ્રેનેવે તેણીને

ચાહતો હતો. તે આઈરીશમેન પૈસે પુરૂ હતો ને તેથીજ જુલીયટને તે કરજના હીચકારા કલંકમાંથી બચાવી લેશે એવું તેણીને લાગ્યું.

અલબતાં લોર્ડ હીડને તેણીની નજર કયાં ચકરાવો લે છે તે જોઈ લીધું હતુ જે પરથી તેને ધાર્યું હતું કે જુલીયટના ખ્યાલો આવી રીતે પોતાનો માર્ગ બીજીજ તરફ બદલતા હતા—

"મહેરબાન બાનું હું ધારૂંછો કે આ બાબદ પર તમો ગંભીર ભુલ કરોછ. ગોલ્ડસ્ટેનની માંગણીને ધીક્કારવાથી તમોને બહુજ ખમવું પડશે. તમો મોટી ખફગીમાં આવી જશો ને કોઈબી પાસે મદદ લેવા જતાં તેઓ પોતેબી તમોને એમજ કહેશે કે અત્યાર તલક તમો મી૦ ગોલ્ડસ્ટેનને પૈસે પુજાતાં હતાં તો હમણાં શું કામ તેની માંગણીને તુચ્છકારી કાઢોછ! હજુ ભુલ કરીને પસતાવા કરતાં પશ્ચાતાપ કરીનેજ ભુલ કરવી વાજબી કહેવાશે—"

"ભલે ત્યારે તમો પધારો. હું એ બાબદપર ગંભીર વીચાર કરી તમોને મારો છેવટનો જવાબ આપીશ, સાહેબજી."

જુલીયટે આ જીવતી જળોને મીઠાસથી ખેરવવાની યુકિત શોધી. અને હીડનનેબી આવી મતલબનો જવાબ મળવાથી તેનેબી વધુવાર તેણીને દબાણ ન કરતાં ત્યાંથી અગીયારા ગણી જવામાંજ ડાહપણ માની લીધું. જેવો તે ત્યાંથી ગયો કે બીજીજ પળે લેડી લાઇલ તેલીફોન ભણી દોડી, ને તેલીફોનનું ભુંગળું લઈ વાત કરવા મંડી ગઇ—

"હલો ૧૯૦૧૧—નાઈટસબ્રીજ. કોણ, લેડી મેરી બ્લાથીવાઈટ કે? લેડી લાઇલ વાત કરવા માંગે છે. કોણ પોલી તમો છો કે! જાણીને બહુજ ખુશી છું કે તમો ઘરમાં છો. મારી પર ન ધારેલી આફત આવી પડીછ ને તેમાં મને તમારી મદદની જરૂર છે. લોર્ડ હીડનને ગોલ્ડસ્ટેન હમણાં બન્ને મારે ત્યાં પધાર્યા હતા ને તેઓએ મને આવતી કાલનું નાટકમાં જવાનું ઈજને કીધું છે. મેં જો કે બનતી કોશેશે તેઓને ઉડાવાની વેતરણ કીધી અને વધુમાં જણાવ્યું કે હું તમારી સાથે ખાણાપર રોકાવાની છું, પણ તમો જાણોછ કે તેઓએ મને બહુજ આગ્રહ કીધો. મેં સમજ્યું કે તમો બી સાથે જોડાવાના છેઓ, જે પરથી મારી ગભરાટનો પાર રહયો નહિ. વાહલી બહેન તું મને આ આફતમાંથી બચાવી નહિ લે! હું તારી બહુજ અહેશાનમંદ થઈશ. ટટા ડીઅર પોલી—ટટા."

જેવું જુલીયટે તે તેલીફોનની ભુંગલી મુકી કે તેણીનો ચહેરો ફીકકો પડી ગએલો જણાયો; સબબ તેણીએ જે તેલીફોનમાંથી તીણો મધુર અવાઝ સમજ્યો હતો તેબી તેણીને ગોલ્ડસ્ટેનની સાથ જોડાવાનેજ દબાણ કરતો હતો.

"જુલીયટ કાંય તું એઓને ઉડાવાની વાત લઈ બેઠીછ? તુને ને ગોલ્ડસ્ટેનને તો બહુજ સારૂં છે." બેશક આકજલદ શબ્દોનો તીર તેણીનાં આંગમાં કેવાં ભડકાં લઈ રહયો હશે તે તો જે પર ઘા પડે તેનેજ રોશન! અને બીજીજ પળે તેણીએ ફરીને છેવટનો અખતરો અજમાવી જોવાનો વીચાર કીધો; કારણ

કે હવે તેણીની મુશકેલીનો ટોડનાર એકજ સાચ્ચો શીપાહસાલાર બાકી હતો ને તે તેણીના જીગરમાં ડોકીયા કરતો ચહેરો પેટ ગ્રેનેવે હતો, અને એજ વીચારથી તેણીએ ફરીને તેલીફોનનું ભુંગલું હાથ ધર્યુ:—

"હલો-કોણ! મી૦ ગ્રેનેવે છે કે! તમે કોણ છો મી૦ બેનસન કે! જોવની હું લેડી લાઈલ છું, જરા મી૦ ગ્રેનેવેને ફોનપર મોકલશો! મોટી મહેરબાની!"

તેણી આ પછી ઘણીકવાર ગ્રેનેવેને સમજવાની આશામાં આતુર જીવે ત્યાં થોભી, પણ પાએક કલાકના લાંબા ગાળા બાદ બેનશને તેણીની બેહદ નાસીપાસી વચ્ચે થંડો જવાબ આપ્યો:—

"મી૦ ગ્રેનેવે ઘણાં દીલગીર છે બાનું કે તમારી સાથે તેલીફોનપર વાત કરી શકતા નથી. તમો જાણતા તો હોશો કે હમે સર્વ આવતી કાલે જાપાનની સહેલગાહે ઉપડી જનાર છીએ. મહેરબાન બાનુ તમારે કાંઇ કહેવું હોય તો ફરમાવો, હું આપણો હુકમ મી૦ ગ્રેનેવેને જણાવું."

"નહિં કંઇ નહિ બેનશન-એમને મારી સલામ કહેજો."

બેશક આવી દયાહીણ વર્તણુંકની વકી તેણીએ ગ્રેનેવે પાસથી તો કદીબી નહિ રાખી હતી, અને ગ્રેનેવેનોબી આવો ભડકાવનારો જવાબ મળવાથી તેણીની હવે પુરીજ ખાતરી થઇ કે તેનેબી એમજ ધાર્યું હશે કે તેણી ગોલ્ડસ્ટેનના પ્યારમાં હશે.

અફસોસ-કુલ જગતની હીનાએલી હુરી, આ એક અછછો પાઠ તને શીખવાનો મળે છે કે હુજ્જત બુરી ચીઝ છે! પણ

કીસ્મત નહિ સમજે ત્યાં ફરીયાદ શું કરે
પડેબી ગર પાહડ તો સૈયાદ શું કરે.

## પ્રકરણ ૮ મું.

શકે કોણ હઠાવી આ સંકટનો પાહડ,
ન ધાર્યો ઘોડો આજ કુદાવે છે વાડ;
ગર કુદરતબી રૂઠે તેની સામને,
તૈયાર છે લડવાબી તેની સામને.

બેશક આ વખતે મોરેનીયા દેશની હાલત નહિ વીસતારી શકાય એવી હતી. દેશમાં મોટો બળવો જાગ્યો હતો જેના પરીણામે જુની રાજધાનીનો કીસ્સો ખતમ થયો હતો, અને લોકમત મુજબ કામ લેનારા નવા રાજાની નવા પાયતખ્ત પર આમદ થઇ હતી. મોરેનીયાની આજુબાજુના ગામડાંમાં, આ દુનિયાની તવારીખમાં

પોતાની નાનકડી નોંધ લેવાડી બેઠેલો બીન અગત્યનો બનાવ કદાચને તે દેશોમાં થએલી અનેક મોટી ઉઠલપાઠલને સબબે વીસરાઈગી ગયો હતે. આગલાજ અમલદારોને સલાહકારોને ફરીને તેમની અસલ જગ્યાપર આમંત્રણ થયાં હતાં, ને એવું અનુમાન કરવામાં આવ્યું હતું કે ભવીશમાં મોરેનીયા પાયતખ્તનો નાશ થશે, અને કદાચને અંદરની મારામારી કોઈ નવા રાજ્યને હાથ મોરેનીયા દેશની લગામ સોંપશે.

એક દીવસે સવારે રેકસ હોટેલના આલીશાન મકાનમાં પરદેશી પરોણાઓની અતી ફાંકડી મેડની વચ્ચે એક ભપકા ભર્યા જવાનને પરોણાઓ માટે ખાસ રાખવામાં આવેલી ચોપડીમાં "મોરેનીયાને તેની આજુબાજુના દાળ પાંખડાંના પવીત્ર ઝુંડાનો પહેરેગીર ઉમરાવ ઈવાન શારાકોફ" તરીકે સહી કરતાં જોયો. બેશક આવા મોટા ઉમરાવની અચાનક આમદ છાપાદ્વારે જાહેર કરવામાં આવી હતી, જે અરસામાં લોકો જેઓ મોરેનીયામાં જાગેલા બળવાના ગપાટા, મનથી વીસારી ચુકાં હતાં, તેઓ સઘળાં એમજ સમજવા લાગાં કે આ કોઈ નવા પાયતખ્તનો ઉમરાવ યા તો કે પડી ભાગેલાં જુનાં પાયતખ્તનો કોઇ તાલેવંત અમીર હોવો જોઇયે કે જે કદાચને પકડાઈ જવાની ધાસ્તીને લીધે આ રેકસ હોટેલનો આસરો લેવા આવ્યો હોય; પણ કમનસીબે કોઈબી તેને વીશે ખરી અટકલ બાંધી શકયાં નહિ.

ઉમરાવ શારાકોફની લંડનમાની પધરામણીની બીજીજ સવારે લોર્ડ હીડન જે નાઈટસબ્રીજમાં આવેલી બેચેલર ચમરીમાંના એક કુશાદે માળા પર રહેતો હતો તેને તેના નોકરે આવી અચાનક ખબર આપી કે મસીએ વીલેનોવ નામનો એક ગ્રહસ્થ તેના હાથમાં એક ભલામણ ઈચ્છતો હતો, જે પત્ર ઉમરાવ ઇવાન શારાકોફની ભલામણ કરનારૂં લંડનમાં પધારેલા મોરેનીયાના આગલા વજીર તરફથી લખાએલું હતું. થોડીક ઘડી બાદ લોર્ડ હીડને તેને અંદર મુલાકાતે બોલાવાનો હુકમ કીધો.

તે એક ખજુરીના ઝાડ જેવો ઉંચો, માજરા દોળાવાળો હસીન જવાન હતો. તેની મુછોના છેડા જરમન કયસરની ઉંદરીયા મુછના છેડાને મળતા આવતા હતા. ટુંકમાં તેની બોલવાની રીતભાત, વલણ, અદા, વગેરે એક ઉમરાવી કાસદને શોભા આપનારી હતી. તુરતજ લોર્ડ હીડને તે કાગજપર લાગેલી લાલ મોહર તોડી દસ્તાવેજ ઉતાવળે વાંચવા માંડયું, જે નીચે મુજબ લખાએલું હતું :—

"વ્હાલા હીડન,

મારા હાથમાં એક નવું સાહસ કર્મનો નકશો તઇયાર છે. જરૂર આજે બપોરના રેકસમાં મને મળી જજો. હું ઉમરાવ શારાકોફની હાજરીમાં છું. વધુ આપરે મળીશું ત્યારે વાત. તસ્દી માફ.

દુવાગો દેવોનહીલ."

એક પળ તેને આ વીચીત્ર પત્ર પર વીચાર કીધો જે અરસામાં અચાનક તેની નજર તેની સામે ઉભેલા પરોણાપર પડી, જે પોતાનું હસવું હીડનને જોતાંજ છુપાવાની કોશેશ કરતો હતો. હીડને તે પત્ર બે ત્રણ વાર વાંચી જોયો કે જેથી તે ડેવોનહીલની લખવાની મતલબનો સારાંશ ખેંચી શકે પણ તેનો એક બોલબી તે ઉકળાવી શકયો નહિ. વધુમાં તે દસ્તાવેજ એક રાજ તરફથી આવેલાં મોહુરબંધ દસ્તાવેજની અછ્છી નકલ હતી.

"મને આપણું નામ જાણવાની ટક મળશે સાહેબ." લોર્ડ હીડને કંઇક વીચારવંત ઢબે પેલા કાસદને સવાલ કીધો.

"જીહા મારૂં નામ એનટન વીલાનેવ, ઉમરાવ શારાકોફનો ખીદમતગાર હુઝુર." પેલા છોકવંત કાસદે ફ્રેંચ ભાશામાં જવાબ દીધો. લોર્ડ હીડને તેના ગળગળતા અવાઝ પરથી કંઈક સાર ખેંચવાની કોશેશ કીધી, પણ અફસોસ કે તેમાં તેને નીશફળતા મળી હતી.

"પણ આ બધી બાબદ સાથે મને શું લાગે વલગે!" હીડને મન સાથ ઓરપાડી ઓરંગા ફેંકવા માંડયા. ડેવોનહીલનો મારકવીસ જે હાલ સ્કાટલાંડમાં હતો તેને મોરેનીયાના ઉમરાવ શારાકોફ સાથ શું નીસબત! હીડન આ લખાણની ભુલભુલામણી સમજી શકયો નહી, ને તેજ કારણે તેને પત્રની ખરી બાતમી મેળવવાનો મન સાથ કસદ કીધો.

"મસીએ વીલેનાવ" તેને કહયું, "ઉમરાવ શારાકોફને મારી નમનતાઈ પુર્વક સલામ કહી જણાવશો કે હું તે નામદારને તેમના હુકમ મુજબ બપોરના રેકસમાં મળીશ."

"ત્રેબીયાં મસીયે યાઆનેકે બહુજ ઉપકાર થયો સાહેબ. બંદો રજા ચાહેછ." કહી પેલો છોકરો ત્યાંથી પોબારા ગણી ગયો, જે પછી બપોરના ખાણાને ઈનશાફ આપી એકાદ બે કલાકના ટુંક વીસામા બાદ ધારવા મેળે હીડન કાકાની સવારી એકાદ ખુશબખ્તી ભરી બપોરે રેકસમાં આવી પુગી. હોટેલમાં આવી પુગતાંજ તેને ઉમરાવ શારાકોફપર પોતીકા નામનો કાર્ડ મોકલ્યો, અને હીડન કાકાને તેમના દરજ્જાને લાયક માન મરતબો આપી એક ફાંકડા ફુરનીચરથી સીંગારેલા ઓરડામાં બાહેરમતથી બેસાડવામાં આવ્યા, જે અરસામાં ફરીને એક બેશકી વહેત્યાંએ ત્યાં આવી લોર્ડ હીડનને આવકાર દીધો. બેશક આ ઝાકઝમાલની મતલબ શી હતી તે ચપરખંધો હીડન પામી ગયો હતો.

"તેના જવા પછીની બીજીજ પળે તાળાં ચાવી વચ્ચે ઝઘડો જાગ્યો જેથી હીડનને લાગું કે ઉમરાવ સાહેબની પધરામણીની સીગનલ થઇ ચુકી હતી.

"કેમ બીરાદર હીડન, તમે મને હજુણ ઓળખ્યો નહિ કે! આ મારા નવા નકલી અવતારમાં હું કેવો લાગુંછ દોસ્ત!!"

"ઘણોજ ફાંકડો, પણ તને એ આજે અવતાર બદલવાનું શું સુજયું!"

"તેમાંજ ભેદ સમાએલો છે ભઈ મારા. તમો જાણતા તો હશો કે દેવોનહીલનો

મારકવીશ હાલ સ્કાટલાંડમાં અઈયાશી જીંદગી ગુજારે છે અને નવાઈ જેવું તો એ છે કે વળી ડેવોનહીલના મારકવીસને નથી મોરેનીયા સાથે નીસબત કે નથી શારાકોફ સાથે.

"પણ તું શેતરંજનો દાવ રમેછ તેમાં વળી તું મને કાંહ ખડવા માંગેછ દીકરા!"

"બાવા-મારા જરા ધીરા પરો ને શાંત થઈ સમજો. તમો જાણોછ બીરાદર કે પાના પાસા યા સરત સત્તામાં આપરે આપરી આખી જીંદગી ગાળી નાખી પણ પૈસા, હાય પાપી જીવની અનેક ઇચ્છાને પંપાળનારા શયતાનના પરસેવાની બરકત પૈસા, એકઠા કરી શકયા નહિ. આજે કંઇક કીસમતની કબાટ કુદરતે ખુલ્લી મુકી છે, અને તેથીજ કહું જે ચાલો નવી બાજી રમીએ સમજ્યા શેઠ મારા, અને પેલો અંધારામાંજ અવત્યા મારતો ગ્રહસ્થ જેને હું કંઇક સારા નામની ગેરહાજરીમાં શારાકોફ તરીકેજ બોલવાનું પસંદ કરૂંછ તે——"

"અને તે કોણ મુવોછ બા!" હીડનની ધીરજ કંઇક આ જગ્યાએ ખુટી જવાથી તેને મોઢાંની દાબડીમાથી પોતીકી ઝબાનને દપક દેતી કે બહાર પાડી ટપક દેતીકે બોલો વેરવીખેર કીધા.

"તે કોઈબી હોય પણ એની નેકનીઅતને બદલે હું તમોને એની હુશ્યારીની કહો તો જામીનગીરી લખી આપું."

"પણ તે શું કાંઇ આપરા લાભમાં જુએ છે કે બધાંને દરીયાના ખારાં પાણી એ મોઢું ધોવાડવા માંગે છે! બાવા જરા ખુલ્લે ખુલ્લુ કહેની!"

"જોઓની શેઠ હું તમોને પહેલેથી કહી દઉ છું કે જહાં સુધી આપરે એને વળગી રહીશું નહિ તાંહ સુધી એ મધમાં મરતો જેવો કીડો આપણી પરવા કરશે નહિ. એ એક વીચીત્ર ખાસીયતનો આદમી છે ને મેં એની સાથે ઘણીવાર કામબી પાડેલું છે પણ તેનું સરવાયું તમો પાસ રજુ કરવું હું મુનાસેબ જોતો નથી."

અને લોર્ડ હીડનને તેના દીલસોજ શરીક પર નજર કરતાં હસવું આવ્યું. બેશક ડેવોનહીલનો નકલી અવતાર વખાણને પાત્ર હતો, અને હીડને જોયું હતું કે કોઈક ભેદી પ્રપંચની નજદીકના ભવીશમાં જરૂર પડે તો ડેવોનહીલ તેની અચ્છી નકલ કરી શકે એમ હતું.

આગલો ડેવોનહીલનો મારકવીસ કંઇક ઓળ્યા ગપાટ સ્વભાવનો પડી ભાગેલો ઉમરાવ હતો. તે પોતાની એક ખીદમતગાર દાસી સાથે પરણ્યો હતો અને પોતા પાછળ એક બેટાને તેના ખાનદાનની નોક જાળવવા કાજ અહીંજ રહેવા દઇ જહાનથી તે સદાનો ઉઠાંગરી કરી ગયો હતો.

બેશક તેનો બેટો તેની અનામત હતી જેને આ જહાનને તે ગીરવી મુકી ગયો હતો, પણ આ નામચીન બેટાએ જન્મથીજ કરજનો બોજ સરપર લાધી લીધો હતો. ટુંકમાં બાપની દરેક પચરંગી ખાસીયતો તેની રગેરગમાં વહેતી હતી.

અને આ પડી ભાગેલા ખાનદાનનું છેલ્લું ખોરીયું આવી રીતે જનમથીજ ગુનેહગારની તીલી તેના કીસમતની તખ્તીપર રેજીસ્ટર કરાવી આવ્યું હતું. અને લૉર્ડ હીડન જેને અત્યાર આગમચની આ કહેવાતા મુફલેસ ઉમરાવી ખાનદાનના જલ્લદ શરાબી જામની લહેજત ચાખી હતી તે અફસોસ કે આ મદારી ઉમરાવ વંશના મદારી ઉમરાવ બેટાની મીઠી જવાનીનો ભોગ થઈ પડયો હતો. અલબતાં ડેવોનહીલ આ બાબદ પર બહુજ ગંભીર હતો જેને લૉર્ડ હીડનના મનમાં કંઇક અનેક તુરંગો ઉભા કીધા હતા, કે એક કરજદાર ઉમરાવ જેના તમામ ઉમરાવી ખંડીયરો કરજના સમુદરમાં ઝોકાં ખાતાં હતાં તે તેઓ સઘળાંને આસાનીથી કીનારે કેમ ટેરવી લાવશે!

પણ ભવસાગરથી ચેત ઓ ઇનશાન કાલ મોજાઓ તુફાનીરે;
દીલની નાવ દામોદોળ ડોળે આંખ્યો ખોલ સુકાનીરે.

"અને ત્યારે મારે તારા આ કામમાં શું ભાગ લેવો દેવોનહીલ કે જેથી તને મળનારી ઉભાઈ જતી દોલતનો અરધો ભાગ મને મળી શકે!" હીડને પોતીકી ચાવી સફાઈથી ફેરવી જોઇ.

"બસ કોઈ ચીજ નહિ. ફકટ તમો ગોલ્ડસ્ટેનને ઉમરાવ શારાકોફ સાથે ઓલખ કરાવજો ને પછીથી હમો હમારૂં ફોડી લઇશું. તમારીપર જરાબી આળ નહિ આવશે તેનો જવાબદાર હું છું મારા મુરબ્બી!"

અલબતાં આએ બાબદ કંઇક ભય ભરેલી લાગવાથી લૉર્ડ હીડનનો ચીલ્લો ચઢયો. જો તે ગોલ્ડસ્ટેનને કંઇક પ્રપંચોનો ભોગ બનાવે તો લેડી લાઇલને આ કરોડપતી મારવાડી સાથે શાદીના ગાંઠથી જોડી પોતાના ખીસાં ભરવાની ઉમેદપર તેને સદાનું પાણી ફેરવવું પડે જે લગરીક અસંભવીત હતું; ને તેથીજ તેને પોતીકા દોસ્ત પાસ તે લોકોએ જોડી કાઢેલા પ્રપંચનો આછો નકશો મેળવવાની ખાએશ જણાવી, જેનો ડેવોનહીલે બહુજ ફાંકડી રીતે જવાબ વાળ્યો.

"એમ સમજોની કે આપરે બધા અહીંઆ નવી લોન ઉભી કરી મૌરેનીયાના નવા રાજાને મદદ કરવાના હેતુથી ભેગા મળ્યા છીએ કે જે રાજાજી બીચારા દેવલના એક ઉંદર કરતાંબી બહુજ મુફલેસ છે. હવે બાબદ આમ છે કે આપરે માંહે માહે લોનના ભાવતાલમાં ઉઠલપાથલ કરવી અને જ્યાં સુધી આપરામાના દરેકને મોટી લાંચ નહિ મળે ત્યાંસુધી આપરે ચીવતાઇથી મોટી બીડનેજ વળગી રહેવું, જેથી મારી ખાતરી છે કે ગોલ્ડસ્ટેન તો એક રમકડાંની માફક રમી જશે."

"પણ લાંચ કેટલાં સુધી આપવી!" હીડને ઉપલી બાબદપર પોતાનું ઓપીઅમ ઓચરવા વીનાજ લાંચનો આંકડો જાણવાની ખાએસ દેખાડી.

"પેટ ભરીને જ્યાં સુધી પોટલાં બાંદયે નહિ ત્યાંસુધી બસ બાજી આપવીજ નહિ. પછી ભલે જાય જાન ગર પુરાઇએબી જેલ; પૈસા હાથ ન છોડીએ, કરીએ લોહીનું તેલ."

જોવ બા તમારી મુરતાજી પર હું ભુલાવો ખાઇશ નહિ. હુ તમોને એકજ

સરતે મદદ આપવા ખુશી છું ને તે એકે લાંચનો આંકડો પાંચ હજારની અંદરજ ગણવો જોઇએ."

"ઓલરાઇટ, હીડન શેઠને ખુશી કરો. ચાલો એની રીકઝીકમાં દમલ પાંચ હજારજ રાખોની કે પીડા પટી, એ તો સોળે તગડે ઉડતાલીસ, ને કર ખીસો તારો પાલીસ—"

એક ઘડી સુધી હીડને વીચાર કીધો ને પછી તે પાકટ બુદ્ધિએ પોતીકી બુદ્ધી અંતે તે ધર્મી ગુનેહગાર દેવોનહીલને વેચી. જો કે કોઇબી રવેશે દશહજાર પાંઉડની ખોટ ગોલ્ડસ્ટેન જ્યુનો ટાંકોળી ધીલો નહિ કરશે અને બીજી રીતે વળી તેની જુલીયટ યાને લેડી લાઇલિને લગનથી પરણેતર બનાવવાની બાબદ આથી બમણી રીતે મજબુત બનશે, જો કે ગોલ્ડસ્ટેનની તીજોરીમાં પઇસા સંબંધી તો ભરતી ઓટ થશેજ."

"અને આ બાજીમાં કેટલા સામેલ છે."

"હું તમો, શારાકોફ ને વીલાનેવ. પણ વીલાનેવનો સવાલ પડતો મુકો, કેમજે તે શારાકોફનો શાર્ગેદ છે." અને હીડને એ પરથી મત બાંધ્યું કે ત્રણડે ભાગ્યા હોવાથી એક સારી રકમ નફામાં હાથ આવી શકશે.

"પણ હું એમ પુછું કે બનાવતી લોન, ને સીલ એ બધું કોણ તૈયાર કરશે."

"અરે શેઠ મારા તેની પર તો આપરી જીંદગી છે ને તે માટે આ ઉમરાવ શારાકોફનો નાનકડો શાર્ગેદ વીલાનેવ તઈયાર છે. બેશક આપરે બધા તેનીજ કળા કૌશલ્ય પર ફતેહનો ઝુંડો ઉડારી શકીશું. એનો નકલી અવતારજ ભલા ધનેતરની પાઘડી ઉતારવા પુરતો છે." અને બીજીજ પળે તેને એક નોટ ઝપાટામાં પોતીકા ખીસામાંથી ખેંચી કાઢી જે દશ પાઉંડની બનાવતી નોટને ચીપીચીપીને તપાસવા બાદ હીડનની મગઝ શકિત ગુમ થએલી દેખાઇ.

"ખરેજ આ નોટ કોઈ અફલાતુનનીબી કસોટી કરી શકે!"

"અરે એ તો એજ બેટાની ચંચળ બુદ્ધિ આજે ધરતીને ખોડી સોનું એકઠું કરી શકે છે."

અને હવેજ હીડનને ખબર પડી કે દેવોનહીલ પાસે આવી રીતે ત્યારે આ એક છુપી ચાવી હસ્તી ધરાવતી હતી કે જે તેની જીંદગીની નાવને સુખ સાગરમાં સહેલ કરાવી શકે—

"પણ મને પેલા મોરેનીયા તરફથી આવેલા મોહન નામદારની મુલાકાત લેવાનું કયારે માન મળશે!"

"આજેજ બીરાદર પણ તમારે મારી સાથે એક સરત કરવી પડશે, ને તે એ કે આજે યા કોઇબી દીવસે તમારે શારાકોફની આગળી પાછળી ઇધાણી નીશાનીની બાતમી આપવાને મને ફરજ પાડવી નહિ."

અને આગળા વખતમાંથી સોસાયટીમાં એવા કેટલાક મોટે ખાંચરેના ઉમરાવો હસ્તી ધરાવતા હતા જેવોબી પોતાની ઈધાની નીશાનીની બાતમી છુપીજ રાખતા હતા, એવું ધારીને તેને દેવોનહીલને તેમ કરવાનું વચન આપ્યું અને બીજીજ પળે દરવાજાની ચાંપે ત્રણ ટકોરાનો ટીણો અવાઝ કાઢયો, જે દરવાજાના ઉઘડવા સાથેજ પૃથ્વીની સપાટી પર અનેક કાવાદાવાનો એવો ફાંકડો નમુનો હાજર થયો જેને ઉમરાવ ઈવાન શારાકોફ સીવાય બીજાં નામે ઓળખવાની હીડનને કમનસીબે ટક મળી નહિ.

# પ્રકરણ ૯ મું.

સપટ ખાઈ બોલે સદા,
ચીકણી ચોપરી વાત;

બચાવ ખુદા તું એવાથી,
ચુકે નહિ કરવા ઘાત.

લોર્ડ હીડનની અરજથી આજે સાંજે લેડી મેરી બ્લાથીવાઈટ, જુલીયટ, ગોલ્ડસ્ટેન ને હીડનની ચકડોળ ચોકડી રેકસમાં રાતનું સપર લેવા ભેગી મળી હતી. જે વખતે તેઓની નજર એકાએક ઉમરાવ શારાકોફને તેના મદદનીશ જોડીયાપર પડી, જેઓ બન્ને મોહ સ્વાડીયાંના મંદીર વાટે થઈ તેઓ માટે ખાસ રીઝવર્ડ રાખેલા જમવાના ઓરડામાં જતા હતા.

શારાકોફની દેખઈતી રીતે આગલી ગોઠવણ મુજબ મેનીજ માવજત ખુબ થતી હતી, અને જ્યારે તે લોર્ડ હીડનને તેની પારટીવાળી ટેબલ આગળથી પસાર થઇ ગયો ત્યારે બે ગ્રહસ્થોએ અરસપરસની સલામ અદલાબદલી કીધી.

તુરતજ ગોલ્ડસ્ટેન કાકાની આંખ્યોમાં ઉતસાહનો ગુલાબી રંગ દીપી નીકળ્યો.

"એ આએ કોણ છે!" શારાકોફ ને તેના મદદનીશના પસાર થઇ જવા બાદ ગોલ્ડસ્ટેને હીડનને સવાલ કીધો.

"ઉમરાવ ઈવાન શારાકોફ, મોરેનીયાના નવા રાજાનો ખાસ એલચી, અને મોરેનીયાના ઝુંડાની સલામતીનો પહેરેગીર." હીડને પુર ગંભીરતાથી જવાબ દીધો.

"પણ મોરેનીયા તો બીચારૂં ખલાશ થઇ ગયું" લેડી લાઈલ જેનું ધ્યાન ઉમરાવ શારાકોફના જોડીયા મદદનીશપર હદથી બહાર ખેંચાયેલું હતું તેણીએ કંઈક આતુરતા વચ્ચે સવાલ કીધો.

"નહિ મહેરબાન બાનુ, એ વાત ખોટી છે." હીડને પાટયાં ગોઠવ્યાં.

"જો કે રઈયતે પોતીકામાના એકનેજ તખ્તપર આવકાર દીધોછ, છતાંબી

તેઓ એટલાં તો મુર્ખ નથી કે મોરેનીયાની ગાદી પારકે હાથ જતી જોવાને ખુશી હોય-સમજ્યાને આમ બાબદ છે!"

"પણ તમને એ ઉમરાવ સાથ કેમ ઓલખ પડી લોર્ડ હીડન!" લેડી મેરી બ્લાથીવાઇટે ભમરડો વાટીયો.

"અરે તેમાં શું મોટી બાબદ છે!" હીડને હસ્તાં હસ્તાં વાતની કોર મરડી.

"બનાવ એમ બન્યો કે ગઈ કાલે સવારે મારી પાસે એક ફાંકડો દ્રેશમાં સજ્૦ થએલો જવાન એક ઓળખાણ પત્ર લઈ હાજર થયો, જે પત્ર ઉમરાવ ઈવાન શારાકોફની વખાણ કરનારૂં મોરેનીયાના લંડનમાં હાલમાં પધારેલા આગલા વજીર તરફથી લખાએલું હતું, કે જે આગલા વજીર સાંહેબ મારા એક ખાસ ફ્રેંડ હતા. કાગજ વાંચતાંજ મેં તેનું આમંત્રણ સ્વીકારી મુલાકાત લીધી, જ્યાં મને મારા દરજ્જાને લાયક આવકાર આપવામાં આવ્યો. એમ જણાય છે અને બાબદ સહેજ ખાનગીજ લાગે છે કે ઉમરાવ શારાકોફ નવા રાજાને મદદ કરવાને ખાતરજ એક ખાનગી લોન ઉભી કરવાના હેતુથી અહીં પધાર્યા છે, અને મને જણાવવામાં આવ્યું છે તે પરથી હું એમ અનુમાન કરી શકું છું કે એવો ઘણુંજ સરસ વ્યાજ લોનપર આપવાનો ઇરાદો રાખે છે. એ લોકની મતલબ એ લોકોજ જાણે છે પણ એઓ લોકોમાં એકદમ વાતને જાહેરાત આપવા માંગતા નથી કે જેથી અમેરીકનો વચ્ચે પડીને મોટે ભાગે લોન એક હાથ કરી શકે—"

ગોલ્ડસ્ટેનની છાતીના પાટીયાં ઢીલાં થયેલાં જણાતાં હતાં, અને જો કે તેને આ વાત પર ધ્યાન આપ્યું હોય એવું ડોળ મુદ્દલજ ઘાલ્યું નહિ છતાંબી તેના વીચારોની મગજના શીનેમા પર રજુ થતી ફીલમે ખુલ્લે ખુલ્લું રજુ કીધું હતું કે મારવાડી ગોલ્ડસ્ટેન આ સાહસમાં જીપલાવવાને મનમાં અનેક તુરંગો બાંધી રહયો હતો, કે જેથી તેબી ઉમરાવ ગોલ્ડસ્ટેન તરીકે નજદીકના ભવીશમાં જગ આશકાર થાય, ને મોરેનીયાના બાદશાહનો એક વફાદાર દોસ્ત તરીકેનું અતી કીમતી માન ખાટી જાય.

આ વખતે હીડને વાત ફેરવવાની પેરવી કીધી, સબબ તેની ખાતરી થઇ હતી કે તેની ખારા પાણીમાં ભીજાવેલી સોટીનો ફટકો અછલું પરીણામ લાવતો હતો, અને તેથી વારતાના રોહને તેને બીજીજ બાબદની નદીમાંથી ઘર કરવાને જગ્યા કરી આપી કે જેનુ પરીણામબી તેને માટે ફતેહનું તાજ જીતી લાવ્યું. પારટી ખાણીપીણી કરી છુટી પડી, અને મધરાતના પરોણાઓના પગલાં ત્યારે આવી રીતના સુખી સંવાદના સેવટમાંજ પોતાના ઘર તરફ પાછાં લંબાયાં, અને જો કે હીડને ગોલ્ડસ્ટેનપર પોતીકી ઝબાન શકિતનું લોહચુંબક અજમાવી જોયું હતું છતાંબી તેને એવી તો વકી કોઇ કાળેબી નહિ રાખી હતી કે બીજીજ સવારે તે બુઢઢો બ્યાજ ખાઉ તેને ત્યાં કુદી પડશે.

"કેમ મુરબી ગોલ્ડસ્ટેન બાવા કંઈ આજે સહવારના પહોરમાં ગરીબને ત્યાં

તશરીફ લીધી? શેઠની તબીયત તો ઠીક છે ને!" હીડને દરેશીંગ રૂમમાં ગોલ્ડસ્ટેનને ખાણાની રાતની બીજીજ સવારે પોતીકી પાસેની ખુરશી પર જગ્યા આપતાં આવકાર દીધો, કે જે વખતે તે કાફીના કપથી પોતાનું મોઢું મટમટાવતો હતો.

"કેમ કંઇ કાફી ચાહે લેશો! સાહેબને કહું જે તંબાકુ સીગારના શોખીન હોવ તો પારેજ સીગારનો બોકસ આપણી ખીદમતમાં હાજર છે. ફરમાવો મુરબી ભાઈની શી અરજ છે. બંડો બન્ના લાવવા તૈયાર છે."

"બસ તમો મને ઉમરાવ શારાકોફ સાથે ઓળખાણ કરાવો. હું મોરેનીયાના નવા રાજાને દીલેજાનથી મદદ આપવા તઇયાર છું" બુઢા બુબખ ગોલ્ડસ્ટેને પુર આતુરતા વચ્ચે હીડનને અરજ કીધી, જેના સવાલપર હીડને જરાક ગંભીર રહેવાના ઢોંગ કીધા.

"મારા મુરબી મેહરબાન, હું તમોને ઉમરાવ શારાકોફ સાથ ઓળખ કરાવવા દીલોજાનથી ખુશી છું પણ તમો કેટલા સુધીની રકમ ધીરવા માંગોછ તેનો કંઈ આગળથી વીચાર કરવો જોઇયે કેની!"

"તેની ફીકર તમારે કરવાની નથી. ગમે તેટલીબી મોટી રકમ હોશે તો તેબી હું આપવાને તઇયાર છું. ગોલ્ડસ્ટેનની પહેડી કરોડોની ઉઠળપાઠળ કરવા માટે જગ જાણીતી છે,"

"ચાલો ત્યારે આપણને ઉમરાવ શારાકોફની મુલાકાત લેવી સજાવાર છે. સાહેબને કહું જે જરા કદમો ઉઘામો તો બહુજ ધીમેથી ઉગામજો હું કે મુરબી."

બેશક આ મુર્ખો મારવાડી આજે દોડધામ કરી બેઠો હતો સબબ તેને પ્રીન્સનો ખેતાબ જોઇતો હતો; પણ તેને થોડી ખબર હતી કે આ ખેતાબ તો એક સ્વપનુંજ હતું જે બે ઘડી પંપાળી તેની ટાળકી પર સદાને માટે ટકોરા મારનાર હતું.

"મારી મોટોરકાર બહાર ઉભી છે હીડન, આપરે ટઢાકામાં પુગી જઇશું."

"પણ મને દરેશ કરવાનીબી તક મલશે કે નહિ મુરબી!"

અરે હા બાવા દ્રેશ કરોની, પણ એમ કે સહેજ ઉતાવળ થવી જોઇએ. રેકસમાં ઘણાક અમેરીકન પરોણાઓ ટુટી પડયાંછ, અને તેઓ આપણી હરીફાઇમાં ઉતરે એ જોવા હું ખુશી નથી.

લોર્ડ હીડનને ગોલ્ડસ્ટેનની આવી વાત પરથી બેશક બહુજ અજાયબી ઉપજી, સબબકે ગોલ્ડસ્ટેન જેવો થંડા મગઝનો આદમી આવી બાબદમાં આમ મગઝથી બેમગઝ બન્યો હતો, પણ અફસોસ

બુઢાપો છે એ તીર સમાન, જો અક્કલ જાય સમસાન;
કોતરી ખાય કાલજાબી કોઇની, લોભને થોભ નહિ જાન.

એક કલાક બાદ તો તેઓ ધારેલે મુકામે આવી પુગ્યાં જયાં તેઓનો કાર્ડ

જતાંને સમેતજ તેઓ બન્નેને ડેવોનહીલના મારકવીસે આવકાર દીધો, કે જે મારકવીસ સાહેબે હાલ તુરત તો મોરેનીયાના એલચીના ખીદમતગાર લીએન્ટઝોય તરીકેજ ગોલ્ડસ્ટેનને પોતીકી ઓલખ આપવામાં દાહપણ માની લીધું હતું.

તેઓને એક બાદશાહી ઓરડામાં આવકાર દેવામાં આવ્યો જ્યાંની ખુણામાની ફાંકડી હાથાવાળી ખુરશીપર એક જવાનીયો પોતીકા ડોળાની ચકમકથી ઉજરડું પાડી રહ્યો હતો. તેનો ડરેશ લીએન્ટઝોયના દરેશને બરાબર મળતો આવતો હતો અને તેને આપણે આગળ વીલેનેવ તરીકે ઓલખી ચુકયાં હતાં. તેના બાલો એક નાનકડા નીશાળ્યાના બાલો કરતાં જુદીજ તરેહના હતા અને એવુંજ અનુમાન કરવામાં આવ્યું હતું કે તે કદાચને નાટક તખ્તાનો ભોમીયો હોય. લોર્ડ હીડને વીચાર્યું કે લોકો હંમેશાં પરદેશી પરોણાના આવાં પાગલપણાંપર નાખતીની નજરથી જોતાં હતાં ખાસબસુસ કરીને જ્યારે તે કોઇક પારકા દેશમાંથી આવેલો હોય.

હીડને વીચાર્યું કે બેશક તે છોકરાનો દેખાવ કોઈનુંબી મન હરી લે તેવો હતો. અને તે એટલો બધો તો મન હરી લેનારો હતો કે તેનો ખ્યાલ કરવાનુંબી હીડનની પાકટ વયની બહાર હતું. તે સમજી શકયો નહિ કે આ ઉમરાવ શારાકોફનું તેને પોતાની મરજી મુજબ દોડાવાનું શું કારણ મલ્યું હોશે કે જેથી આ જુવાનની જીંદગી તેની દયાપર ઝોંકા ખાઈ શકે!

ડેવોનહીલના મારકવીસે પહેલે હીડનને ગોલ્ડસ્ટેન આગળ આવી ઉમરાવ શારાકોફનો પેગામ બહુજ નમનતાઈ સાથે તેઓને આપતાં કહ્યું, જે ઉમરાવ શારાકોફ મસીએ વીલાનેવ સાથે કંઇક અગત્યના કામમાં રોકાએલો હતો પણ તે નામદાર જરૂરજ તેમને પોતાની મુલાકાતથી ઉપકારી કરશે.

બેશક હીડન આ પ્રપંચનો પાયો નખાયો તે વેળાએ હાજર હતો એટલે તેનાજ દાળપાંખડાઓની આવણજાવણ વખતેના આંખના મચકારા વગેરે બહુ સફાઈથી અદલાબદલી કરવાની તેને તએહ પડી હતી જે કમનસીબે ખેતાબની ખુમારીમાં પાગલ બનેલો મુર્ખ જ્યુ ગોલ્ડસ્ટેન બીલકુલ જોઈ શકયો નહી. તે તો ઉતાવળે ઉમરાવ શારાકોફની મુલાકાત લેવા તલપી રહ્યો હતો અને તેથીજ હીડન ને ડેવોનહીલ વચ્ચે ચાલેલા આંખ્યોના વાયરલેસ ઇશારા તે પીછાણી શકયો નહિ.

"મસીએ લીએન્ટઝોય, તમો જો તમારો લાગવગ પેલા ઉમરાવની પર ચલાવશો તો હું કોઈબી દીવસે તમારો ઉપકાર ભુલીશ નહિ."

જો કે મસીએ લીએન્ટ ઝોય આ બાબદનો ખાં હતો છતાંબી તેને બહારનું ડોળ ઘાલતાં ગોલ્ડસ્ટેનને મોરેનીયાના શહેનશાહ સાથ સંદેશો ચલાવવાની વાત નામદાર શારાકોફ આગળ છેડવાની મના કીધી.

એવામાં નામદાર શારાકોફની ત્યાં પધરામણી થઇ ને વાત પર વાદળ ઘેરાયું.

આ મેલાપની બે રાત બાદ એક દીવસે સાંજે લેડી લાઈલને ગોલ્ડસ્ટેન બન્ને રેકસમાં લાઇટ રીફ્રેશમેંટ લેતાં હતાં. ગોલ્ડસ્ટેનની રેકસમાં વારે ઘડીએ પધારવાની મતલબ નામદાર શારાકોફ સાથે ઘાડી દોસ્તી રાખવાની હતી અને તેજ કારણથી

તેઓના આવ્યાને થોડોક વખત વીટો નહિ એટલામાં એક જુવાન છોકરાએ આવી ગોલ્ડસ્ટેનને નમનતાઈ પુર્વક અર્જ કરી કે શારાકોફ ઉમરાવ તેને મળવા માંગતો હતો.

"લેડી લાઇલ માફ કરજો, ઉમરાવ શારાકોફનું ફેજન સ્વીકાર્યા વીના છુટકો નથી. હું હમણા આવીશ."

"ખુશીથી સીધારો. આ નાનકડો જવાન તેટલાંમારો વખત ગાળવામાં મને મદદ કરશે." લેડી લાઇલ જેણી આ જુવાન છોકરાને જોતાંજ તેની પર બહુજ ખેંચાઇ હતી, તેણીએ ગોલ્ડસ્ટેનને જવાબ દીધો. જે બાદ ગોલ્ડસ્ટેન કાકા ઉમરાવને મળવા ઘસડાઈ ગયા. જેના જવા બાદ લેડી લાઇલે બહુજ સભ્યતા અને અતી વ્હાલથી તે જુવાનીયાને થોડાક સવાલો પુછયા.

"તારૂં નામ શું બેટા, મને તારી સાથે દોસ્તી રાખવા બહુજ ગમેછ, ને તેથીજ આપરે બન્નેએ એકબીજાને ઓળખતાં શીખવું જોઇએ."

"જી મારૂં નામ કાર્લ મારાં મહેરબાન બાનું."

બેશક તે છોકરો તેણીને પોતીકું નામ જણાવા બહુજ શરમીંદો હતો, પણ લેડી લાઈલનું દીલ તેને જીતી લીધું હતું. તેની સુરત તેણીના ગુમ થએલા બેટાને બરોબર મળતી આવતી હતી, અને તેજ રીવરવે હોલના ગુમ થએલા વારસની યાદ લેડી લાઈલના દીમાગની પર હાલમાં જાસ્તી ગુજારતી હતી.

"તારી શું ઉમર હશે મારા બેટા!"

"જી આસરે બારેક વરસ હશે."

"આસરે બાર! શું તું જાણતો નથી બેટા!"

આ વખતે છોકરાએ પોતીકું ડોકું ધુણાવ્યું જેને લેડી લાઇલને સહેજ વહેમાવી.

"તારો કયાં જનમ થયો હતો!"

"મને મુદદલ ખબર નથી."

અને તેના આવા જવાબથી લેડી લાઇલનું જીગર હેતથી વીંધાઈ ગયું, અને બીજીજ પળે તેણીએ ધાર્યું જે તેના બાબમાંબી એક ભયાનક ભેદનું જાળું ગુંઠાએલું હતું.

"ગરીબ બીચારો." તેણીએ મનસે વમાસતાં કહયું, અને તેણીની આવી દયાજનક હાલત જોતાં તે છોકરાનેબી તેણીને માટે બહુજ દયા ઉપજી, અને આ વખતે એક બીજાના જીગરમાં હેત વહાલનું એક એવું ડચકું ભરાઈ આવ્યું કે જેને આ ઘાસ કપાસના બનેલા પાંપળા કાગજ પર વીસતારવાની કશી જરૂર નથી. લેડી લાઈલે તેને પોતીકી છાતી સાથે ચાંપી બકી લીધી, જે વખતે તેણીના જીગરમાં એક માતાનો વાહલ અતી જોશમાં વહેવા લાગો, જેના ઉછળતા મોજાઓની છાંટી

તેણીની ચશમોના ફુવારાઓએ તેની પર વરસાવી. યા ખુદા, દુનિયા બે ઘડીનો ખરેજ મેળો છે, જેની મેદની જોતાંજ હર કોઈ તેનું લાલ મોહી પડે તો તેમાં શક નથી.એક અંજાણ્યો નીરાધાર, માબાપ વીનાનો છોકરો ને તેની પર એક અમીરજાદીનો વહાલ, બેશક એ નહિ કલપી શકાય એવી બાબદ છે, પણ વહાલ, કુદરતની પ્યારી બક્ષેશ:—

શું રંક કહો શું રાય બન્ને વ્હાલમાં છે મસ્ત,
વહાલ નામ બનાવે છે મતલબ પરસ્ત.

ન દીનભર કરાર કે ન નીંદમાં સબર.
ખોડેછ વહાલ રંક રાયની એક જાય કબર.

"કાર્લ બેટા શું તારી કમનસીબ માતા હૈયાત છે!"

અને માતા નામ સમજતાંજ તેની આંખ્યોમાં આંસુઓની નદી વહેવા લાગી

"મહેરબાન બાનુ, મારી માતા હતીજ નહિ."

અને તેની આ પથ્થરને પીગળાવનારી હાલત જોઈ લેડી લાઇલને બેશક ઘણીજ દીલગીરી ઉપજી. જો આ જગ્યાએ ગ્રેનેવેએ જુલીયટની મુલાકાત લીધી હતે તો તેજ ગ્રેનેવેએ તેણીના જીગરમાં હેતને વહાલની અનેક ચીંગારીઓ પજરતી જોઇ હતે; જે વખતે તેની ખાત્રી થઈ શકતે કે જે બાનુને હમેશાં કઠોર મનની ને દયાહીણ તે ધારતો હતો તેના દીલના ઉંડાણમાંબી ઓરતને છાજતો હેતનો ખજાનો એકઠો થયેલો હતો.

"કાર્લ બેટા જો તને કોઇબી વખતે તારી મુશકેલીમાં માતાની ગરજ પડે તો બચ્ચીતજ મન સાથ કસદ કરી રાખજે કે કોઇબી આ દુનિયામાં તારી માતાની જગ્યા રાખવાને સરજાયલું છે, જે તને જાનથીબી જયાદા ચાહે છે ને તારી જીંદગીનો ચેરાગ રોશન રાખવાને સદા તતપર રહેશે."

"તમારો કદીબી ઉપકાર નહિ વીશરશ મારા મહેરબાન મા સમાન બાનું", અને બીજીજ પળે તે ત્યાંથી દહેશતને મારે પોતાના કદમો ઉઠામી ગયો, સબબ તો લેડી લાઇલે ત્યાં એવી બે શીકલોની હાજરી જોઈ હતી જેણે દોજખના દેવોનેબી ધુજાવ્યા હોય-

"લેડી લાઇલ, આશા છે જે આ ઉમરાવ સારાકોફ સાથ તમારી ઓળખાણ કરાવાને મને રજા આપશો, આવો ઉમરાવ હું ઓળખ કરાવું—આં હમારા મહેરબાન લેડી લાઈલ જેમના વિષે મેં હમણાજ તમારી આગળ વાત છોડી હતી" બેશક આ એક અજાયબ પ્રકારની ઓળખ કરાવવાની રૂઢી ગોલ્ડસ્ટેનમાં દીપી રહેલી લેડી લાઇલે જોઈ હતી, અને બીજીજ પળે તેણીને ફરજયાત ઉમરાવ સારાકોફ સાથે વાતચીત કરવી પડી હતી, જેના સબબે પેલું નીરાધાર બાળક બીલકુલ મનમાથી વીસરાઈ ગયું હતું.

"મેદમ, આ નાનકડા જવાન્યાપર ભરોશો ના મુકતાં. આશા રાખું છું કે

એને તમારા હકમાં કાંઈ નુકશાન નહિ કીધું હોય." સારાકોફે લેડી લાઈલ સાથે વાત છેડવા માંડી.

"જરાબી નહિ. ઉલટી એ નાનકડા જવાનીઆની વાતચીતમાં મને ઓર રમુજ મળી." લેડી લાઈલે પોતીકા ધીક્કારને તેની તરફ જગ્યા આપતાં જવાબ દીધો.

અને હોટલના પહેલા મજલાપર આ બીચારો નાધણીયો તેના કીસમતને રડતો હાથ જોડી બેઠો.

"ખુદા મને કંઈ એવી ઘડી બતાવે ને હું તેણીને બધું ખરેખર કહી દેઉં." તેના જીગરમાં આ વાતનો ખુરશીદ તલુ થયો, અને એજ ધખારામાં તે નીંદ્રા દેવીને વશ થયો, જે અરસામાં તેના દીમાગે લેડી લાઇલની ફાંકડી તશવીર તેની નજર સામે રજુ કીધી હતી, જેને તે ખરાં દીલથી વધાવી લઈ હરખ સાથ એમજ પુજતો હતો કે "ઓ તશવીરે વફા, ખુદા મારે કાજ તને સલામત રાખે."

---

## પ્રકરણ ૧૦ મું.

નહિ મળે શું કહો જગતમાં, બાડી શ્રોડા ગામ!
કુલ દુનિઆની દોલત માંગો, મળે નહિ માનું નામ.
મળે નહિ માનું નામ જગતમાં ધુંડો જગ બાજાર,
કુરબાન છે તું જપે પ્યારી મા એવી મોજ હજાર.

બેશક સર વાલટર લાઇલ તેની ચશમની રોશની, તેની જીંદગીનો એકલદોકલ રોશન ચેરાગ તેની વહાલી બેટી ખુબસુરત એલીયાને જાન કરતાંબી જયાદા વહાલથી ચાહતો હતો, અને તેણીના સુખ માટે પોતીકી જીંદગીની અનેક રગેરગના તારોનેબી તોડવા પડે તો તે પણ તેણીના પ્યારા નામ કાજ બજાવવા તૈયાર હતો. તેણીને દરેક રીતે એક સંસાર દર્પણ શોભાવનારી સહનસીલ સુંદરી બનાવવા તે પોતાનું બનતું કરતો હતો અને તેજ કાજ તેને તેણીની મરજીને આધીન થઈ તે બાબેતું તાલીમ આપવા એક કાબેલ ગવરનેશ શોધી કાઢવાની ખાહેશ દેખાડી હતી–પણ અગર આ સુનેરી બાલોથી સીંગારાયલું અતી ખુબસુરત નીર્દોશ બાળ દુનિઆની અનેક રીતી નીતીઓની ગલીધુંચીઓથી વાકેફ હોય તો પ્રીય વાંચક આપણે એજ સીવાલ પુછીશું કે તેણી તેજ દુનિઆના એક એવા ઉંડા ઢળાણવાલા રસ્તાથી વાકેફ હતી કે જે વખત આવતાં બાપને દીકરીથી છુટી પાડી શકે, માને દીકરાથી નજર કયદ રાખી શકે, જે દુનિઆની ગંધીલી ઝેરી હવાથી ભરેલી ફાટકને આપણે "મોહબત" નામની ચાર અક્ષરી તખ્તી પરથી ઓળખતા શીખ્યા છીએ!

અને ભવીશમાં, વાંચક ડીયર તેણી સારી રવેશે માનતી હતી કે કોઈબી

ખુદાનોલાલ તેણીની નજર સમક્ષ હાજર રહેશે, જે તેણીના જીગરના ફાનુસમાં મંદ પડી ગયેલો સુસ્ટ ચેરાગ એજ મોહબતની હવાથી સજીવન કરશે અને એજ વિચારે તેણીને ઘડીભરની ગુચવણમાં નાંખી હતી.

તેણીના બાપે થોડાંક અઠવાડીયાં બાદ તેણીને માટે અખબારમાં એક ગવરનેસ માટેની જાહેર ખબર આપી હતી, પણ ભોલોભાલો દુનિઆના નાઝને નખરાંથી બીન કેળવાયલો બુઝોર્ગ બાપ, જો તેને ભવીશના દર્યામાં ડુબકી મારી હતે તો આ જાહેર ખબર આપવાની તે કદીબી જીગર ચલાવતે નહિ. પણ આપણ સર્વ કીસમતનાં રમકડાં છીએ અને આવતી કાલે શું બનનાર છે તે માહન કવી હોમરના કહેવા મુજબ પાક ખુદાતાલાના ખોળામાં ખેલ કરે છે.

પણ હાલ તુરત તો ગવરનેસ નાની એલીઆનો કબજો લે તેટલાં ઘાળની બીજી બાજુપર નજર નાખેલી વાજબી કહેવાશે.

તેટલાં ઉમરાવ શારાકોફ અને તેના દાળ પાંખડાંઓની ગોલ્ડસ્ટેન જ્યુને હજારો પાઉંડથી નાહુણ નવડાવવાની બાજી હવે સંપુર્ણતાની ટોંચે પુગી હતી.

અને એજ મુર્ખ જ્યુએ પોતાને મોરેનીયાના માહન શાહેનશાહ સાથે ઓળખ કરાવી આપવાના બદલામાં મોટી રકમની લાંચ શારાકોફ, લીએન્ટઝોયને વીસેનેવને આપવા કબુલી હતી, અને તેને લગતો કોલકરાર ઉમરાવ શારાકોફની હજુરમાં સહી સાખ કરવાનો તેને કોલ આપ્યો હતો, જે અરસામાં બુઢો લોર્ડ હીડન દાહપણ વાપરી અળગોને અળગોજ ફરતો હતો, જો કે તે વારે ઘડીએ ગોલ્ડસ્ટેનનું ઉપલી બાબદપર ધ્યાન ખેંચ્યા કરતો હતો, જેના જવાબોબી તેના મગઝમાંથી તે સહેલાઈથી ઉકલાવી શકતો હતો. અલબતાં તેનું બધુ ધ્યાન હાલ તુરત તો આ મોરેનીયાની લોનપર લાગુ હતું જે અરસામાં તેને લેડી લાઇલનો ખ્યાલ તો અભડાઈએજ સાંટયો હતો; સબબ તેને એમજ લાગ્યું હતું કે તેણીને જીતતાં તેની જીંદગીપર એક મોટો જખમ્બી પડે યા તો કે તેણી કાંઇક એવી યુક્તિ શોધે કે જેથી બુઢા ગોલ્ડસ્ટેનને નાચારીએ તેણીથી અળગજ રહેવાની ફરજ પડે.

જે રાતે લેડી લાઇલે શારાકોફના પેલા ચંચળ ખીદમતગાર સાથ ખુશ ગુફતેગો ચલાવી હતી, તેજ કમનસીબ રાતે બન્નેના બાગમાં મોટી ચલવળ જગાડી હતી. ન તો તે નાનકડો ખીદમતગાર તે માજાઇ તશવીરે વફાને મનથી વીસારી શકયો હતો, કે ન લેડી લાઇલ આ નીર્દોશ નાની સુરતને જીગરની બહાર ફેંકી શકી હતી. તેણી તેને મળવાની ભારે ઇંતેજાર બની હતી અને તેજ સબબથી તેણીએ વારે ઘડીએ લેડી મેરી બ્લાથીવાઇટનેબી રેકસમાં બે ત્રણવાર ચાહપર બોલાવી હતી, પણ કમનશીબે તેની કશીબી હસ્તી જણાઇ હતી નહી.

એકાદ સહવારે તેણીએ પોતીકા કાગજોના તેબલપર પડેલાં ઢગલામાં એક નાનકડું અજાયબ પ્રકારનું કાગજ જોયું, જે નાના નાજુક હાથોથી લખાયેલું હતું, જેથી તેણીને એમ ખ્યાલ ગયો કે કદાચને નાના કાર્લ તરફથી તે લખાયલું હશે, કે જે

કાર્લને મુશકેલીના વખતમાં તેણીએ મદદ મેળવવાની સલાહ આપી હતી. તુરતજ આતુર જીવે તેણીએ તે કાગજ ઉખેડયું, અને ઉંડી અજાયબી વચ્ચે વાંચી જોયું જે નીચે મુજબ હતું.

"મેહરબાન બાનું,

તમારી સલાહ મુજબ મેં તમારો વારે ઘડીએ વીચાર કીધો, અને હું આશા રાખું છ કે તમોએબી મારે માટે અનેક વીચારો મગઝમાળે બાંધ્યા હશે, સબબકે હું તમોને નહિ સમજ પડતાં હેતથી ચાહું છ. વધુમાં જે ગ્રહસ્થ સાથે આપણી પહેલી મુલાકાત વેળાએ તમો રેકસમાં કાફી લેતાં હતાં તે ગ્રહસ્થ પર જો તમોને ચાહ હોય તો તેના ભલાંમાટે તેને ચેતવણી આપજો કે, મોરેનીયાના રાજાના કામમાં દોઢીયાં ધીરે નહિ.

"દુવાગો કાર્લ"

જો કે તેણીએ ખુલ્લાં દીલની એક અગત્યની દલીલ મંજુર કીધી હતી છતાંબી તેણી તે કાગજની મતલબ સમજી શકી હતી નહિ। તેણીને ગોલ્ડસ્ટેને મોરેનીયાના રાજાને મદદ કરવાની લોનની બીનાથી વાકેફ કીધી હતી પણ તેણી જાતે સમજી શકી નહિ કે કાર્લને આવી ભેદી બાબદ સાથ શું નીસબત હતી! વધુમાં વળી એક ચીજ તેણીને અજાયબીમાં ગરકાવ કરી નાખતી હતી ને તે એકે નાના નીરદોશ કાર્લે તેણીને ગોલ્ડસ્ટેનને મુશકેલીમાંથી બચાવવાની સવખતની ચેતવણી આપી હતી.

જો કે તેણીને આ નાનકડાં કાગજે ઘુંચવાડામાં નાંખી હતી છતાંબી કાર્લના હુકમ મુજબ ગોલ્ડસ્ટેનને સવખતની ચેતવણી આપવા તેણીએ મન સાથ મક્કમ કસદ કીધો, સબબ તેણીં એટલું તો સારી રવેશે જોઇ શકી હતી કે તે કાગળજ ભુલાવો ખાઈ ગએલાં ભુરાં ભવાંવાલાને પુલની સુલમાંથી બચાવવાને અરજ કરતું હતું. અને તેજ અરજને માન આપી તેણી દરેશ કરી ત્યાંથી પોતીકા કદમો ગોલ્ડસ્ટેનના આલીશાન મકાન ભણી ઉગામી ગઈ.

ગોલ્ડસ્ટેન માહરાજના હાઈડપાર્ક નજદીક આવેલાં આલીશાન મકાન પર આવી લાગતાંજ તેણીએ પોતીકા નામનો કાર્ડ અંદર મોકલ્યો, જેની પર પેનશીલથી ઇશારો કરવામાં આવ્યો હતો કે તેણી બહુજ જરૂરના કામસર ત્યાં પધારી હતા. ગોલ્ડસ્ટેન કાર્ડ જોતાંજ પામી ગયો કે લેડી લાઇલ એકતો સઉથી જાણીતી જુગારણ હતી, તેથી કદાચને જુગારમાં હારી ગઈ હશે ને તેની પાસે પૈસાની મદદ લેવા આવી હશે અને તેથીજ મન સાથ મક્કમ કસદ કરી તેણીની આગલી હાલતની યાદ-દાસ્ત તેણીના દીમાગમાં ફરીને સજીવન કરવાના ખ્યાલ સાથ તે ત્યાં પધાર્યો, પણ તેણીને પોતીકા ફાંદામાં લેવાનો ગોલ્ડસ્ટેનનો ખ્યાલ તેણીને જોતાંજ તેના દીમાગમાંથી ઉડી ગયો. સબબ તેણીની વાત પઇસાની મદદની ખાએસ દેખાડવા બદલ મોરેનીયાના રાજાને મદદ કરવાની લોન પર ફાંટો લઇ બેઠી હતી. તેણીને એકાદ ડરોઇગ રૂમની કુશાદે ખુરશીં પર જગ્યા આપી, તેણીની પાસેજ ગોલ્ડસ્ટેને ડોલતે જીવે જગ્યા લીધી.

"મી૦ ગોલ્ડસ્ટેન હું તમોને વખતસરની ચેતવણી આપવા આવી." જુલીયતે ઉતાવળે જીવે પોતાના ભોળા દીલનો ઉભરો બહાર કાઢતાં કહયું, "કે હજુ જો તમોએ લોનમાં હાથ નાખવાને કોલ નહી આપ્યો હોય તો પાક ખુદાના નામપર અરજ કરૂં છું કે તે કામથી તમો બાઝ આવજો."

"તેનો સબબ મેહરબાન બાનુ:" કાંઈક ધીરજ ખોઇ દેતાં ગોલ્ડસ્ટેને સવાલ કીધો.

"સબબ હું ધારૂંછ કે તે એક ડહાપણભર્યું પગલું નહી કહેવાશે. મી૦ ગોલ્ડસ્ટેન તમો મારા આગલા વખતમાં મારીપર માયા મેહરબાનીનો વરસાદ વરસાવી ચુકેલા છો તેનાજ બદલામાં હું તમોને તમારી નજર આગળ પડેલો અંધારો પડદો ખસેડવાને ચેતાવવા આવી છું" પણ તેણીની આવી ઉતાવળી ને પાયા વગરની દલીલોનો રદીઓ કેમ આપવો તે ભંભેરાયલો ગોલ્ડસ્ટેન બીલકુલ સમજી શકયો નહિ. તેને વિચારવંત બનેલો જોઈ ફરીને જુલીયટે પોતાનું બોલવું જારી રાખ્યું.

"મી૦ ગોલ્ડસ્ટેન, મને મારા એક અંગતના દોસ્ત તરફથી કાગજ મળ્યું છે જેમાં તમો આવા કામથી હાથ ઉઠાવવાની ચેતવણી આપવાની મને અર્જ કરવામાં આવી છે. પણ મારી ખાત્રી છે કે તમારા ને મારા કરતા આ કામમાં તે બહુજ ઉંડાણ સમજે છે. તેના પર મને પુર ભરોસો છે ને તેથીજ તેના શબ્દોને માન આપી હું તમો પાસ અર્જ કરવા આવી છું"

આ વખતે ગોલ્ડસ્ટેનના ભવાં સહેજ ચહડવા લાગાં પણ તેણે તેને ધીમેથી જવાબ દેતાં કહયું.

"તમો જાણોછ મેહેરબાન બાનુ કે આએ એક ઘણુંજ ગંભીર બાબદ છે. શું મને તમારા દોસ્ત સાથ મુકાબલો કરવાનું આપ મેહેરબાન બાનુ માન નહિ આપશો ?"

"નહિ તે બીલકુલ નહિ બનવા જોગ છે."

"ત્યારે તો લેડી લાઇલ મકુજે મોરેનીઆના રાજાને મદદ કરવાની હીલચાલ ભાંગી પાડવાનું મારા બાબમાં બીલકુલ અશકત છે."

"અને જો એમજ હોય તો પછી મારે વધું કાંઇબી કહેવું નથી." જીદ્દી કુતરાની જીદથી આજેઝ થતાં તેણીએ કહયું.

"અરે નહિરે મારા મેહરબાન બાનું હજુ ઘણુંબી મારે કહેવાનું રહયું છે. મકુજે હજી કાંહ સુધી આએ તમારા અદના સેવકને આપણી મોહબતને મંદીરે ડચકાં ખાતો રાખશો! બેશક સબુરીનીબી હદ હોય છે, અને હું ધારૂંછ કે હવે તમોબી જરા એ બાબદપર સહેજ વધુ વીચારવંત ને ગંભીર બનશો."

અલબતાં વાત સહેજ બહેકી હતી. તેણી જો કે આ બુઢા બુઝખના કરજમાં કચડાઇ ગઇ હતી ને રોજ એજ નીચ, માંગણીનો તીર કરજના બદલામાં તેણીની

પર હીડનને બીજાઓ તરફથી ચાલુ ઘા કર્યા કરતો હતો, છતાંબી તેણીએ સબુરી પકડી હીડનને છેવટનો જવાબ વાળવાને કોલ આપ્યો હતો, પણ બાબદ આટલી હદ સુધી જતી જોઇ નાચારીએ તેણીએ મનમાં એવો તુરંગ બાંધ્યો કે તેની અરજીનો આજને આજ રદીયો આપવો; એટલામાં હીડન સાહેબની હાજરી જાહેર કરવામાં આવી ને વલી વાતમાં ખતરો પડયો.

"અલગતાં હું ધારૂંછ કે મારી હાજરીએ તમો બન્નેની વાતમાં ખલલ તો પુગાડી નહિ હશે. બેશક હું કોઇબી દીવસે કોઇનાબી માર્ગમાં થુવરનો કાંટો તરીકે આડો પડવા ઇચ્છતો નથી. હું આજે મી. ગોલ્ડસ્ટેન તમોને ખાણા પર ઇજન કરવા આયોછ પણ જોઈને બહુજ ખુશી છું કે લેડી લાઇલ સાથે હોવાથી આપણી કમપનીને ઓર ખુશહાલી હાંસેલ થશે"

"નહિજી માફ કરશો. હું તો આજે લંચ પર રોકાએલી છું" અને બીજીજ પળે તેણીએ ત્યાંથી ચાલવા માંડયું. તેણીની મોટામાં મોટી ખુશહાલી એ હતી કે હીડને તેણીનો છટકી જવાનો માર્ગ મોકળો કીધો હતો.

જેવી તેણી પોતીકા કદમો ઉઘામી ગઇ કે તુરતજ હીડન કાકા તેણીની ખુરશીપર દપ દેતા કે ગોઠવાઇ ગયા અને સીગારેટમા મસ્ત બનતાં વાતનાં સુરસુરયાં ઉડારવા લાગા.

"કેમ તમારૂં કામ કેમ ચાલેછ ગોલ્ડસ્ટેન શેઠ. કેમ લેડી લાઇલ કંઈ હજુ નક્કી ઠડાવ પર આવી કે બગલું હાથથી ઉઠી ગયું!"

"નહિરે બા કંઈ નહિરે! દરીગો દામાદોળ છે. એ મધુરી મેનાને મારા જેવો કાકા કડવો નાપસંદ છે."

"અને છતાંબી તમો તેણીનેજ વળગી રહેવા માંગોછ નહિ વારૂં?"

"હીડન તમો જાણોછ કે હું હાલમાં ઉમરાવ શારાકોફને લોન ઉઘડાવવાના કામમાં દીલોજાનથી મદદ આપી ચુકોછ. તમારૂં એ બાબદ પર શું મત છે!"

"શું તમોને કાંઇ તેઓની જામીનગીરી પર શક છે? ખચ્ચીતજ મોરેનીયા જેવો ફલદરૂપ દેશજ તેની અચુક સાબેતી છે. હવે ઉમરાવ શારાકોફ માટે તો હું જેટલું કહું તેટલું થોડું છે. તે મારી પાસે મોરેનીયાના આગળા વજીર તરફથી ભલામણ પત્ર લઈ આવ્યો હતો અને તેનેથી બીજી સધ્ધર જામીનગીરી મારા મત મુજબ બીજી હોઇજ શકે નહિ."

"અરે હારે, તે તો હુંબી જાણુંછરે પણ એ તો સહેજ તારૂં ઓપીઅમ એ બાબદ પર માંગતો હતો, સબબ કે મારૂં એ બાબદ પર કોઇએ અચાનક ધ્યાન ખેંચ્યું હતું. તમે સમજયાં કેની!"

હીડન કાકાએ ડોકયું ધુણાવ્યું પણ તેના મગઝમાં લેડી લાઇલ વીશે મજબુત શક ઉભો થયો. પણ તેણીએ એ વાતની માહીતી કયાંથી મેળવી હોય! અને તુરતજ તેને પેલા નાનકડા છોકરાનો ખ્યાલ આવ્યો કે જેની કળા કૌશલ્યનું કાવતરૂં તે

ગોલ્ડસ્ટેનની ખાના ખરાબી પર રોશનીની થંડી ચાદર હતી.

પણ જયાં સુધી તેને માલમ હતું ત્યાં સુધી તો તે એવું અનુમાન કરી શકતો હતો કે લેડી લાઈલને તે નાનકડા જવાન્યા સાથ કશીબી ઓળખ હતી નહિ. કોઈબી રવેશે તેની મોટી ખુશહાલી એ હતી કે લેડી લાઈલ પોતીકી બાજીમાં ફતેહમંદ નીવડી ન હતી.

જો કે લંચ પરબી હીડને એજ બાબદ પર વારે ઘડીએ ઈશારો કીધો હતો છતાંબી તે પોતાંના મનને સંતોષ આપવા માંગતો હતો કે પેલા નાનકડા જવાનીયાએ તેણીની હજુરમાં આ નવા દાવ પેચની જડ ઘાલી હતી કે નહિ!

ખાણા પછીના એક કલાક બાદ હીડને શારાકોફની મુલાકાત લીધી હતી, જેમાં તેને આ જવાનીયા બાબેનો પોતીકો મજબુત શક જાહેર કીધો હતો.

"લોર્ડ હીડન તમારી ધાસ્તી પાયા વીનાની છે. છતાંબી આ બાબદમાં ઉંડાણ તપાસ ચલાવવામાં આવશે, સબબકે જો એમજ હોય તો આપણા હકમાં તે નુકશાન કરતા કહેવાઇ શકાય"

અને હીડનના જવા બાદ બીજીજ ઘડીએ તેને કાર્લને પોતાની હજુરમાં બોલાવ્યો, અને જે બનાવ આ બન્ને શેઠ વાણોતરના બાબમાં બન્યો હતો તે કમનસીબ બીચારો નાનો કાર્લ તેની આખી જીંદગી દરમ્યાન તેને એક સઉથી કવખતની ઘડી તરીકે તેની નજરના ગોખલામાં છુપાવી રાખશે.

કલાકેક પછી તે પોતાના બીછાનાપર લેટવા ગયો, અને પ્રીય અઝીઝ તે કહેવાતી સુખી સેજ જેપર નીરદોશતાએ પોતીકા આંસુઓની ચાદર બીછાવી હતી તે પર શુ થવાતું આ નાનુ નીરદોશ બાળ લેડી લાઇલને માટે શ્રાપ દઇ મનસે કહેવા લાગું કે ખુદાએ તેણીનો પડછાયો આ નાનકડા બાલની કુમળી ચશમોપર પાડયોજ નહિ હોતે તો બેહતર.

---

## પ્રકરણ ૧૧ મું.

ન જોવા ખુશી કોઇ ગરીબનો ચેરાગ,
ગરીબી સળગાવે છે નીઅતપર આગ.

મોહબત તો ડોળાબી તાણી શકે,
પણ ગરીબને અફસોસ કોણ જાણી શકે.!

મી૰ ગોલ્ડસ્ટેનને આ એક છુપો માર હતો જે વીષે જરાબી અરે રાખી શકાય નહિ. ન્યુસપેપરવાળાઓએ પોતીકા વધારાનાં સુરસુરયાં છોરી મુકયાં હતાં જેઓ પણ આ મવલાઓની સુનેરી ટોલકીએ બજાવેલાં ધરતી ધ્રુજાવનારાં કાવતરાંનું સરવાયું રજુ કરતાં હતાં. એકલો ગોલ્ડસ્ટેનજ પેલા પકકા મદારી ઉમરાવનો ભોગ થઇ પડયો નહિ હતો, પણ તેની સાથે હોટલના મેનેજરોબી ગંગા નાહી ગયા!

ઘણાંક જવહેરીઓ, જેઓએ આ નકલી ઉમરાવ પર હીરા મોતીનો ખજાનો ખાલી કીધો હતો તેઓબી આ કાવતરાંમાં લપેટાઇ ગયા હતા. જમાનાની ગીરદેશમાં ઘસાઈ ગએલાં 'લાલા લાખતો કહેજે સવા લાખ' કરનારા સતોળીયાઓબી તેની આ બનાવતી લોનની સ્કીમમાં બીલકુલ વેતરઇ ગયા હતા. ટુંકમાં માન ઇજ્જત, મુરવ્વત દોસ્તી, મોહબત સઉ પર ફીકરનું ગુરૂડ પક્ષી આજે પાંખો ફફડાવી રહયું હતું. બીચારા જવહેરીઓ જેઓએ મોરેનીયાના નામદાર રાજાના ખાસ જવહેરીઓ તરીકેનું અનુપમ માન મેળવ્યું હતું તેઓબી અફસોસ કે આ બીલોરી બીલ્લુઓની જાળમાં બધું ગુમાવી બેઠા હતા.

ઘણાક દીવસ પછી અચાનક માલમ પડયું કે તે સુનેરી ટોલકી એકાદ દીવસે ગુપચુપ રેકસ હોટેલમાંથી પોબારા ગણી ગઇ હતી અને હોટેલવાલાઓને ખાનીપીનીના બદલામાં પતરાંની ખાલી પેટીઓની નવાજેશ કરી ગઈ હતી.

મી. ગોલ્ડસ્ટેનને આ કાંઇ જેવો તેવો ફટકો નહિ હતો. બેશક તે ગુસ્સાની આગમાં બળી જળી જતો હતો, પણ જયારે હીડનની આમદ જાહેર કરવામાં આવી ત્યારે તો ઔરબી ધીક્કારને ગુસ્સાને પોતાના દીમાગમાં ભરી તેની ઝાટકણી કાઢવા તે તઇયાર થયો.

"કેમ મી. ગોલ્ડસ્ટેન આ ન્યુસપેપરવાલાઓ શું છાપી મુવાછ! હું ધારૂંછ કે આ બાબદમાં કાંઇક ગંભીર ઘોટાળો થયલો હોવો જોઈએ." હીડને ગોલ્ડસ્ટેનનું મોહ કુમળાયલું જોતાં ખાલેસ દીલનો ઉભરો ખાલી કીધો જે સમજતાંજ ગોલ્ડસ્ટેનની આંખ્યો લાલ પીલી વાદળીઓ હેરફેર કરવા લાગી.

"બસ તમો તમારૂં અહીંથી કાળું કરો. તમો મને શું નહિ ફસાવ્યો! તમેજ મને આ મવાલીઓની યોજનામાં જોડાવાને શું આગ્રહ નહિ કીધો!.

ઓ કંગાળ કમનશીબ. બસ દુર થા, ખુદાને વાસ્તે દુર થા. તુને મલવા હું બીલકુલ ખુશી નથી."

"મી. ગોલ્ડસ્ટેન જે બન્યું છે તે બધું તમારા હુકમથી બન્યું છે. યાદ કરો તમો એક સવારે મારે ઘરે પધાર્યા, અને મને તમોને રેકસ હોટલમાં લઈ જઇ ઉમરાવ શારાકોફ સાથ ઓળખ કરાવવાનું દબાણ કીધું. સબબ તમોએ તેજ ઘડીએ મોરેનીયાના રાજા સાથે વાતચીતના વહેવારમાં જલદીથી ઉતરવાની ખાએશ દેખાડી. મેં તો તમોને ચેતાવવાની ફરજ જોઇ પણ તમોજ જયારે કુવો પુરવા નીકળ્યા, ત્યારે હું નાચાર થયો; કમનસીબે જે બનાવ બન્યો તેમાં એક નીરદોશનો કુસુર કાઢવામાં હાંસેલ શું સાહેબ."

"પણ તમોએ શું મને એમ નહિ જણાવ્યું જે તમોને મોરેનીયાના આગલા વજીર તરફથી શારાકોફની ભલામણ કરનારૂં કાગજ મળ્યું હતું!"

"અને બેશક જેમ તમોને ખોટટા દસ્તાવેજો બતાવી સહી કરાવી લેવામાં આવી તેજ મીશાળ મનેબી ખોટું ભલામણ પત્ર બતાવી મારી સાથે દગો રમવામાં આવ્યો. તમોને પહેલે એમાં કાંઇબી શક હતો?"

"બીલકુલ નહિ—બીલકુલ નહિ."

"અને તેજ મીશાળ મને અને બીજા કેટલાંક કમનસીબ આ ચંડાળોના કાવતરાંનો ભોગ થઇ પડેલાં પરોણાઓનેબી તેઓની હીલચાલ બાબે જરાબી શક નહિ ગયો હતો. મને લાગેછ કે આ ટોલકી દુનિયામાં પોતીકી ચાલાકી માટે મશહુર થએલી હોવી જોઇએ."

"હાય પૈસા! વાય પૈસા!" બેશક આ રૂપાંના ઉછાળા ગોલ્ડસ્ટેનના જીગરમાં ગુસ્સાની ભઠ્ઠી સળગાવતા હતા. પૈસા કાજતો તે હજારોના લોહીથી પોતીકી તરસ છીનવતો હતો, અને આજ એજ પૈસા તેનુંજ લોહી પીતું હતું–અફસોસ તેનો જખમ બહુજ કારી હતો જે રૂઝાવવાને અનેક રાહતના મલમોબી બેશક અસર નહિ કરી શકે તેમ હતું. તેની ભવીશની જીંદગી હવે ધીક્કારનું ધામ થઇ પડશે એ ડરામણો ખ્યાલ તેના દીમાગને કોતરી ખાતો હતો, અને એજ ખ્યાલમાં સકમબકમ બનેલો બુઢો બુબખ બેશક પોતાના ભુલ ભરેલાં કામ માટે પશેમાન થઇ લોક હાંસી-માંથી છટકવાને કંઇક યુકતીઓ શોધી રહયો હતો.

"ઓહ હવે મારેથી શેરબજારમાં કેમ પગ મુકાશે! મને મારા ધંધામાં મોટો ફટકો પડશે, લોકો મારી હાંસી કરશે, અને મને ગધેડાંનો ખેતાબ આપશે. બેશક હું કોઇનેબી મને આવું અપમાન કરવા દેવું નહિ. હું આવો હુશયાર પાકટ સાકટ આદમી ને આજે મારી શી હાલત! યા રબ હાલ ખુલ જાવે!!"

આવી રીતે બુઢો મન સાથ જબરી જીકર કરી રહયો હતો જે જોઇ લોર્ડ હીડનને બહુજ રમુજ ઉપજતી હતી, અને તે બેઠી ખમણીના બટકા હીડને જોઇ લીધું કે બુઢા ગોલ્ડસ્ટેનની હાલત ખાટ્ટાં શેબફલનેબી કોતરી ખાનાર ખાધરા નીશાળીયાને મળતી આવતી હતી.

"અરે શેઠ મારા હીંમત પકડો," હીડને જરાક બુઢાને ઝબાનની ગરમાગરમ રાબરીનો સ્વાદ ચખાડતાં કહયું. "તમારા જેવા ધંધામાં ઘુંડી ફરેલા કસાએલા કારીગરને નાહીંમત બનવું બીલકુલ છાજે નહિ. તમે તમારે ધંધે વળગો એટલે લોકોબી આપોઆપ તમારાપર વીટેલું બધું ભુલી જશે. તમો થોડા એકલાજ ઠગાયા છો જે તેની તમોને ધાસ્તી હોય."

"ખરેજ બધા ઠગાયા નથી ને તેમાં લેડી લાઇલ તો બીલકુલ ઠગાઇજ નથી. તેણીએ મને કહયું હતું જે તેણીના એક અટલગના દોસ્તે તેણીને એવાં કામથી હાથ ધોવા ચેતવ્યું હતું, અને ભલી લેડી લાઇલે મારાબી કાનમાં રેડેલી કલ્લાઈ દુર કરવાની કોશેશ કીધી હતી, પણ હું કેવો મુર્ખો જે તેણીનાં કહેવાં પર મેં ઇતબાર રાખ્યો નહિ."

"ઠીક ત્યારે વધુ ગભરાવામાં સાર નથી. હું કહેવું તેમ અમલમાં મુકો ને લેડી લાઇલ સાથ લગન કરો."

"પણ તેણી કાંહ પરણવા ખુશી છે. રૂપાપરે કોઇ કાલે કહે તો આજેજ જઇને ખુરશી પર ગોઠવાઇ જઇએ."

"તેમ બનવું મુશકેલ છે. તેણીને ફરજ પાડીશું ને જો તેણી તે છતાંબી પોતાની હુજ્જતનેજ વળગી રહેશે તો પછી કંઇક બીજા પાટયાં ગોઠવીશું. ઓરત જાત માત્ર હીચકારી છે, ને તેઓને હાથમાં લેવુ એ પાનને ચુનો લગાડવા સમાન છે. જ્યુલીયટ એક ખુબસુરત હુરી છે ને તેથી એમ નથી ઠડતું કે તે અબળા જાતીના અચુક કાયદાથી વીરૂધ્ધ જઈ શકનાર છે."

અને આ જગ્યાએ બુઢા ગોલ્ડસ્ટેનને શુર છુટેલું જણાયું. તેની દીલગીરી તડાકા સમેત ઉડી ગઇ ને હવે તે હીડનના બોલવા પર ભરૂસો મુકવા લાગો.

"બેશક ઘણીઇજ લાયક સલાહ. બસ હવેથી હું હીડન તમારીજ સલાહ મુજબ કામ લેવશ. અને મારા લગનના શાક્ષી તરીકેબી હું તમોનેજ ઈજન કરશ."

અલબતાં લોર્ડ હીડનને મળેલાં આ માનથી આ બટકા ઠીંગુજીની છાતી બે ગજ ખીલી નીકળી, અને ત્યારબાદ મળતાવડાં ડોકાં કરતાં બન્નેએ પીકાડીલીના રસ્તા આગળથી ચાલુ મુકયું. હજુતો તેઓ બોન્ડ સ્ટ્રીટમાં એનટર થઇને સેનટર કરે તેટલાં તો વળી કોઈ જુનું ડાળ પાંખડું ફુટી નીકળ્યું.

"હલો બીરાદર હીડન! ઘણોજ નસીબવંત સંજોગ કે અચાનક મેલાપ થયો."

"હલો દેવોનહીલ! તમો અહીં કાંહથી!! બેશક સરજતની સાંકળબી કેવી રીતે લંબાઈલી છે જે એકમેકને જોવાને તલપી રહેલાં જીગરો ન ધારેલાં સમેણી પોતાની ધારેલી મુરાદો મેળવે છે. હું તો તમોને હમણા સ્કોટલાંડમાં ધારતો હતો."

"બરચીતજ વ્હાલા દોસ્ત, ગઈ કાલેજ હું સ્કોટલાંડથી અહીં પધાર્યો. કેમ તમારી સવારી કહાં સીધારે છે!

"જરા મોઢાં ગમી કરવા—જ્યાં સાદુ સુતરૂં લંચ મળશે ત્યાં પથારી માંડશું.

"પણ દેવોનહીલ તમો મારા ફ્રેંડને ઓળખોછ કે? એવણ મી૦ ગોલ્ડસ્ટેન! ને એવણ હમારા ફ્રેંડ દેવોનહીલના મારકવીસ—"

હીડને બંનેને એક બીજા સાથે ઓળખ કરાવતાં લુલી મોઢાંની દાબડીમાથી બહાર કાઢી. પણ પ્રીય વાંચક તું ચોંકેછ કેમ! શું મારકવીસ ઓફ દેવોનહીલ કોઇ સુનેરી ટોળીનો સાથી હતો. યા પેલા પચરંગી પંચીઓ જેઓ ગોલ્ડસ્ટેનને ગંગા નહવાડી ગયા હતા તેમાનો એક નકલી દેવોનહીલ હતો! ગોલ્ડસ્ટેનને પહેલે તો સહેજ દેવોનહીલ નામ સમજતાંજ ધસકો પડયો પણ હીડનપર તેને પુરતો ભરોસો હતો જેથી તેને પોતીકી દેહશતને હાલને કાજતો અભડાઈએ સાંટવામાં દહાપણ માની લીધું, ને તેથીજ તેને મારકવીસ ઓફ દેવોનહીલ ને પોતીકી તરફથીબી જમવાનું ઈજન કીધું.

"દેવોનહીલ સાહેબ, ચાલો હમારી સાથે લંચ ઉપર પધારો.!"

"જી હા. મોટી ખુશીથી આવીશું. જરા મારા ગાડીવાલાને ગાડી માટેની ગોઠવણ કરવા કહી આવું, પછી આપણે સાથેજ જઈએ!"

અને બે ત્રણ ઘડી બાદ ત્રણની ત્રીમ ઋરાક ત્રગડીએ રેકસ ભણી કદમો

ઉધામ્યાં, જે અરસામાં દેવોનહીલને પેલાં ભેદી કાવત્રાંથી ગોલ્ડસ્ટેને વાકેફ કીધો.

"પણ ઘણુંજ અજાયબ જેવું કે પેલા મવાલીઓ તમારા બધાજ પૈસા હોઇયાં કરી ગયા મી૦ ગોલ્ડસ્ટેન" મારકવીસે કંઇક ઉલટ ભેર સવાલ દીધો.

"એમ જણાયછ કે તે રકમ તેઓમાના ત્રણ વચ્ચે વહેંચી નાખવામાં આવી હતી. નહિ ગોલ્ડસ્ટેન!" હીડને ટાંકો પુરવા માંડયો. "ખુદ દસ્તાવેજો એમજ કહી આપે છે કે દરેક જણે છુટા છુટા જઈ પોતીકા નામનો લોનનો ટુકડો બેંકમાંથી વટાવી નોટ અને સુનાની મોહરોથી ખીસા ભર્યા હતા, જે નોટો, તેઓએ તુરતજ ઈંગલાંડની બેંકમાંથી વટાવી હતી અને બેંકને પોતીકાં નામ તથા સરનામું દાખલ રેકસ હોટલનો કાર્ડ પહેરાવી દીધો હતો જ્યાં ખબર કાઢતાં કમનસીબે બેંકને સત્તાવાર રીપોર્ટ મળ્યો હતો કે તેઓ રેકસમાં પરોણા છે ને તેજ રીપોર્ટને આધારે બેંકે તેઓને પૈસા આપ્યા હતા. બેશક આ ટોળકીને આવી ચપળતા દેખાડવાને માટે ખરેજ ધન્યવાદ ઘટે છે!"

"અને હજુ કાંઈ તેઓનો પત્તો હાથ લાગો નથી.!" મારકવીસે હીડને ફરીને ઉતાવળે સવાલ પુછયા.

"બીલકુલ નહિ. મેં એમ તો ઈંગલાંડના સૌથી જાણીતા ડીટેકટીવોને તેઓની પુઠે લગાડયા છે અને હું ધારૂંછ કે તેનું પરીણામ બેશક સારૂંજ આવશે" ગોલ્ડ-સ્ટેને પોતીકો વીચાર જણાવ્યો.

"ઘણુંજ વાજબી પગલું ભર્યું. બેશક મી૦ ગોલ્ડસ્ટેનને આવી ગંભીર ખોટ છતાંબી હમેશ મુજબના હસમુખા સ્વભાવમાં જોતા મને ઘણીજ ખુશાલી ઉપજે છે. જો તમારી જગ્યાએ મી૦ ગોલ્ડસ્ટેન કોઇ બીજો હોય તો લોકમાં હસી થવાની બીકને મારે અફીણની ગોટી ખાઇને તુરતનો પોહોંતોજ થઇ જાય—"

"અને તેથીજ મેં કંઈ નહી બન્યું હોય તેમ દેખાડવાને હમેશનો મારો હસ્તો ચેહેરો જેવોને તેવો જાળવી રાખ્યો છે."

"અને તેથીજ તમોને હું મુબારકબાદી આપું છું ભલા મી૦ ગોલ્ડસ્ટેન, જો પેલા બદમાશોનો પતો મળે તો તેની પહેલે મને ખબર આપજો! સાહેબજી"

"ખુશી સાથ મારા મુરબ્બી. આવજો ભાઇ!"

અને અતરેજ આ વાતને અહીં રહવા દઈ લેડી લાઇલ પર નજર લંબાવ્યે. શેહેરમાં લેડી લાઈલને ગોલ્ડસ્ટેનના ભેગાં નામો પર અનેક રમટકળો થઈ રહી હતી. અને આવી રીતના ખોટાં ગુલબાનો તેણીની પાછળ જોડાતાં સમજી લેડી લાઈલને બહુંજ ગુસ્સો ઉપજ્યો હતો. બેશક તેણીએ હવે માની લીધું હતું કે મી૦ ગોલ્ડસ્ટેન સાથે ફરવા કરવામાં તેણીની ઈજતને મોટું નુકશાન થયું હતું.

"બેશક એ એક અંધારામાં હસ્તી ધરાવતી, નાપાક ચીઝ સાથ લડત ચલાવવા જેવું છે" એમ તેણી કોઇ કોઈવાર મનમાં વિચારી લેતી હતી.

તેણી લોર્ડ હીડનની જંજીરમાં જકડાઇ હતી, જેમાંથી છટકવું કમનશીબે મહાલ હતું. હરેક તેણીની સહીઓ પણ તેણીને ન છાજતાં ટાણાંની નવાજેશ મળતાં ભેટતાં કરતી હતી. ખુદ એશમોરની ડચેસેબી તેણીને કેટલાક ન ધાર્યા શબ્દોથી વારે ઘડીએ લજવાવી હતી. સોસાયટીમાં તેણીનું પોઝીશન બહુજ કઢંગું થઈ પડ્યું હતું અને તેજ સબબને સર તેણી શું માર્ગ અખત્યાર કરવો તેનું અનુમાન કરી શકી નહિ. દુન્યા, પ્રપંચી દુન્યાએ તેણીને સદાની બદતમીઝોની દયા પર નીરાધાર એકલી છોડી દીધી હતી. તેણીના ભરથારના સગાવહાલાંઓએબી તેણીને વીસારી મુકી હતી. ખુદ જે આદમીને તેણીએ પોતીકા જીગરમાં ખાસ જગા આપી હતી તેબી અફસોસ કે તેણીની સામે પીઠ ફેરવી બેઠો હતો, અને હવે આવી હાલતમાં જવું કયાં તેનો ખ્યાલ તેણીના દીમાગમાં દોડાદોડી કરવા લાગો.

તેણીએ પેટ ગ્રેનેવેને જાપાન જવાની આગમચ છેલ્લો રેકસમાં જોયો હતો અને અફસોસ કે તે થંડી છુટા પડતી વેળાની મુલાકાત બાદ તેણીએ કદીબી તે વીશે સમજ્યું હતું નહિ. તેણીની પાસ પેટનો ફોટો હતો જે તેણીએ બીજાઓની નજરથી છુપો જાળવી રાખ્યો હતો. અને હવે મુર્ખ અભણ બુઢા 'બુબખ ગોલ્ડસ્ટેનની ધણીઆણી થવા શીવાય તેણીને માટે ઈનસાફની અદાલત બંધ હતી, અને આવા ખ્યાલમાં જ્યારે તેણી લીન બની હતી એટલામાં તેણીએ પોતીકા ઓરડાના ટેલીફોનની ઘંટી સમજી. જેમાં તેણીની સહી પોલીએ તેણીની સાથ ડીનર લેવાની બીલકુલ નાખુશી દેખાડી એશમોરની ડચેસ સાથ રોકાએલી હોવાનું બહાણું કાઢ્યું હતું, જે જવાબે બેશક તેણીનું જીગર વીંધી નાંખ્યું હતું. કુદરતજ હવે તેણીની સામે વલણ અખત્યાર કરી બેઠી હતી. તેણીના કીસમતે સીહા લેબાસ સજ્યો હતો પણ વાંચનાર આ ભોલી નીરદોશ અબળાની જીંદગી કેવા બારીક સંજોગો વચ્ચેથી પસાર થાએછ તે તો છેવટ તલક તારે રડતી ચશમો સહીત નીહાળવાનું છે, એટલે અહીં તારી ધીરજને વધુ તકલીફ આપવાનું હું વાજબી જોતો નથી.

ગમગીનીમાં ગરકાવ બની તેણી એક સોફા પર રડતી ચશમો સહીત બેહોશ પડી હતી, એવામાં નોકરે લોર્ડ હીડનની પધરામણી જાહેર કીધી, અને તેણી એટલી તો વીચારમાં સુની સાવધ બની ગઇ હતી, કે જ્યારે હીડન આવીને તેણીની લગોલગ ઉભો રહયો ત્યારે તેણીને ખબર પડી કે હીડનની ત્યાં પધરામણી થઇ હતી.

"બાનું સાહેબ, હું આપણા જવાબ માટે ફરીને આપણી ખીદમતમાં હાજર છું. મને માનવાને કારણ છે બાનુ કે અત્યાર તલકમાં તમારા મગઝમાં થસી બેઠેલા તકલીફી ખ્યાલો હવામાં એરોપ્લેન મીશાલ ઉડી ગયા હશે. તમોએ તમારી સોસાયટીમાં થઈ પડેલી હાલની કઢંગી હાલતનો તો અચ્છી રીતે ખ્યાલ કીધો હોશે, અને તે તમારા છેવટના ઠડાવથી તમો ચાહો તો હજુબી સુધારી શકો યા સદાને માટે કચડી શકો. બોલો મારા મેહરબાન બાનુ હું મી૦ ગોલ્ડસ્ટેનને

છેવટનો જવાબ શું આપું, કે જે ભલો ગોલ્ડસ્ટેન તમારી મીઠી મોહબત માટે તલખાં મારી રહયો છે, અને તમારા જવાબ માટે હજુગી આશાનું એક ઝાંખુ કીરણ પોતીકા જીગરમાં પજરાવી રહયો છે."

આ વખતે લેડી લાઇલનો ગુસ્સો પાર વીનાનો હતો. તેણી ઉપલા સબ્દો સમજતાં સમેતજ ખુરશી પરથી છેડાએલી નાગણ સમ ઉઠી બેહદ તીરસકાર સહીત પેલા બટકા બજરબટ્ટુને જોવા લાગી કે જે બટકો અત્યાર આગમચનો પોતીકી નીચ મતલબને આશાનીથી પાર પાડવા ખાતર તદબીરના ફાનુસમાં તેણીના તકદીરનો ચેરાગ સળગાવતો હતો.

"લોર્ડ હીડન" તેણીએ ખુલાશો આપતાં કહયું. "તમો મારી સોસાયટીમાં થઈ પડેલી હાલની કઢંગી હાલત માટે ઇશારો કરોછ પણ તમને સારી રવેશે રોશન હોશે કે લેડી લાઇલ તેને માટે કોણને ઉપકારી છે. તમોને અચ્છી રવેશે રોશન હોશે કે મારી પર આવા ગુલબાનો જોડી કાઢવા માટે હું કોણને ઉપકારી છું. અને જો કે મારૂં સુખ વેચીને તમો તમારી નીચ મતલબ ખરીદવા પૈસાની બઝારે ધુંડતા રહોછો છતાંબી યાદ રાખજો કે તેમાં તમોને વધુ ગેરલાભો છે. જાઓ ખુશી સાથે મી૦ ગોલ્ડસ્ટેનને કહો કે હું તેણીની પરણેતર બનવા ખરા જીગરથી ખુશી છું. તે લોકમાંથીજ આગળ વધી લોકની કદર હવે પીછાણે છે, અને તેજ સબબસર તમારા જેવા એક ભાડેનું જીગર લઈને ફરનારા લોર્ડ કરતાં હું તેને લખબો દરજજે વધુ પસંદ કરૂંછ,"

બેશક આ શબ્દો હીડનને તીર મીશાલ જીગરમાં જખમ કરી રહયા હતા, છતાંબી તેને એક મોટો સધ્યારો હતો કે તેણી તેના તરફના ધીક્કારને બાજુએ મુકીનેબી આજે ગોલ્ડસ્ટેનને પોતીકો ભરથાર બનાવા ખુશી હતી, કે જે ખુશ વધાઇ આપનારો ઠડાવ હીડનના બાબમાં બેહદ ખુશહાલી ઉપજાવનાર હતો સબબકે તેની તમામ અસકયામતો ઉપરાંત મોરબરી મેનોર ને હીડન કાસલ આજે કરજને બારથી છુટકારાનો દમ ખેંચનારાં હતાં,

"જુલીયટ" બેહદ ખુશહાલી સાથે હીડને તેણીને મુબારકબાદી આપતા કહયું, "હું મી૦ ગોલ્ડસ્ટેનને આ ખબર આપતાં ખરાં જીગરથી ખુશી થઈશ. બાનું, આશા છે જે મારી સાચ્ચી મુબારકબાદી તમો ખુલ્લાં દીલે કબુલ રાખશો."

અને ઉપલા શબ્દો બાદ તે તેણીને નમન કરી ત્યાંથી કદમ ઉધામી ગયો, પણ પ્રીય વાંચક લેડી લાઇલના આવા હમેશ મુજબના ઉતાવળ્યા જવાબે તેણીની હાલત કેટલી બધી કફોડી કરી નાખી હતી તેનો તું ખ્યાલ તો કર! બેશક તેણીનો જવાબ બેહદ ઉતાવળ્યો હતો, ગોલ્ડસ્ટેન ઉપર ભવીશના સુખ દુખની પાળ સાંધવાનો ખ્યાલ તેણીએ આગલ કદીબી કીધો નહિ હતો, અને આ ટકે તેણી પોતાની ઉતાવળને હજુ તેણીનું મોત જલદીથી લાવતી જોવાને બહુ ખુશી હતી. પણ અફસોસ કે કીસમત તેણીનું દયાહીણ બન્યું હતું. મોતનો પેગામ તેણીને માટે આવી તરૂણ વયમાં ખુદાને બાર લખાયો ન હતો. અને આવા બેહદ ગમગીનીના

તપકતા તીપાં હેઠળ તેણીએ ફરીને પેટરીક એનેવેને પોતીકી નજર પાસ જગ્યા આપી. તેણી ધારતી હતી કે પેટ આ ખબર સમજી જરૂરજ દીલગીર થશે, અને વધુમાં તેણી એમબી માનતી હતી કે આ ઠડાવથી કદાચને તે લેડી લાઈલ તરફ આવી રીતે સખ્ત બનવામાં પોતીકી ભુલ જોશે. પણ એવામાં તેલીફોનની ઘંટીએ તેણીના ખ્યાલો ને ફરીને ખલલ પુગાડી.

"કોણ ડીયર જુલીયટ!"

"બોલો ગોલ્ડસ્ટેન, હા હુંજ જુલીયટ છું. હીડને તમોને ખબર આપી! હું ખુશી છું. આપરે ચાહ પર એકઠાં થઈશું, ગુડબાઈ ડીયર!"

બેશક તેણીને ગોલ્ડસ્ટેનને ઉપલો જવાબ તેલીફોન વાટે આપતાં ગલાં પર છરી ફરી હતી. પણ ફર્જનું કરજ તેણીને અંતની ઘડીએબી અદા કરવાનું હતુ જે અદા કરવાની વારી ધારવા કરતાં બહુજ જલદી આવી હતી. પાએક કલાક તેણીને ભાએગે વીચાર કરવાને ફાજલ પડયો હશે એટલામાં તો પેલા મારવાડી મનહુશની સકળ ફરીને તેણીની ખીદમતમાં હાજર થઈ.

"ઓ આજે તું કેવી મીઠ્ઠી મધુરી દીસેછ મારાં દીલના અરમાન!" પણ આ શબ્દો સમજતાંજ તેણીનું આખું શરીર ધ્રુજી રહયું હતું. શુ તેણીએ પઈસા કાજ ફરીને પોતીકું દીલ વેચ્યું હતું? શું મોરીસ હારકોર્ટની આગાહી ફરીને તેણીના બાબમાં ખરી પડનાર હતી; શું કુદરતનો આ ગેબી અવાઝ હતો?

પ્રીય અઝીઝ તે તારે જોવાનું રહયું છે. હાલતો ગોલ્ડસ્ટેનને લેડી લાઈલને ચાહની તેબલ પર ધીમે કદમે લઈ જાતો જોઈ કુદરતના ગેબી કાર્યની કરામત પર સંતોષ કર.

"મેં તારે માટે ફાંકડી વીટી મંગાવીછે ઓ ખુબસુરતીની તસવીર! બેશક તે ઘણીજ સુંદર ને ચુનંદા હીરાઓથી મઢી લીધેલી આવશે ડીયર."

પણ આ વખતે તેણીના જીગરમાં અચાનક આંકડું આવ્યું જેને ગોલ્ડસ્ટેનનો ગભરાટ વધારી મુકયો!

"શું છે મારા જાન;"

"નહિ કંઈજ નહિ. જરા ચાહની કીટલી વધારે ગરમ હોવાથી હેનડલ તપી ગએલું લાગેચ."

"પણ મારો રૂમાલ લેની ડારલીંગ.'

"નહિ થેંકયુ મારી પાસ મારો લેસથી ભરેલો રૂમાલ છે."

"અને ડીયર તારે તુને પેલી શોભીતી વીટી ગમશે કે?"

"ઓહ મી. ગોલ્ડસ્ટેન!" તે બુઢા બુબખની એકની એક વાત ફરીફરીને કરવાની બચ્ચાં સહીત આદત પર ટીકા કરતાં કહયું.

"જા ડીયર તું મને ગોલ્ડસ્ટેન કરીને શું બોલાવેછ ! તું મને જોઈએ તો મારા પહેલાં લાડકા નામથી બોલાવ !"

"અને વળી તમારૂં લાડકું નામ શું છે?"

"ઓહ મારૂં પહેલું લાડકું નામ ! એબરાહમ ડારલીંગ ! ! !

## પ્રકરણ ૧૨ મું.

મતલબ કુલ જગતની માસી,
શ્યાની પણ ભીત્તરની કાલી;
બોલવે મતલબ, ચાલવે મતલબ,
મતલબ વીન દુનિયા નહિ ખાલી.

ઘણાંક જાણીતાં રોજીંદાં પત્રોએ તેમજ કેટલાંક સચીત્ર માસીકોએ લેડી લાઈલની સુંદર પોશાકોમાં લેવાએલી સુશોભીત જુદી જુદી તસવીરો છાપી તેણીને લંડનની સોસાયટીમાં આગલી હરોળમાં બીરાજનારી ખુબસુરતીની ખુરશેદ, કંજુસ કરોડપતી એબરાહમ ગોલ્ડસ્ટેનની પરણેતર તરીકે ઓળખાવી હતી.

ઉપલાં સચીત્ર માસીકોમાના જુલીયટની ફાંકડી તશવીર ધરાવતાં એકાદ માસીકને લેડી મેરી બ્લાથી વાઇટે તેણીના એક જુના પુરાણા દોસ્ત પેટ ગ્રેનેવે પર તપાલ મારફતે મોકલી આપ્યું હતું કે જે પેટ ગ્રેનેવે હાલમાં જાપાન ભણી દરીયો દોહવતો હતો.

"વહાલા પેટ" તેણીએ પોતીકા કાગજની શરૂઆત અછ્છી ફીસબીથી કરતાં ખાટું બોલ્યું, "આ કાગજ સાથે જુદાં કવરમાં એક સચીત્ર માસીક તમારી જાણ માટે બીડયું છે જેમાંના ચીત્રો બેશક તમોને ઘડી બે ઘડી રમુજ આપશે વહાલા પેટ એક ખુશહાલી ભરી ખબર આ સાથે બીડું છું કે જુલીયટે અંતેર્બા બુઢા ગોલ્ડસ્ટેનનો હાથ કબુલ રાખ્યો છે. બીચારી નીરદોશ અબળાની જીંદગી આ આગમચ સોસાયટીમાં તો તલવારની ધારપરજ ઇનસાફ પામી હતી, પણ મારી એક પુરાણી સહી હોવાથી મેં તેણીની સંગ છેવટ તલક છોડી નહિ. બુઢી એશમોરેબી તેણીને તાણાં તપલાંથી વીંધી નાખી હતી છતાંબી મેં તો મારી ફરજ અદા કીધી. મેં સહેજ તેણીને આ લગનનું સાટું નકકી થાય ત્યાં સુધી દુરની દુરજ રાખવામાં ડાહપણ માન્યું હતું પણ હાલમાં હમો બન્ને ફરીને ઘણાજ સારાં ટર્મ પર છીએ. એ તો ખુદા તાઆલાએ ઘી પુર્યું કે તેણીએ ગોલ્ડસ્ટેનની માંગણી કબુલ રાખી નહિ તો તેણીની હાલત શું થઇ હોતે તે આ કાગજમાં વર્ણવું તમારે કાજ મહાલ સમજાુંછ."

બેશક તે કાગજનો ઉપલો ભાગ પેટગ્રેનેવેએ ફરીફરીને વાંચ્યો હતો ને બીજીજ પળે નીસૌસ બની તેને તે માસીકને સદાનું પોતાની નજરથી ઓવાર નીવાર કરી જુલીયટ તરફથી મળેલી તેણીની ફાંકડી તશવીરને તેજ ઘડીએ કટકા બુકલા કરી રસ્તાને હવાલે કીધી હતી.

અને એવી વલણ અખ્તયાર કીધા બાદ તેને એમ મક્કમતાથી માની લીધું હતું કે જુલીયટ સદાની તેના મનમાંથી વીસરાઈ ગઈ હતી. તેને લેશ ભારબી આવો ખ્યાલ નહિ ગયો હતો કે લેડી મેરી બ્લાથીવાઇટની આ કાગજ લખવામાં ખાસ મતલબ સમાઈ હતી; સબબ તેને થોડી ખબર હતી કે બ્લાથીવાઇટ જુલીયટને સારી રવેસે પીછાનતી હતી, જેને અફસોસ કે પેટગ્રેનેવે સાચ્ચાં વહાલથી વખાણતો હતો. તેને લેડી બ્લાથીવાઇટ પર પુરતો વીસવાસ હતો, ને તેથીજ તેણી જુલીયટની અદેખી બને એવું સમજવાને સાફ ના પાડતો હતો.

ગ્રેનેવેએ પોતીકા જીગરમાં જુલીયટ નામ મઢી લીધું હતું, સબબ તેણીની પર તે હદ બહાર ફીદા બન્યો હતો. તે તેણીને એવા પ્યારથી ચાહતો હતો કે જે પ્યાર દુનિયાની તમામ ઓરતોને વાસતે મના હતો; અને જ્યારે તેને પોતીકી બેહદ દીલગીરી વચ્ચે જોયું કે જેને માટે તે પોતીકા દીલના સમુદર આસપાસ પ્યાર બાંધી બેઠો હતો તેજ આજ તેને બેવફા નીવડી હતી, ત્યારેજ તેણે દુનિયાની જુઠી માયા મોહબતને છેવટની સલામ કરવાનો કસદ કરી પોતીકી જીંદગીને કુંવારાપણામાંજ ગાળવાના વીચાર પર આખર પસંદગી ઉતારી.

એ બીજા આદમીઓબી લેડી સાઈલની ઉપલી મનોહર તશવીર પર લુભાયા હતાં, અને તેઓબી તેમાં કંઈક ઉતસાહ ને ઉમંગ દેખાડતા હોય એવું જણાતું હતું.

બુલોંના સઉથી અગત્યના રસ્તા પર આવેલાં એક સુંદર કાફી હાઉસમાં બુઢાપાના બોજ હેઠલ કચડાયેલો એક દાકતર અંગ્રેજી પરોણાઓ તરફથી ઢગલો કરી મુકવામાં આવેલાં લંડનના જાણીતા રોજીંદા ને માસીક પત્રોને ઉપર નીચે કરવામાં ઘુંટાએલો દીસ્તો હતો. બેશક તેની આંખ્યોનું તેજ ફીકકું પડી ગએલું દીસ્તું હતું, અને તેના નાકની ટેકડી પર આસમાની બલુ રંગનો દેખાવદાર ચશમો બીરાજમાન હતો.

આ શરીફોના શરીફ દાકતર સાહેબ પોતાની હમેશ મુજબની ડોળઘાલુ વલણને આધારેજ માસીકોના પાનાઓને હવા ખવાડતા હતા, પણ અચાનક તેમની નજર હવામાં ઉડતાં એકાદ માસીકના ચોક્કસ પાના પર આવેલી લેડી લાઇલની તશવીર પર પડી. તુરતજ લીલા કાચના ચશમાની નીચે ઢંકાએલી કુદરતી બે બીલોરી ચકમકોમાં ધીક્કારનો આતશ રોશન થયો, જોકે તેની દરામણી સુરત તેનો તનખાંભારબી ખ્યાલ આપતી હતી નહિ.

ન્યુસપેપરના એક છેડાથી બીજા છેડા સુધી ચીપી ચીપીને પાના ઉથલાવી તેમાંની દરેક બાબદોનો ઉંડાણ અભ્યાસ આ દુનિયાની હયા પર ડોળતા દાકતર

સાહેબે કરવા માંડયો. બેશક આ વખતે એવી એકબી ખુશ્બુ ખટેલે પરેલી જાહેર ખબર નહિ રહી ગઇ હતી કે જેનું નસીબ આ કઠણુ હૈયાના કથીયારાને હાથ ખુલ્યું નહિ હોય! અને આવી રીતની શોધ ખોળના પ્રતાપેજ તેને જાણી લીધું હતું કે રીવરવે હોલના સર વાલટર લાઇલે પોતીકી દીકરીને માટે એક ગવરનેસ મેળવવાની ખાએશ તે ચોક્કસ અખબાર મારફતે પ્રગટ કીધી હતી.

"હું આએ ન્યુસપેપર મારી સાથે લઇ જવા માગું છું" અને બીજીજ પળે તેને હોટેલના આદમીના હાથમાં પાન પાવલો સેરવી દીધો.

"જરૂર લઇ જાવો મુરબી. સાહેબ મહેરબાન સાહેબ." ગરીબડા વેટરે પોતાને મળેલી પાન પાવલી ખીસામાં સેરવતાં દાકતર સાહેબને સલામી ભરી, જે પછી આ આકેલ ફાજેલ દાકતર સાહેબે ત્યાંથી રૂખસદ લીધી, અને ત્યાંથી કેટલીક ગલીચ ગંધાતી ગળી ઘુંચીઓમાં પોતીકા કદમો લંબાવ્યા, જ્યાંથી થઇને તે એક પુરાણા ઘર પાસ આવી લાગો, જે ઘર તે દરીયાના મુખડા પર આવેલી ભાંગી તુટી પુરાણા જમાનાની ઇમારત હતી. ઘર પર આવી લાગતાંજ તેને એક ઘાટ આકાર વગરની લંબાચી કુચી કાઢી દરવાજાને લગાડી, અને તુરતજ એક અંધારા ઓરડામાં દાખલ થયો, જ્યાં પળવાર થોભી તેને તેની પડોશમાં આવેલા એક બીજા ઓરડા ભણી કદમો ઉઘાડ્યાં, કે જે ઓરડામાં બે મોટી પીલી મીનબતીઓ જફાની રાતને રોશન કરતી હતી.

"કેટ ખુશી થા. હું તારે સારૂં કંઇક ખુશ ખબર લાયો છું." એક અધોર વયની બાનુને ઓરડામાં દાખલ થતાંજ દાકતર સાહેબે હસ્તે મોઢે કંઇક ઇશારો કીધો, જે બાનુ આ વખતે તેની પધરામણી વેળાએ ગુંઠણ સીવણના કામમાં મશગુલ દીસ્તી હતી.

તેણી ખચ્ચીતજ એક અજાયબ દેખાવની ઓરત હતી. જ્યારે તેણીએ પહેલીવાર પોતીકાં ભવાંઓની ભારી કમાન ઉંચે નીચે કીધી ત્યારે જો એક સાદી સમજનું ઇનશાન ત્યાં હાજર હતે તો તે જોઇ શકતે કે તે પીળી માંજરી આંખ્યો તેણીના જાતી સ્વભાવની છુપી ચાવી હતી. જેટલી તે આંખ્યો મોટી હતી તેટલીજ તે ખુબસુરત હતી, અને પોતીકી ખુબસુરતીથી બીજી આંખ્યોને આંજી નાખવાંણી પુરતી હતી.

તેણીએ પહેલે તો દાકતર સાહેબની વધાઇને કાન પર ધરી નહિ, અને તેણીએ તે બાબે વકી રાખી હોય એવો દેખાવબી કીધો નહિ.

"કેમ પેલો વાછરડો કેમ છે?" પોતીકો લીલો ચશમો ને દાઢી થેલ્યાને અભડાઇએ વખાતા નાખતાં આ બનાવતી દાકતરી ખોખાંએ સવાલ કીધો.

"હાલતો કંઇક ખુશીમાં છે" તે દયાહીણુ ઓરતે જવાબ આપતાં પોતાની નજરને એક બીછાંણા ભણી લંબાવી તેનું ધ્યાન ખેંચ્યું, કે જે કંગાળ બીછાણા પર અફસોસ કે એક કરોડપતી બેરોનેટનો જાન પ્રાણ કંગાલીયતની સેજપર

ગમગીનીના દચકાં ખાતો હતો. જો કે કલોડ પોતીકીપર આવી પડેલી નધારેલી મુશકેલીમાં બીલકુલ ગળાઇ ગયેલો દીસ્તો હતો. છતાંબી હાલતો નીંદ્રા દેવી તેને પોતીકી ગોદમાં આરામ આપતી હતી.

"સમાચાર તો સારા છે" જે આદમી જેને આપણે દેવીડ મોરતીમર સીવાયે બીજા નામે હાલતો જાણુતા નથી તેને કાંઇક દીલાસો ધરતાં જવાબ દીધો. "એ તો ઠીક છે, પણ હાલમાં મને તારી સાથે બીજુંજ કામ છે કેટ. જો આએ જાહેર ખબર વાંચ, અને હું શું કહેવા માંગુંછ તેનો અછછો ખ્યાલ આ જાહેર ખબર આપશે."

"તમે મને આએ જગ્યા માટે કોશેશ કરવા ફરમાવોછ નહિ!" ન્યુસપેપરમાંથી ડોકયું બહાર કાઢતાં તેણીએ તેને સવાલ કીધો.

"ખચીતજ" મોરતીમરે પોતીકો મકકમ ઠરાવ જાહેર કીધો, "આએ દુકતો હવે આએ ગાંમડાંમાંથી થોડા દીવસમાં બીજે ઠેકાણે જશે, અને તેટલાં હું મારા ધ્યાનમાં એક બુઢી બાઇ છે તેની સાથ એની સંભાળ માટે વધુ ગોઠવણ કરી રાખશ, એટલામાં મારી ખાએશ છે કે તારે તુરતજ રીવરવે હોલમાં એક અરજી લખી નાખવી. તારે અરજીમાં જાહેર કરવું કે હાલમાં હું નાનકડા છોકરાની ગવરનેસ તરીકે નોકરીમાં છું, પણ તેનો માયાળુ પીતા તેને હાલમાં દુરની કોઇક સ્કુલમાં મોકલવાનો ઇરાદો રાખતો હોવાથી મને નાચારીએ તે જગ્યા છોડવી પડે છે. હું તને એક ફાંકડી સરટીફીકેટ લખી આપુંછ, જેમાં જાહેર કરીશ કે એક મા વગરના નીરદોશ બાળકની ખીદમતમાં મેં તુને ઘણાંક વરસો સુધી ગવરનેસ તરીકે રાખી હતી. જેમ કરતાં હું તારી વખાણુનાંજ ગીતો ગાઇશ. હું હમણાંજ આ ફાંકડી સરટીફીકેટ ચીતરી કાઢું છું કે જેથી તે આજેજ રાતની ગાડીમાં જઇ શકે, ને સહવારની પેહેલી મેલ લઇ જતી કીસતી તેની સરજતની સલામતીને મુકામે પુગાડી શકે?"

"અને એમ સમજો કે મને તે જગ્યા મળે તો પછી તમો મારી પાસે કેવી વલાણુ અખત્યાર કરાવા માંગોછ!"

"કોઇ ચીજ નહિ! ફકટ તપાસ, જાન કરતાંબી જ્યાદા વહાલી તપાસ તારે મેહેલની અંદર રાખવી. ત્યાં બનતાં દરેક બનાવોની મને છુપી બાતમી આપવી, અને પછી વધુમાં કેવા પગલાં ભરવાં તે વીશે હું તુને વખતો વખત દોરવતો રહીશ— કેમ એથી સહેલી સરત શું હોઇ શકે."

"બેશક!"

"અને હવે મારે હાલમાં થોડાં અડવાડીયાં પાછું લંડનમાં જવું પડશે. બસ હું તો આએ પેરીયાની ગોઠવણુમાં છેઉ, તે નકકી થાય કે આજે પાવરો ઉચકુ! પણ હું આશા રાખુંછ કે તેમ થાય તે અગાઉ તો તું રીવરવે હોલમાંની ગવરનેસ તરીકે નવી જુનીબી થઇ ગઇ હોશે."

અને બીજીજ પળે પોતીકા ચામડાંના રાઇટીંગ કેસમાંથી ખડયો કલમ ને

કાગજ કાઢી કેટ માટે એક સુંદર સરટીફીકેટ ચીતરવા આ કરતુકી કામનો કસ્સેવજ ગુંટાઇ ગયો.

"બસ આટલું પુરતું થશે કેટ" સરટીફીકેટને ફરી ફરીને વાંચી જોતાં તેને કેટને કહયું, "તું તારે આએ સરનામું આપજે, જો કે નામ જરાક ભપકાભર્યુંજ છે. જો કોઇએ "વાદવીવાદ વાલા" જેવું નામ સમજ્યુંજ નહિ હોય તો તેને માટેતો અલબતાં વીચાર કરવા જોગજ નામ છે. તારે એમ જણાવવું કે એકાદ અથવાડીયાંમાં તું ઇંગલાંડમાં પાછી ફરનાર છે, અને તેથી કરીને જો બની શકશે તો તું રીવરવે હોલમાં ડોકીયું કરી જશે. એવામાં જો પેલા દુકતાની ગોઠવણ સરંજામ ઉતરશે તો ઇનશાઅલ્લાહ. આપરે સાથેજ સફર કરીશું! પણ તે હવે આપરે અલબતાં જોઇશું. ચાલો સાહેબજી."

અને વળતી ઘડીએ તેને ત્યાંથી ઓરડાના ખુણામાં પડેલી એકાદ રોશન મીણબતી હાથમાં લઇ પોતાના કદમો ઉઘામવા માંડયા, જેના ચકોર પગલાંનો અવાઝ તેના જવાની બીજીજ ઘડીએ લાકડાંની સુંદર પગથીઓએ કેટના કાન પર પાડયો હતો.

તેના જવા બાદ કેટે એક પળ તે બંધ થએલા દરવાઝાપર નજર ફેંકી. તેણીની નઝરના ભેદી ઇશારા આ વખતે કંઇક એવી ખુલ્લી સાહદતો આપતા હતા કે જેને સમજવાને કોઇબી ખુદાનો લાલ આસાન સમજી શકે.

કેટ લ્યુકાસ ત્યારે દેવીડ મોરટીમરની જીંદગીમાં એકજ ચમકતો સીતારો હતો જે તેની જીંદગીને છેવટ તલક રોશની આપવાને મન સાથ કસદ કરી શકે. તેણીએ તેને માટે દીલમાં છુપી મોહબત બાંધી હતી પણ તેપર ચુપકીદીનું હાલ તો તાલું પડયું હતું. તેને તેણીને લંડનના રસ્તાઓમાં ભીખ માંગતી હાલતમાં જોઇ હતી, છતાંબી તેની ખાતરી થઇ હતી કે તેણી શીખેલી કેળવાયલી અને સાદી સમજની ઓરતના નામને શોભાવનારી અબળા હતી. તેણીની આગળી પાછળી તવારીખ બાએ તેને બીલકુલ ઉમેદ રાખી હતી નહિ. તે એટલું તો જોઇ શકયો હતો કે તેણીમાં કાંઇક ફર્જ અદા કરવાની શકતી હતી, ને તેજ સબબે વખત આવતાં તેણીને ઉપયોગમાં લેવાનો તેને મન સાથ વીચાર બાંધ્યો હતો, અને તેથીજ છેલ્લા ચાર મહીનામાં તેણીએ બુલોમાં એક નાનકડું ઘેર તેની આવણ જાવણની ગોઠવણ માટે પોતીકી તપાસમાં રાખ્યું હતું, જ્યાં લંડનની તેની છેલ્લી નાસભાગ પછી દેવીડ મોરતીમરે કલોડને રાખ્યો હતો, કે જે નીરદોશ કલોડ મગઝની તાપની સખ્ત જાલેમ બીમારીથી પટકાઇ પડયો હતો અને ઘણાંક કંગાળ દીવસો મોતને દરવાજે ડચકાં ખાતાં તેને ત્યાં કાઢયા હતા. કેટ લ્યુકાસે પોતીકા માલીકના હુકમથી તેને અછછી આવજત મેનીજ કરી હુસ્યાર કર્યો હતો, અને તે પોતીકી સંભાળ હેઠળ રાખ્યો હતો, અને હવે વખત આવી પુગ્યો હતો કે જે વખતે તેણીએ તે ચંડાળ કસ્સેવજના અહેશાનનો બદલો ઘણીજ અચ્છી રવેશે વાળવાને બીડું ઝડપ્યું હતું. ખરૂં પુછો તો દેવીડ મોરતીમરે તેણીને એક નવીજ જીંદગી

મુફતમાં બક્ષી હતી, જે જીંદગી બીજી જીંદગીના એનજીનને પોતીકી સ્ટીમથી જોર આપી શકતી હતી—

અને તેના હુકમને તાબે થઇ તેજ રાતે તેણીએ ડેવીડના ફરમાવા મુજબ સર વાલટર લાઇલ પર નોકરી માટેની અરજી કીધી હતી, જે અરજી પોતીકા હાથેજ લખી કલોડને થોડીક ઘડી પડતો મેલી તેણીએ જાતે જઈ તપાલના થાંભલાના કીસમતને સ્વાધીન કીધી હતી,

જ્યારે તેણી બહાર જવા નીકળી ત્યારે તેણીએ લેડી લાઇલનો ફોટો ધરાવતા ન્યુસપેપરના એક ટુકડાને કલોડના બીછાણા પર રવડતો રહેવા દીધો હતો. દરવાજો બંધ કરવાના અવાજે આ વખતે કલોડની મીઠ્ઠી શાંતીમાં ખલલ પુગાડી હતી, કે જે વખતે ઉંઘની તેને પુરતી જરૂર હતી. પણ સંજોગે તેની ઉંઘને સ્વપનામાં ઉડારી દીધી હતી, અને તેથીજ તેને મન સાથ જીકર કરી બીછાના પર હાથ જોડી બેસવું પડયુ હતું. તેને એમ લાગું કે કદાચને પોલીસના કોઈ આદમીએ દરવાજો બંધ કીધો હશે ને તેજ વીચારમાં તે તુરતજ તેઓ પાસ રડી પડી આજેજી કરવાની અણી પર હતો, પણ એટલામાં તેની નજર જુલીયટ લાઇલની સબી પર પડી જેને તે તુરતજ ઓળખી શકયો."

"સુંદર સહનસીલ સુંદરી!" પોતાની નાદરૂસ્ત તબીયતને મનાવી લેતાં તે બોલ્યો, "મનોહર સીઠડી માતા, ઓહ પણ તમો કેટલાં ઘાટકી છેઓ! મેં તમોને ચેતવણી આપી હતી છતાંબી તમોએ ભરમ ફોડી દીધો, અને મારાં મહેરબાન માતા સમાન બાનુ, તમો જાણોછ કે મને કેટલો માર પડયોછ! મેં ખરાં જીગરથી તમારે માટે લાગણી ધરાવી. હું તમોને ચાહુંછ. તમો કેવાં માયાળું હતાં પણ ઓહ, નહિ નહિ હું ભુલુંછ. તમો બીલકુલ ઘાટકી છેઓ."

અને બીજીજ પળે નાસીપાસ બની તેને તે સબીના ટુકડા કરી ત્યાંથી ફેંકી દીધી, અને પાછો બેફામ બની બીછાણા પર પડયો. થોડા વીલંબ બાદ દેવીડ મોરટીમર અચાનક અફાળજીકનો અવાજ સમજી ઓરડામાં દાખલ થયો, જ્યાં તેને લેડી લાઈલની સબીના ટુકડા વેરવીખેર હાલતમાં જોયા ને બીજીજ ઘડીએ તે ફીકકું હસવા પડયો.

"કમનશીબ બેટા," ગુસ્સાના અવેશમાં તે બોલ્યો, અને "એજ રવેશે તું તેણીનું જીગર ચીરી શકશે કે જે પાપી જીગરે મારી જીંદગીને કુહાડીથી વીંધી નાંખી છે."

પણ એવામાં દરવાજો ફરીને ઉઘડયો, ને તુરતજ તેને પોતીકી સામે કેટ લ્યુકાસને ડાબા ઘુરકતી ઉભેલી જોઈ, જેથી તે પામી ગયો કે તેણીએ કદાચને તેના મનનો વીચાર વાંચી લીધો હશે.

તેણીએ ચુપચુપ તે વીરવીખેર પડેલા સબીના ટુકડાઓને એકઠા કરી એક એક આખો ટુકડો ગોઠવવા માંડયો, કે જે અરસામાં તેની સાથે સીદધો જવાબ

કરવાનું તેણી અચ્છી રીતે ઉડાવી શકી હતી.

"લેડી લાઈલ!" ફાટેલા સબીના ટુકડાને સાથે મેળવી જોતાં સબીની નીચે છુપાએલું નામ તેણીની નજરપર પડયું, ને તેજ ઘડીએ તેણીએ ડેવીડનો ચેહેરો બારીકાઇથી તપાસવા માંડયો.!"

"હા લેડી લાઈલ, અને આપણો દાવ શું છે!"

"કીનાની ઠંડી આગ" સખ્ત ઠડાવ કરનારો જવાબ મલ્યો!

તેણીના લગનની એક રાત આગમચ એજ લેડી લાઇલ પોતાના ડરેશીંગ રૂમની એક ફાંકડી ખુરશીપર કીસમતને બંને હાથપર ટેકવતી વિચારના વમળમાં વીંટલાયલી બેઠેલી હતી. પોતીકી જીંદગીમાં કોઇગી દીવસ તેણી આટલી હદબહાર ગમગીન હતી નહિ. આટલી હદબહાર સુધીની ભવીશ માટેની નાસીપાસીનો તેણીએ કોઇબી દીવસ ખ્યાલ કીધો નહિ.

તેણીની ડરેશીંગ ટેબલપર એબરાહમ ગોલ્ડસ્ટેન તરફથી મળેલી સુંદર હીરાની વીટી પથ્થરપર ઓળો પાડતી હતી. પણ તેણીએ તે વીટીને હાથથી વેગળી કીધી હતી, સબબ તેણીની ખુબસુરતીપર તે એક નાગનું ઝેર સમાન હતી. એકવાર એવો હતો કે જે વખતે તેણી હીરામાટે પોતીકો જાન પણ ફીદા કરતી હતી, જયારે આ વખત એવો હતો કે જે વખતે તેણીએ પોતીકી એજ ફીદાગીરીને દુન્યામાં હસ્તી ધરાવતી અનેક ચીજો કરતાં પણ પાંપળી, કંગાળ, ને બદીના રાહ તરફ ઘસડી જનારી પાપી ચીઝ માટેની પ્રીતી તરીકે ઓળખાવી હતી. બેશક હીરાની વીટી આ વખતે એક નાસીપાસીનું સાટું હતું, દોજખનો કલામ હતો, શયતાનનું લખાયું લખત હતું.

દુખથી તેણીનું જીગર કંપારી ખાતું હતું, અને પોતીકી ગમગીનીના ઉંડાણમાંથી તેણી પાક કીરતાર પાસ એજ અરજ ગુજારતી હતી કે "ઓ સર્વોપરી સરજનહાર મને મોત બક્ષ, સબબ મારી જીંદગી દુનિયાના ઉંડાણ પડમાં વસ્તી ગલીચમાં ગલીચ ચીઝ કરતાંબી બદતર છે." પણ તેણીની અરજી ખુદાને બાર નામંજુર થઇ હતી. છતાંબી તેજ પાછલા વિચારે તેણીના મગઝપર અચાનક ગલબો કીધો, ને બીજીજ પળે તેણીએ પેટરીક ગ્રેનેવેની સબીને લખવાની ટેબલના એક ખુણામાંથી બહાર કાઢી જીગર સાથ ચાંપી પોતીકી મોહબતના જોશને થંડો પાડયો.

અંહિ બસ તેજ ઘડી કે જે ઘડીએ તેણીને તેની ટેલીફોન પર બહુજ ગરજ હતી, તેજ વખતેજ તેનો પોતીકો હસ્તો દિદાર દેખાડયો હતે, યા તો કે પોતીકા હલકનો પડઘા તેણીના કાનના પડઘમ પર પાડયો હતે! ઓહ, પણ ત્યારે આટલી વીપતીને દુખની વાદળીઓ ઘેરાતેજ શાની! પણ અફસોસ છે કે તે તેણીને ખરા આકારમાં સમજવાને ગફલતીની નીંદમાં સુઈ રહયો હતો. તેણીની બીલકુલ ખાત્રી હતી કે તે તેણીને ચાહતો હતો છતાંબી તે દિવસે તે લગાર ઘાતકી બન્યો હતો.

ફરીને તેણીને એવો ખ્યાલ ગયો કે તેણીએ તેની ભુલ સુધારવી, તેની પાસે ઘટતો ઇનસાફ માંગવો, પોતીકી સાચ્ચી મોહોબતને ઇનસાફને કાજ ફરીને રજુ

કરવી, અને ફરીને તેણીની તરફ માયાળુ રીતે વર્તવાને અરજ કરવી, અને એ વિચારના સાથેજ તેણીએ કાગજ ચીતરવા માંડયું.

"વહાલા પેટ" અને એજ આગળા દોસ્તીની વફાદારીને વહાલ સાબેત કરતાં મીઠઠાં મધ લફ્ઝોથી તેણીએ પોતીકા કાગજની કીનારી ગુંઠતાં લખ્યું, પણ એવામાં તેણીને એમ લાગ્યું કે કદાચને તેને આ શબ્દો વાંધા ભર્યા લાગશે, ને ગુસ્સાના ઓઠાં હેઠળ તે તેણીની અરજી ના મંજુર કરશે. ને તેજ સબબથી તેણીએ તે કાગજને રદ કરી ફરીને નવાં મથાળા સાથે પોતીકું ખાતું ખોલ્યું.

"વ્હાલા મી૦ એનેવે," પણ આ મથાળુંબી કાંઇક તેણીની લાગણીનો જુદો અર્થ કરવાને પેટને દોરવી લઈ જાય એમ જણાવાથી, તેણીએ હાલને કાજ તો મથાળાને શેષમાંજ રાખી સાદા વાકયથી પોતીકા કાગજની શરૂઆત કરવામાં ડહાપણ માન્યું.

"આગળ આપણે બન્ને ઘણાંજ ફાસ્ટ ફ્રેંડો હતાં," તેણીએ શરૂઆત કીધી "અને મારે માટે જેટલી લાગણી તમે તે વખતે બાતેનમાં ધરાવા લાગા તે કરતાં બમણી રીતે તમોએ માન ઈજ્જત આપી, કે જે શોભા આપનારી વતર્ણુકે આજે મને તમો તરફ ફરી ફરીને કાગજ લખવાને અને તમારૂં મન સચ્ચાઇ તરફ દોરવવાને લલચાવી છે. એક એકલો અટુલો નીરાધાર જીવ, દુન્યામાં એક સાચ્ચા દોસ્તની ગોડ સીવાયે બીજી બહેતર જગ્યા કંઇ આરામ સારૂ શોધી શકે! એક વખત મેં તમારી મદદ માટે ખરી આરજુ રાખી, પણ તમોએ મારી એ આરજુ પર ધ્યાન પોહોંચાડવાને મુનાસેબ ધાર્યું નહિ, સબબ તમો અતી ઘણાં કામના દબાણમાં દબાએલા હતા ને તેથી કદાચને તમોને તેવી વલાણુ ધારણ કરવા પડી હોય એ બનવા જોગ છે. જો તેજ વખતે તમોએ એક કંગાળ જીગરનો કાહણી કીસ્સો કાને ધર્યો હતે તો, એક સીતમના બોજ હેઠળ કચડાઈ જતા જીવને દોજખના ગારમાં ગબડી જતો અટકાવી શકતે! મોહબતની રોશની દેખાડી શકતે"— "આવતી કાલે હું એક એવા આદમીને મારી જીંદગીની વરમાળ પહેરાવનાર છું, કે જેને હું મારા ખરાં જીગરથી ધીકકારૂંછ. પણ નાચાર, કીસમતનો હાથ મારી પર સખ્ત છે. તેને મારી પર મહેરબાની દેખાડી નથી, અને તે દેખાડવાબી રાજી નથી. જ્યારે હું નાની નાદાન છોકરી હતી, ત્યારે મેં એક ભુલ ભરેલી પસંદગી પર મારી ચાહના દેખાડી હતી. મેં ધાર્યું જે આ દુનિયામાં પૈસો જીંદગીનું જીવતું બહેસ્ત છે, જ્યારે ગરીબી એક પાપ શ્રાપ છે, અને તે વખતે મારી ભુલ સુધારનાર કોઈબી સપુત ત્યાં હસ્તી ધરાવતો હતો નહિ. મારી જીંદગી હંમેશની હવે નાશીપાસીનું ઘમઘોર ધામ થઇ બેઠીછ, અને ઉતાવળે, દુન્યાની રાહ રસમથી અંજાણુ રહી આવી રીતની પસંદગી ઉતારવાના બદલામાં કીસમતે મને માફી બક્ષવા મના કીધીછ, અને તેનાજ પ્રતાપે હું દુનિયામાં એકમાર્ગિ જીંદગી ગુજારૂંછ. મેં એક વખત એવુંબી વીચાર્યું, કે મારો અખંડ વીશવાસ હું તમોમાં સોંપુ, પણ તમોએ મને મારી મુશકેલીમાં તરછોડી મુકી. કેટલીકવાર મેં એમ વીચાર્યું જે પાક

કીરતારણી ઈનશાનની ખસલતનો આદમી હશે. કદાચને કીરતાર મને માફ્ કરી મારી પર મહેરબાન બનશે."

"મને ખબર છે કે લોકોએ મારી બાબદમાં તમારા અનેકવાર કાનો ભંભેરીયા હતા, પણ તમારે તેઓનું માનવું નહિ હતું. તમારે મારી પાસ આવી ખુલ્લા દીલથી ખરાં ખોટાંની કસોટી કરવી હતી. હું તો તમોને મારા સઉથી ચુનંદા દોસ્ત તરીકે વડપણ આપતી હતી, પણ તમોને મને ભુલી જવાનું કારણ શું ?"

"જો તમો મને ભવીશમાં મળીબી શકો, તોબી મારી અરજ છે કે મને મુવેલીજ લેખજો. સબબ તમારો મધુર અવાઝ, તમારી ચપળ ચશમો મને ફરીને તે દરામણા દરમ્યાનની યાદ આપશે; કારણ કે હું એકવાર ગણીજ મુર્ખ બની હતી. અને તેજ મુર્ખાઇના પરીણામે પાક ખુદાની બેહદ નાસીપાસીની અંધારી વાડમાં હાલમાં હું ડોળા ખાઉ છું. જે વખતે કોઇએબી મારો આવીને હાથ પકડયો નહિ યા દસ્તયારી આપી કહયું નહિ જે બહેન આએ રસ્તો સાંધો છે."

"બસ છેવટની સલામ ત્યારે—આજથી તમોને મારી વચ્ચેનો આએ છેલ્લોજ મુકાબલો ને છેવટનીજ સલામ સમજજો."

જ્યારે તેણી છેવટના શબ્દો લખતી હતી, ત્યારે તેણીની ખુબસુરત ચશમો આંસુઓના મોતીનું નજરાણું આ પ્રેમી રૂકકાને અર્પણ કરી તેમાં લખાએલા કેટલાક અગત્યના શબ્દો છેકી નાખતી હતી. તોબી તેણીએ વખાણવા જોગ ધીરજ છેવટ તલક અખત્યાર કીધી હતી, ને ત્યારબાદ પોતીકા જીગરનો ઉભરો એક સોફાપર પડી રડતાં રડતાં ખાલી કીધો હતો.

થોડીક ઘડી બાદ તેણીએ હીંમત પકડી તે કાગજને બીડયો, જેમાં તેણીએ પેટક્રેનેવેએ તેણીની પર મોકલેલો પોતીકો નમુનેદાર ફોટોબી સફાઇથી થેસવી દીધો, અને ત્યારબાદ તેણીએ તે પેકેટને મોહર લગાડી યોકોહામાના એક હોટેલનું સરનામું તે પર લખ્યું, જ્યાં પેટક્રેનવે ઉતર્યો હતો. જે પછી તેણીએ તે પેકેટને પોતીકી દરેશીંગ ટેબલ પર રહેવા દીધું કે સવારના પહોરમાં ઓરડામાં દાખલ થતાંજ પહેલે મેડ તેને પોસ્ટના થાંભલાને સ્વાધીન કરે, ને તેણીની મીઠી નીંદ્રામાં ખલલ નહિ થાય. જે પછી કમનસીબ બીચારી ભોલી અબળાએ મોહબોખતારની થંડી ચાંદનીમાં પોતીકા બીછાનાનો કબજો લીધો, ને સારી રાત વીચારદેવી સાથ મસલહત કરવામાંજ કાઢી.

બીજી સવારે જ્યારે તેણીએ પોતીકું ભપકા ભરેલું બીછાનું છોડયું, ને દરેશ કરવા પોતીકા રૂમમાં ગઇ, ત્યારે તેબલ પર આવી પડેલાં અનેક તેણીને નામના પારસલોમાં તેણીએ એક લંબાચો નાનકડો લીલી રીબીનથી વીંટલાયલો બાકસ જોયો જે ઉખેડતાં જાપાનીસ કારીગીરીનો એક ઉમદા ચીત્રકાસથી ભરેલો પંખો તેણીની નજરે પડયો, જ્યારે દાબડાની ઉપર "પેટરીક ક્રેનેવેની સઉથી ચુનંદી દુવાઓ સાથે"

તો એક લેખ હતો. પણ આ પારસલે તેણીને વધુ ગમગીન બનાવી હતી તેનો સબબ શું! પ્રીય વાંચક તે સહેલ છે. તેણીએ તેણીની તેના તરફની લાગણીના બદલામાં આવી નજીવી પ્રેઝંટથી કંઈક વધુ કીમતી ને નહિ અંકાઈ શકે એવી અનમોલ ચીજની વકી રાખી હતી.

જેવો તેણીએ તે પંખો પોતીકા હાથમાં ધર્યો, કે તેને ઉઘાડતાંજ તેણીએ ફાંકડી પાંખો સાથનું એક રંગીન પતંગીયું તે પર બીરાજેલું જોયું, જેની મતલબ તેણી જેવી ચકોર અબળાને સમજાવાને જરૂર નહિ હતી.

બેશક તેને તેણીને આ વખતે એક બેદરકાર રમતીયાળ પતંગીયા સીવાય બીજી કોઈબી ઉપમા આપવાનું દરૂસ્ત જોયું નહિ, કે જે પતંગીયું પોતાની રમતીયાળ ટેવને લીધે રમી રમી અંતે મોહીની માયાની આગમાં બળી ભસમ થનાર હતું, અને તેનો પુરાવો તો તેણીની મોહબતા પાંખોનો કરમાએલો અવતાર હતો.

શું તેને આ ભેટ મોકલી તેણીની પર કાંઇ એહુશાન કીધું હતું! તેણી અલબત્તાં આનો ભાવાર્થ સમજાવી શકી નહિ. પણ એટલું તો ખરૂં કે આ ભેટ જોઈ તેણી હવે છ છેડાએલા નાગની મીશાલ છેડાઈ હતી. તેણીએ તેના પર કાગજ રવાના કરી દીધું હતું, અને ફરીને તેમાં ઉતાવળ કરવાથી તેણીનો પશ્ચાતાપ વીશેષ હતો. હવેજ તેણીએ જોયું કે હજુ તેણીએ પ્રેટ ગ્રેનવેને કાગજ નહિ લખ્યો હોતે તો બહેતર થતે. પણ આ વખતે કાગજ રસ્તાની અધવચ્ચે મંજલ કરતો હતો.

"લે મેરી આ પંખાને એવે છઠ્ઠે ખુણે સાંટ કે ફરીને તે મારી દુખી નજરોને કંટાળો આપે નહિ," તેણીએ પોતીકી દાસીને હોકમ કીધો અને ત્યાર બાદ તેબલ પર પડેલું બીજું પેકેટ હાથ ધર્યું, જે એક નાનો મખમલી શુશોભીત ઝવેરીને ત્યાંનો બાકસ હતો, પણ તે પર ઇધાણી નીશાની કશીબી હતી નહિ. બાકસની અંદરના જાંબુલા સેતીનના ભરાવદાર તકીયાપર એક સુંદર મોટી હીરા ને બીજા નસીબવંત લાલોથી મધેલી એક જણસ બીરાજમાન હતી, જેને સુન્નામાં ફાંકડી રીતે મઢી લેવામાં આવી હતી. તે એક એવી સુંદર વીટી હતી કે જે હરકોઈ જોનારનું જીગર જીતી લે, એમ સ્પષ્ટ જણાતું હતું, પણ આ સુંદર જર ઝવેરાતથી મઢી લીધેલી વીટી જોતાંજ જુલીયટના ગભરાટનો પાર નહિ હતો, સબબ તે વીટી પર ત્રણ કીસમતોના ત્રણ ભરાવડાર સરો બીરાજમાન હતાં, અને તેણીએ આગળ મોરીસ હારકોર્ટના આંગળાં પર તે જોઇ હતી.

મેરી ગભરાટમાં ફીકકે પડી ગએલે ચહેરે મદદ માટે આમ તેમ દોડતી જણાઇ, સબબ તેણીની શેઠાણી ફીક્કી ફચ બની એક ખુરશી પર બેહોસ પડી હતી.

રેકસમાંની તેની બારીક હાલત પછીના અનેક ચવડ઼ ચુઠણા બાદ બુઢા ગોલ્ડસ્ટેનની ઇજ્જત આબરૂમાં ફરીને હમેશ મુજબ વધારો થવા ગાંડયો હતો. તે હવે છેવટના એજ અભીપ્રાય પર આવ્યો હતો કે તેના લગનની ક્રીયા રેકસમાંજ કરવામાં આવે, અને પોતે પોતીકી નવી ધણીયાણી સાથ હનીમુન ગુજારવા તે પેરીસ

ઉપડી જાય તે આયમચ એક દબદબા ભર્યો મોટો મેળાવડો પોતાના લગનની ખુશહાલીમાં રેકસમાંજ એકઠો કરી શકે.

લેડી લાઇલ યાને મીસીસ એબરાહમ ગોલ્ડસ્ટેનનો ઠઠેરોબી ફરીને આપણી નજરને મોહક પમાડે એમ હતો. જે જે સગાંવાહલાં ને દોસ્ત આસનાવોએ તેણીના પહેલા ધણીના મરણ પછી તેણીને સોસાયટીમાં અપમાન વટીક કીધું હતું તેઓ સઘળાં ફરીને કીમતી ભેટ સોગાડ સહીત તેણીની ખીદમતમાં હાજર હતાં. મીસીસ બીઝાંટ, લેડી મેરી બ્લાથી વાઇટ, એશમોરની ઉમરાવજાદી વગેરે મોટે ખાંચરેની મોટી બાઇઓને તેઓના ફાંકડા અણુકા ટણુકામાં જોવી એ પ્રીય અઝીઝ સઉના નસીબમાં સરજાયલું નહિ હતું. જોકે તેઓની આગળી તેણી તરફની વખોડી કાઢવા જોગ વર્તણુંક માટે જુલીયટે તેઓને સહેજબી થપકો નહિ દીધો હતો, છતાંબી તેઓએ પોતીકી ભુલ પુરેપુરી જોઇ હતી એમ તેઓના ચહેરા ગવાહી આપતા હતા.

અને જ્યારે લોર્ડ હીડન સાથે પોતીકા ભપકા ભર્યાં પોશાકમાં સજ થએલી નવજવાન લથલા જુલીયટે કદમો ઉઘામવા માંડયા, ત્યારે વાત પરથી વાત છેડતાં લેડી મેરીએ કંઇક ભવાં ચઢાવી હીડનને સવાલો કરવા મોંડયા—

"હીડન તમો પેલા મોરાનીયન લોકો વીશે હું ધારૂં છ કે કંઇક જાણોછ ખરાં! હું તો જ્યાં સુધી જાણુંછ ત્યાં સુધી એમ કહી શકું કે આ કાવતરૂં ઉભું કરવામાં પેલા છોકરવંત દામીશનો પહેલો હાથ છે."

"બીલકુલ નહિ, તદ્દન ગલત વાત છે," જુલીયટે તકરારમાં પોતે ઝીપલાવ્યું.

"ખોટું ખરૂં તો સાહેબ જાણે, પણ છાપાવાલાઓએ જે છાપી માર્યું છે તેમાં હું તો કાંઇબી ગેરવાજબી જોતો નથી," હીડને જવાબ દીધો અને વાત વધનમાં પડી, અને જુલીયટે પોતીકી બેહદ ગમગીની વચ્ચે પહેલીજવાર હમણાં જાણ્યું હતું કે જે છોકરાને તેણી પોતીકાં બાળકના અતી મીઠાં વહાલથી ચાહતી હતી તે એક મવાલીનું ફરજંદ હતું, છતાંબી તેને તેણીને સવખતની ચેતવણી આપી હતી, ને તેથીજ તેણી તેને વીશે જરાબી બુરૂં મનમાં લાવી શકતી હતી નહિ.

એક જગાએ આવી તકરારનો ફડચો થતો હતો એટલામાં ગોલ્ડસ્ટેન સાહેબે પોતીકા દોસ્તદારને પોતીકે માટે વીહસકી સોડાનો વેટરને હુકમ કીધો, જ્યારે જુલીયટે તે લેવા ના પાડી. અને પરોણાઓને રીઝવવામાંજ ધુંટાઇ ગઇ.

દશ મીનીટ બાદ હોલમાં ઘોંઘાટ ને શોર બકોર થઇ રહયો. જુલીયટની નજર ફરીને પોતીકા નવા ધણીની પર પડી, જે દુખને મારે પોતીકો દમ સાંસ તે કીરતારને હવાલે કરવાની તઇયારી કરતો હતો, અને થોડીક ઘડીમાં તો આ હનીમુન ગુજારવાની હોંશ હરખમાં ઘેલો બનેલો ગોલ્ડસ્ટેન અફસોસ કે પથ્થરનું પુતલું થઇ જમીન પર પડયો.

યા ખુદા, આ ભેદી કીસમતનો શું ચસતદાર હશે!

જીંદગીની બે ઘડીની ખુશીમાં અજલનો આવો અચાનક ચાબકો ગળાંની આસપાસ વીંટળાશે એવી સ્વપનેબી કોઇએ વકી નહિ રાખી હતી, અને જે કંગાળીયતમાં જીંદગી ગુજારવાને ભારે આનાકાની સાથ લેડી લાઈલે બીડું ઝડપ્યું હતું, તેમાંથી તેણીને હાલને કાજ તો કુદરતેજ મુકતી આપી હતી–ગોલ્ડસ્ટેન ખુદા તારા અશો રવાનને હાલને કાજ તો શાંતી બક્ષે !!!

## પ્રકરણ ૧૩ મું.

ખુદા તું નજર પાડ તલેસમાતી ખેલ,
સીવા નહિ રહયું બાકી આંસુની રેલ.

પેટરીક ગ્રેનવેનું યોકાહામાનું હોટેલ બેશક અંગ્રેજ ને જાપાનીઝ ભેગી હુન્નરમંદીનો મનન કરવા જોગ આયનો હતો, રાહતને મોજશોખ, બન્નેએ એકબીજાને ત્યાં ટોટે વળગ્યાં હતાં, પણ પેટને હોટેલની જીંદગી પસંદ હતી નહિ. તેને મનસે સર્વ ચીઝ હવે ધુળ સમાન હતી. તેને આવતા એક મેલ સુધી ત્યાં થોભવાનો વીચાર કીધો હતો. જે બાદ તે હજુ વધુ ઉંડાણુમાં તે સફર કરવાની જીજ્ઞાસા રાખતો હતો, કે જેની કુદરતી સીનરી જોવામાં તેનું મન વેરાય, ને દુન્યાદારીની ખોટી મોજશોખ માયા તેની પર ગલબો નહિ કરી શકે

કેનેગાવાની ટુંક સફરેથી પાછાં ફરતાં તેણે તેની બેહદ ખુશહાલી વચ્ચે જોયું હતું કે મેલ ધારવા કરતાં વહેલો આવી પહોંચ્યો હતો અને તેના કાગજો હોટેલમાં તેને માટે ડોકીયાં તાણતાં પરેલાં હતાં.

કેટલાંક કાગજો મારફતે દોસ્ત આસનાવોની ખેમકુશળ મેળવવા બાદ અચાનક તેની નજર એક પેકેટ પર પડી જે પરનું સરનામુ એક જાણીતા હાથથી લખાએલું હતું. બીજાં કાગજોને તો તેને પોતીકી પોકીટમાંજ હાલ તુરતતો જગ્યા આપી, પણ આ અગત્યનું પેકેટ તે પોતીકા હાથમાં લઈ ત્યાંથી પોતીકા રૂમ તરફ કદમો લંબાવી ગયો. ધુજતા હાથો સાથે ઓરડામાં આવી લાગતાં તેને કાગજની મોહર તોડી અને તપાસ કીધી તો તેમાં એક જાણીતા હાથથી લખાએલું કાગજને લેડી લાઇલ પર મોકલેલી તેની પોતીકી સખી હતી.

જેવો તે આ કાગજ વાંચતો ગયો કે જે કાગજ લેડી લાઇલે પેટ પર પોતીકા એબરાહમ સાથના લગનની એક રાત આગમચ લખ્યું હતું, તેવોજ તેનો જીવ ધાસ્તીના અંગારમાં ધગધગવા લાગો. તેની હવે ખાતરી થઇ કે જે ઓરતે તેને જાન કરતાંબી જ્યાદા ગણી હતી તેનીજ સામે તેને પોતીકી નાદાની દેખાડી મદદના દરવાજા બંધ કીધા હતા. અને હવે ભુલ સુધારવાને બહુજ અસુરૂં થયું હતું. બેશક તેને કાગજની બન્ને લીટીઓ વચ્ચે પ્રગટી નીકળતો ખાલેસ

દીલનો તેના માટેનો અખુટ પ્યાર નીહાળ્યો હતો, અને ભારે ગમગીનીની વચ્ચે તેને તે પર ડચકાં ખાધાં હતાં. "ઓહ ખુદા, શુકર તારા કે હજુ તેણીને મારે વચ્ચે આખેરી સલામ મંજુર નથી. હજુબી તેણીને ગ્રેનેવે માટે પ્યાર છે, ચાહ છે." અને આ વીચારથી તેનું મન સુનુ સાવજ બની ગયું.

"મારી મીઠી માહબુબ, ઓહ ખુદા મને તુને બચાવવાની ટક આપે. ખુદા કરેને હું તુજને બચાવી શકું." તેને મનસે વમાસ્યું, અને તેજ ઘડીએ તેને ધારી લીધું કે અગર જો તેણીને પોતીકી બેહદ નામરજી છતાં પોતાને અણગમતા ધણી સાથ શાદીના ગાંઠબી એક કરવામાં આવે, તો આપઘાત યા તેથીબી જાલેમ દર્દ જેમાં તેણી જીપલાવવા ધારે તે તેણીને માટે માફ હતું.

બે ત્રણ ઘડીના બળાપા બાદ તેને તે કાગજને અને પોતીકા ખીસામાં સદાનું રાહત લેવા દઈ બીજા કાગજો પર વાજબી ધ્યાન પુગાડવાની અગત્યતા જોઈ. બેશક આ બીજું કાગજ લેડી મેરી બ્લાથીવાઈટ તરફનું હતું, અને તેમાં તેને કુદરતી રીતે ઉતસાહ દેખાડી હતી, સબબ કે ગ્રેનેવે મેરી તરફથી જુલીયટની કંઈક વધુ ખબર હાથ કરવાના તુરંગો મન સાથ બાંધી બેઠો હતો.

"મારા વહાલા પેટ" તેને વાંચવાનું શરૂ કીધું, "કદાચને તું શરૂઆતમાં ખ્યાલ નહિ કરી શકશે કે આ કાગજમાં મેરી શું લખવા માંગે છે! સઉથી પહેલી ચોકાંવનારી ખબર તુને આપતાં વહાલા પેટ મને દીલગીરી ઉપજે છે કે મી. ગોલ્ડસ્ટેન અજલનાં હુક્મને તાબે થયો છે. કેટલાકોનું એવું ધારવું છે કે તેને ઝેર આપવામાં આવ્યું છે, અને તેમ ધારવાના ઘણાંક કારણો છે.

"જુલીયટ, હીડન, સારા બીઝાંટ ને હું મળી ચારની ચોકડી કંઈક મેળાવડો રચવાની બાબદમાં તોલતપ્પા કરતાં હતાં, એવામાં કંઈક નહિ વીસતારી શકાય એવા કારણને લીધે મીસીસ ગોલ્ડસ્ટેન જેણીને આપણે હવે એજ ભપકા ભર્યા નામથી ઓળખશું, તેણી હમારી સાથ છોડી જઈ પોતીકા ધણીની પાસે જઈ ઉભી. તેણીએ હમારી રજાબી નહિ લીધી, પણ ઉતાવળે કંઈક કામનું બહાણું કાઢી પોતીકા ઓરડા તરફ કદમો ઉઘામી ગઈ. બેશક હું કાંઈ આ કાગજ લખતી વખતે તેણીની હીલચાલ પર કશાબી ખાનગી કે જાહેર ટીકા કરતી નથી, પણ હું તો જે બીના બનીછ તે એમની એમ તમો સમક્ષ રજુ કરવાની મારી ફર્જ સમજુંછ. હું ને સાહરા માંહોમાંહે ટીકા કરવા લાગા, જ્યારે મી. ગોલ્ડસ્ટેન એક જરમન જર્યુની સાથે ખાનગી મસલહતમા ઘુંટાઇ ગયો, જે વખ્તે જુલીયટ તેઓની બાજુમાં એક શબ્દ બોચર્યા વગર ત્યાં પુતળાંની માફક સ્થંભ ઉભી રહી હતી."

"તેજ ઘડીએ એક ગુચ્છાદાર બાલોવાલો અધેર વયનો વેટર ત્યાં આવી અઢકયો, જેને બે વીશકી સોડા લાવવાને મી. ગોલ્ડસ્ટેને હુકમ કર્યો, અને ત્યાર બાદ જુલીયટના કાન પર પડી તે કાંઈક બોલ્યો, જે વીષે હું બરોબર મારૂં મત આપી શકું નહિ. કોઈબી રવેસે તે વેટર જુલીયટ માટે કાંઈબી લાવ્યો નહિ, જ્યારે ગોલ્ડસ્ટેનને રૈમંડ સારૂ તે વીશકી સોડાના ગ્લાસો એક ટ્રેમાં મુકી લાવ્યો. અને

પાંચ મીનીટના અરસામાં તો પરોણાઓની ભારે અથરતી વચ્ચે ગોલ્ડસ્ટેનને મુએલો જાહેર કરવામાં આવ્યો. બેશક મામલો આવી રીતે ત્યારે ઝોંકા ખાતો હતો, અને મારૂં જો મત પુછો તો હુ તો કહીશ કે મને કાંઇ આ બાબતમાં સારૂ લાગતું નથી."

"તેજ ઘડીએ કેટલાંક લોકો આગળી પાછળી કાઢવા બેઠાં, કે જુલીયટના આગળા ધણી સર રોબર્ટને આવીજ રીતે કોઇએ જાનથી બેજાન કીધો હતો અને તેને તેવી હાલતમાં જોવાને તેણીજ પહેલી નસીબવંત નીવડી હતી."

"મને લાગેછ તેમ આગળ તેણીનો એક શીક્ષક દીલદાર હતો, જેને તેણીએ પરણુવા સારૂ ના પાડી હતી સબબ કે તે ગરીબ હતો. કેમ ખરૂં કેની! જો કે લોકોમાં જગજાણીતી બીના છે કે ગોલ્ડસ્ટેનનેબી તેણી ખરાં જીગરથી ધીક્કારતી હતી, અને ફકટ તેના પૈસા કાજજ તેણીએ તેને પરણવાને ખુશી દેખાડી હતી જે પાપી પઈસા તેણી હાલમાં વગર શકે તેની હકદાર ધણીયાણી તરીકે જીતી જવા નસીબવંત નીવડી છે."

"લોકો તરેહવાર અટકળો કરી રહયાં છે કે કદાચને તેજ શીક્ષક દીલદાર ફરીને પોતીકી મોહબત સાબેત કરશે, અને તેણીને પઈસાવાળી જોઈ કદાચને પરણવાની માંગણીબી કરશે, જોકે પોલીસ આ બાબદમાં વચ્ચે પડી બારીક જુસતેજોચલાવવાનું માથે લેતી નથી, છતાંબી લોકો આ ભયંકર બાબદને જુલીયટ ગોલ્ડસ્ટેનને તેણીના શીક્ષક દીલદાર વચ્ચેની કંઈક આગલી ગોઠવણનું પરીણામ માને છે. અલબત્તાં હું મારૂં મત તો આપી શકતીજ નથી પણ આએ કંઇક બચ્ચાં સહી લાગે છે નહિ વારૂ!"

"એશમોર કહે છે કે પોલીસ તેણીની શક પરથી ઝડતી લેનાર છે, પણ તેમ બનવું માહલ છે. પણ કોઇબી રવેસે મારો ભાઈ મને જુલીયટની સાથે સંબંધ રાખેલો જોવા બીલકુલ ચાહતો નથી, અને એશમોરબી હવે તેણીને સદાની મનથી વીસારી મુકશે. હીડન સીવાય દરેક જણા તેણીથી બીહતાં ફરે છે, અને હીડન વટીક એમ ગવાહી આપે છે કે તેણીની હાલત બહુજ બારીક થઇ પડશે."

"જેક ખુશી તંદરોસ્તીમાં છે, ને તુને ઘણી ઘણી સલામ કહેવાડીછ."

લા૦ હુવાગીર તારી સદાની,
પોલી બ્લાથી વાઇટ."

તેને પોલીનુ ઉપલું કાગજ ચીપી ચીપીને વાંચ્યું, પણ તેનો સાર તે સમજી શકયો નહિ. તેના મનમાં એ વીશે અનેક તુરંગો ઉભા થયા કે કાંય નહિ લેડી મેરી બ્લાથી વાઇટ જુલીયટને નાહકની બદનામ કરતી હોય? અને એજ વીચારનો તીર હવે તેના દીલમાં છીદ્રા પાડવા લાગો. તેને તુરતજ જુલીયટના છેલ્લાં કાગજનો ખ્યાલ કીધો ને પછી બીજીજ પળે મનપર મજબુત કાબુ રાખી તેને છેવટનો અભીપ્રાય જાહેર કીધો કે તેને ફરીને ઈંગ્લાંડ જવું, ને જે ઓરતે તેને માટે જીગરમાં

આસ બાંધી છે તેણીને બચાવવી. ગર તે કફન વીના ફરતી હોય તો પોતેબી તેની હાલતમાં અરધો હીસ્સો લેવો, ગર તે મોતની સજાને લાયક હોય તો તેનો અરધો બોજબી પોતાને સર એંચી લેવો, પણ અફસોસ પ્રીય વાંચક ઓરત, કોરટ, ને સોરટ એ ત્રણુની ત્રગડી સામે કીયું બળવાન હથીયાર છે જે મોમ સમ પીગળી પાણી નહિ થાય! પોલીના ભલા ધનેતરનુંબી મન ફેરવી નાખનારા કાગજે અંતે તેનેબી જાળમાં લપેટયો હતો. હવે તેના જીગરપર અદેખાઇનો વરસાદ વરસી તેને જાન કરતાંબી વધુ વહાલથી સંભાળતી ખુબસુરત બળાનો પ્રેમ ધોઇ નાખતો હતો. અંતે તે ખુબસુરત મકકાર મેરીનો શીકાર થયો હતો, જેને તેનું મગઝ ફેરવ્યું હતું. તે હવે જુલીયટને અવીશવાસી, ધીકકારની હદથીબી બહાર અને વધુમાં તો એકેએક જુલમગાર ખુની તરીકે ગણવા લાગો.

જ્યારે બીજા હાથપર જુલીયટ જેણીએ તેનાપર કાગજ મોકલ્યું હતું, તેણી તે વખતે એમ વીચારતી હતી કે તેણીનું કાગજ તેનાપર ફરીને મોહબતનું કીરણ સજીવન કરે, અને તે ફરીને તેણીને પોતીકી ગોડમાં છુપાવા હાજર થાય, અને સંકટોની અનેક વાદળીઓ વચ્ચેબી પોતીકી ખાતરી કરી શકે કે તેણી તેની મોહબતને લાયક હતી.

ગોલ્ડસ્ટેનના મરણ વખતે ભરવામાં આવેલી જુરીએબી ખુનથી નીપજેલાં મરણનો અભીપ્રાય દરશાવ્યો હતો, અને દાકતરી સલાહે પુરવાર કીધું હતું કે તેને ઝેર આપવામાં આવ્યું હતુ, કે જે ઝેર આપવાનો કલંક તે અઘોર વયના વેટરને કપાળે ચોંટયો હતો.

પોલીસના મત મુજબ ખુની એવો આદમી હોવો જોઇએ જે હોટેલના કારોબારથી બીલકુલ જાણીતો હોય, અને તેથી કુદરતી રીતે પેલી આગલી મવલાઓની ટોળકીએ મચાવેલા ટરખાટની યાદ સઉને હઇડે ચઢી આવતી હતી. ખુનનું કારણ હજુ સુધી નકકી કરી શકાયું નહિ. પણ પોલીસે ખુનીનો પત્તો કોઇબી રવેશે મેળવવાને બીડું ઝડપ્યું હતું. જુલીયટે પણ પોતીકા ધણીના ખુનીનો પત્તો મેળવવા જરને જોરનો સાથે ભોગ આપ્યો હતો, સબબ તેણીને બીલકુલ ખાતરી હતી કે સર રોબર્ટ લાઇલને એમરાહુમ ગોલ્ડસ્ટેનનો ખુની ને પોતીકાં અતી વાહલા બચ્ચાનો ઉઠાવગીર તે કોઇજ નહિ પણ મોરીસ હારકોટ જ હોવો જોઇએ. તેણી અલબતાં તેને બેહદ ધીકકારથી જોઇ રહી હતી, સબબ તેણીની દામનને કચડનાર તેજ કરસેવેજ હતો, અને જ્યારે તેણીને મોહબતને સુખ બન્ને કીસમતે મના કીધાં હતાં ત્યારે કીનાની પ્યાલીથી પ્યાસ બુજાવા સીવાય દુનિયામાં તેણીને માટે બીજું અમંત કંઇજ હતું નહિ.

ગોલ્ડસ્ટેનના મરણ બાદ તેણીની તેના તરફની અતી કડવી લાગણી છતાં બી તેણીએ શોક ધારણ કીધો હતો, અને તેજ સબબે તેણીએ લેડી મેરી બ્લાથી વાઇટ, મીસીસ બોઝાંટને બીજી તેણીની જીવેજાનની સહીઓને તેણીની સામે છુપી બાજી રચતાં જોઇ હતી નહિ.

તેણીની વારંવારની મુલાકાતને માન સાથ કબુલ રાખનાર હવે હીડન સીવાય બીજું કોઈબી હતું નહિ. જેને તેણી હીડન કરતાંબી વધુ ધીક્કારથી જોતી હતી, તે એક એવો ખવીસ હતો, જે એકવાર તેણીના મોહબતી કીલ્લાનો પહેરેગીર હતો, શયતાનની સીહા સકળ હતી જેને લેડી લાઇલના આગળાં લગનને કડુવા ને ફીટકારથી વધાવી લીધાં હતાં, બેહયા ઇનશાન હતો જેને તેણીની મુસીબતો પર પોતીકો જાલેમ હાથ મુકયો હતો, ટુંકમાં તેણીનું સર્વ સુખ કચડી નાખવાને તે ભીત્તરનો કાળો નાગ અનેક સોલીંગથી જમીન સુધીની અફ્ડાજીક કરી રહયો હતો.

પણ કુદરતને એક ભોલી નીરદોશ અબળા પર રૂઠવાને શી કારણ મળ્યું હોશે! શું મોતને કસબે તેણીનો ધણી આરજુ ચાહતો હતો તેનું કારણ તેણી પોતે હતી! ફકટ એટલુ તો કહેવાઈ શકાય કે તેણીએ તેને જીવતાં જીવત ધીક્કાર્યો હતો, પણ મુવા બાદબી આ જીવતી છતાં મુવેલી તેની પરણેતરે તેને ધીક્કાર્યો હતો કે! કરમ ચીતારનાર કરણીને જાણે, જુદાઈનો ડંખબી જુદાઈજ જાણે! ભલાઈ ભલાંની ભલોજ જાણે; ખુદા ખુદાની ખુદાઈજ જાણે.

## પ્રકરણ ૧૪ મું.

રમેછ નવો રંગ, જુઓ જુનો ભાઇ.
કરો ખાતરી જાણી, છે ભાઇ કે કસાઈ.

આજે કાંઇક મેડમ વેલનટીનના ઘર આગળ આખું પેરીસ ખાલી થઇ ગએલું જણાતું હતું, અને એકઠાં થએલાં મેજરાંમાં એક કરોડપતી ઉમરાવ પ્રીન્સ એડરીએન ઝારટોવ ને તેની દીકરી મીલાની આમદના પુકારો થઈ રહયા હતા. મેડમ વેલેનટીનને પ્રીન્સ ઝારટોવ સાથે કેમ ઓળખ પડી હતી તે વીષે આપણે કશુંબી બોલીશું નહિ, પણ જ્યારે તેણી આખાં પેરીસને ઓળખવાનો દાવો કરતી હતી તો પછી પ્રીન્સ ઝારટોવ વીશે :સવાલ કેવો!

આ મેડમ બેશક પ્રીન્સ ઝારટોવને તેની દીકરી મીલાની જાબજા વખાણ આસપાસનાઓ પાસે કરતી હતી, જે સમજી ઝારતોવને ખુશહાલી ઉપજતી હતી. જેથી બનાવ એમ બન્યો કે નાની મીલાને સઉ :કોઇ તનોમનથી ચાહવા લાગું. કેટલાકો તેણીને પોતીકા પાના પાસાની રમતનો ખુરદો એકઠો કરવા દેતાં હતાં. કેટલાંકો તેણીને નામેજ સોરતી સરતમાં હોમાવતાં હતાં, સબબ તેણીને તેઓની નજરમાં બહુજ નસીબવંત લેખવામાં આવી હતી.

આજી બહુજ રસપર ચઢી હતી જયારે પ્રીન્સ ઝારટોવની પાનામાં જીત થઈ હતી. જો કે તે જીત ને હારને સાધારણ બાબદ લેખતો હતો છતાંબી લોકોમાં

એવી માન્યતા હતી કે પૈસાવાળાનું નસીબભી પૈસાવાળુંજ હોય, ને તેમાં આરટોવ જીતેભી તો તેઓને મનસે નવાઈજેવું હતું નહિ.

એક રાતે કીસમતે આરતોવને ફટકો મારવાનો કસદ કીધેલો હોવાથી તે બાજીમાં સખત હાર પામવા લાગો. લખ્ખો રૂપીઆની પુંજી તેને પાનાના સાધારણ દાવમાં બરબાદ કીધી, અને પછી નાસીપાસ થઇ ત્યાંથી પોતીકી દીકરી મીલાને લઈ ગુસ્સાના આવેશમાં ચાલવા માંડયું. તે નીરદોશ બાળકે તેના પીતાની નજરમાં ગુસ્સાનો ધુવો પ્રગટી નીકળેલો જોયો અને જો કે તેની કાંડી પર કેટલીક નહિ વીસતારી શકાય એમ કંગાળ નીશાનીઓ મોજુદ હતી છતાંભી તે બાળકે સહેજભી આ પથ્થરના તનના ખવીસ આગળ ફરીઆદની ઝબાં હીલવવાનું વાજબી વીચાર્યું નહિ, અને ત્યારબાદ બન્ને બાપ બેટી એક ગાડીમાં વેલેનટીનના ઘર આગળથી હંકારી ગયાં. બેશક આ વખતે બાપના કઠોર ખવાસથી ધુંધવાતું આ નાના નીરદોશ બાળકને દયામણી હાલતમાં ગાડીમાં એક ખુણે બેઠેલું જોઈ કોણના જીગરમાં તેને માટે વહાલ નહિ આવશે!

તેઓ ત્યાંથી એક હોટેલ તરફ હંકારી ગયાં. હોટેલ ભણી આવી લાગતાં બાપ દીકરી ગાડીમાંથી ઉતર્યાં ને એક વધુ પણ બોલ બોલ્યા વગર લીફ્ટ ભણી કદમો ઉઘામી ગયાં, જે લીફ્ટે આ બાપ બેટીની કલ્પીત જોડીને બીજા માળના એક ફાંકડા ઓરડા ભણી જવાની સગવડ કરી આપી, જે ઓરડાનો દરવાજો ખોલી બન્ને ત્યાં હાલને કાજ તો ગોઠવાયાં અને પછીથી દરવાઝાને અંદરથી બંધ કીધો, અને ત્યારબાદ તે નીરદોશ બાળકપર ફરીને ડોળા કકડાવતાં તે કસાઇએ પોતીકી ઝબાનની બેદર્દ છુરી ચલાવા માંડી.

"બેટા તને આ એક પાઠ બહુજ અચ્છો શીખવાનો મળ્યો છે." તે બેહયા ઇનશાન જેને આપણે દેવીડ મોરટીમરના નામે ઓળખી ચુકયાં છીએ તેને કહયું, "એક વખતે તેં મોરેનીયન સાહસમાં મને ફટકો મારવાને બીડું ઝડપ્યું પણ શુકર કુદરતના કે તને એવી સખ્ત સજા થઇછ જે ફરીથી તું આવું પગલું ભરશે નહિ." અને બીજીજ ઘડીએ તે બટી બુજાવી ઓરડાને બંધ કરી ત્યાંથી પોતાના કદમો ઉઘામી ગયો ને પેલાં નીરદોશ બચ્ચાંને અંધારામાં પોતીકાં કીસમતને રડતુ છોડી ગયો, તે બાળકે વારે ઘડીએ સરજતની સાંકળ તોડવાને યુકિતઓ રચી હતી, કે જે સરજતે તેને આવા કરપીણુ કાવત્રાંબાજના હાથ પર સીકડયો હતો, અને વધુમાં તો એ કે એ બાળકે મોરટીમરની સામેની પારટીને ચોક્કસ કાર્ડની ઈશારત કરી તેને લખ્ખોની હારમાં સદાનો ડુબાડયો હતો.

પણ કલોડ હાલમાં આ અંધારા ઓરડામાં ડચકાં ખાતો હતો. આંસુઓ તેના જખમી જીગરને ભવીશની રાહત આપતાં હતાં પણ અફસોસ કે તેઓનો ભંડારભી હવે સુકાવા લાગો હતો. અચાનક તેને એવો ખ્યાલ ગયો કે એક ઘાટકીના પંજામાંથી બચવાને શું કાંઇ ટોર નહિ શોધી શકાય! કે જે ટોર ઘાટકીના છાયા હેઠળ ચોરી ફાંસી લુચ્ચાઈમાં જીંદગી ગુજારી પાછળથી તેનો બદ અંજામ મેળવવા

બદલ નીતીમાન ને નેક જીંદગીનું શીક્ષણ શીખાડી. સબરની ટુકડો રોટલી પર ચયન સુખ આપી શકે!!

પણ એક પાપીના પંજામાંથી છટકવું તેના બાબમાં બેશક માહલ હતું. મોરટીમરે તેને છેવટની ચેતવણી આપી હતી કે અગર જો તે ભવીશમાં આવું પગલું કદાચને ભરશે તો તેની શોધખોળ કરી ફરીને તેને પાંજરે પુરવામાં આવશે, ને એવી સખ્ત સજા તેની પર અજમાવામાં આવશે કે જેથી તે જીંદગીના છેડા તલક પોતીકા તકદીરને રડતો બેશસે! બેશક આએ એક સખ્ત ધમકી હતી. કથોર તનનો ચાબુક હતો, જે તેની જીંદગીને જીવતાં જીવત રીબાવી શકે, સીતમની અગ્નીમાં બાળી શકે, ધીકકાર ને કીનાની કોલહુમાં પીસી શકે. પણ ત્યારે ઉપાય શું?—બેશક તે જીંદગી કરતાં મોત માટે બહુજ પસંદગી દેખાડતો હતો. અજલના ફરેશતાની તે મદદ શોધતો હતો, અને હવે તેને છેવટને માટે એજ કસદ કીધો હતો કે કોઈબી રવેશે એક સીતમગરને હાથથી રીહાઈ મેળવવી.

લંડનને છેલ્લી સલામ કીધા બાદ કલોડે, તે ખુબસુરત ઓરત જેની પર તેનો પ્રેમ હતો તેનો મનોહર મુખડો એક ન્યુસપેપર વાટે જોવા સીવાય બીજું કશુંબી યાદ રાખ્યું હતું નહિ, પણ તેને તે બાબદને એક ઠાળી સ્વપનો તરીકે ગણી હતી, અને બીજી સવારે જ્યારે તે પોતીકા બીછાના પરથી બીદાર થયો ત્યારે તેને એક બહેરી ફ્રેંચ બાઈને પોતીકી પાસ બેઠેલી જોઈ, જેણીએ તેને જણાવ્યું હતું કે મસીએ બહાર સીધાર્યા હતા ને થોડીકવારમાં પાછા ફરનાર હતા.

આ મવાલી માસતર સાહેબની ગેરહાજરીમાં આ નાનકડા જવાનની તબીયતમાં ધારવા કરતાં વધુ સુધારો થએલો દીસ્તો હતો. તેની આગળી જુવાનીનું જોર તેની રગેરગમાં ફરીને પ્રગટી નીકળ્યું હતું. તંદરોસ્તીની ગુલાબી જાળીએ તેના શરીરને સીંગાર્યું હતું, કે જે વખતે તેને આ હસદખોર હરામીના છટકામાંથી છટકવાના મનમાં તુરંગો બાંધ્યા હતા, પણ એટલામાં ફરીને મોરતીમરની સવારી આવી પુગી ને થોડો વખત ખ્યાલને પડતો મેળવવામાં આવ્યો. એક પખવાડ્યું બાદ, તેને કલોડની સાથે પેરીસમાં ધામો નાખ્યો, ને મેડમ વેલેનટીન સાથે છુપી મસલહત કરી પ્રીન્સ ઝારટોવ તરીકે પેરીસમાં ઓળખાવા લાગો, અને આવી રીતે રાતને દીસ આ નીરદોશ કમનસીબ દુકતા પર મજબુત જાપતો રાખવામાં આવ્યો.

આ નીરદોશ બાળકને ખુદાની હસ્તીનો ખ્યાલ નહિ આપવામાં મોરટીમરે પોતીકું બહેસ્ત જોયું હશે. તે ખુદાના પાક નામને કમનસીબી સીવાય ઓળખી શકતો હતો નહિ, છતાંબી તેના જીગરમાં એક છુપી શકિતનુ તેજ પ્રગટી નીકળ્યું હતું જે તેને અશોઈની રોશની દેખાડતું હતું. ટુંકમાં હાલને કાજ તો તે ગરીબ બીચારો બેટો અજલ સીવાય કોઈનીબી દોસ્તીનો ખાએશમંદ નહિ હતો, છતાંબી એમ કોણ કહી શકે કે આ નીરદોશ ખુદાના નામથી અંજાણ ભોલો ભાળો ખુદાની પાસે પોતીકી છુપી શકિત માટે દાદ નહિ ચાહી શકે! ગર ખુદા તેને જાહેર મદદ નહિ આપી શકે તો તેનું કીસમત બુલંદ કરી શકે, જો કીસમત બુલંદીની ટોચે

પુગી તેના જીગરમાં એક લાગણી નહિ દાખલ કરી શકે, તો પોતીકો આવાઝ તો જરૂર કાઢી શકે કે જે અવાઝ પર તેની જીંદગીનો પુલ હાલમાં ઝોળા ખાતો હતો.

અને આ વખતે તેને એમ લાગ્યું કે કોઈ બે દયાવંત દસ્તો તેને તેઓની ગોદમાં છુપાવી તીણો પણ મધુર અવાઝ તેને કાને પાડતા હતા:—

"તારી મુસીબતમાં અગર જો તુને માતાની જરૂર પડે તો મને યાદ કરજે."

"મા, વહાલી મા!" તે મન સાથ તુરતજ બેત્રણવાર વમાસવા લાગો. અને પછી દીલગીરીના ડચકાં સાથે તે શાંત બન્યો. બેશક નીંદ્રા તેને કદાચ રાહત આપી શકે એમ હતું. બીજી સવારે તેને ફરીને મુસીબતની સેજ છોડી હતી, અને મોરટીમરે તેને અંગબળ માટે કસરત કરવાને હુકમ કીધો હતો. જો કે બહારથી તે દયાવંત જીગર તેને માટે પહેરી ફરતો હતો પણ મખમલી નરમાશ નીચેથી લોખંડનું છટકું હતું, અને તેથીજ કલોડની ધાસ્તી દીનપ્રતીદીન વધતી જતી હતી.

એકાદ દીવસે મોરટીમરે મેડમ વેલનટીનને ખાણું આપ્યું હતું, જે વખતે તે કલોડની બીમારીને લીધે તેને ત્યાંજ રહેવા દઈ ગયો હતો, અને આ ટક કલોડને તેના પંજામાથી છટકવાની ઠીક હાથ આવી હતી.

લેડી લાઈલને મોરેનીયન સાહસથી વાકેફ કરવા પછીથી તેને કદીબી એકલો રાખવામાં આવતો હતો નહિ. અને આ વખતેબી મોરટીમરે તેની બીમારી ને નબળાઈનો ખ્યાલ કરીનેજ તેને એકલો ઘરમાં રહેવા દીધો હતો. મોરટીમરના જવા બાદ થોડો વખત તો તે બીછાનામાં શાંત પડી રહયો, પણ એવામાં તેના ચહેરા પર એક એવું તેજ રોશન થયું જેને ખાતરી કરી આપી કે સીતમનો પંજો હવે વધુવાર તેના પર ગલબો કરનાર નહિ હતો. તુરતજ તેને પોતીકો મખમલી પ્રીન્સ આરટોવની દીકરી તરીકેનો ઝભો દીલ પરથી દુર કીધો, ને પોતીકો અસલી દરેશ ત્રંકમાથી કાઢી તે નીશાળ્યાના અવતારમાં સજ થઇ ત્યાંથી પોબારા ગણી ગયો. આ વખતે તેની પર કીસમત કુરબાન હતું, અને તેને સીતમને બંદીખાનેથી બેડી તોડવામાંબી એજ એકવારના કમનસીબ કીસમતે યારી આપી હતી. ગર જો તે પ્રીનસેસ આરટોવના દરેશમાં હોટેલમાથી બહાર જવાનો ઇરાદો રાખતે તો કદાચને તેને પકડાઇ આવવાના ઘણા સંભવો હતા, પણ નીશાળ્યા તરીકે તેને હોટેલમાં કોઇએ જોયો નહિ હતો ને બધાં તેને પ્રીન્સની દીકરી તરીકે માનતાં હતાં, એટલે છોકરાના વેશમાં તેને હોટેલનો કોઈ વેટર સમજી લઇ ત્યાંના લોકોએ તેની પર ઝાંખીને જોવાની પરવા વટીક કીધી નહિ.

તેને મેડમ વેલેનટીનના ઘરની સામેની બાજુએથીજ પોતીકો કદમો ઉઠાવ્યા, છતાંબી તેની નજર તેની પાસેથી પસાર થતી દરેક ગાડીપર ચકરાવો લેવામાં હાંપ નહિ ખાતી હતી.

જેવો તે એક લંબાણ ઝાડોની ઘટાથી રળીયામણો રસ્તો પસાર કરી "પ્લેસ ડીલા કોનકોર્ડ" નામના રસ્તા પર પોતીકી સબકતી નાળ મુકતો હતો, એટલામાં તેને ખાલી ધખારો ગયો કે બે ઘોડાની ફાંકડી ગાડીમાં

ડેવીડ મોરટીમર મેડમ વેલેનટીન સાથે આવતો હતો. તે ત્યાંથી નાનકડી ગળી ઘુંચીમાં છુપાઈ જવાની તદબીર રચતો હતો એવામાં એક બે ઘોડાનો ગાડીનો તેને ધકકો લાગો, ને ધક્કા સમેતજ તે અફળાઈને પથ્થરપર લોકના ટોળાં વચ્ચે પડયો. બેશક તેનું મગઝ સખ્ત થબકાયું હતું અને તેના દીલપરથી ચાક ફરી ગએલું હોવાથી તેની હાલત ત્યાં નહિ વીસતારી શકાય તેવી હતી. તુરતજ ગાડીમાં બેઠેલાં મુરબ્બી મહેરબાનોએ તેને ઉંચકી લીધો ને તેની સારવાર કરવા મંડી ગયાં.

કલોડને આવી રીતે ફીકકો ને શાંત પડેલો જોઇ ગાડીમાં બેઠેલા તે મુરબ્બી મહેરબાન બાપની સુનેરી બાલવાળી ખુબસુરત બેટીએ આંખોમાં આંસુ સહીત પોતીકા પીતાને કલોડને માટે દાકટરની મદદ મંગાવવાની અરજ કીધી.

"પપા, જોઓની એ બીચારો મરી ગએલો દીસેછ." અને ત્યારબાદ લોકોના ટોળાં તરફ ફરીને તેણીએ કાકલુદી ભરી અરજ કરતાં કહયું, "કોઈ દાકતરને બોલાવી લાવવાની તસ્દી લેશો, એક નારદોશ જીવને બચાવાનું પુન લેશો!"

"દીકરી એલા તું ગભરા ના, આપરે એ છોકરાને આપરે ઘરેજ લઈ જઇશું."

તેણીના પીતાએ તેણીને શાંત કરતાં કહયું, "બેટસ કહેછ જે ધાસ્તી જેવું કશું નથી, આપરે ઘરે જઈને દાકતરને બોલાવી એની સારવાર કરાવીશું ને પછીથી એના માબાપની કેડખબર કાઢી તેને સ્વાધીન કરીશું. બેટસ જરા એને સંભાળીને આપરી ગાડીમાં મુકતો!" અને બેટસ કોચમેને પોતીકા શેઠનું ફરમાન માથે ચઢાવવામાં પોતીકી ફરજ જોઈ. તુરતજ એલાએ તે નીરદોશ કમનસીબ બેટાનું જખમી થએલું સર પોતીકા ખોળામાં મુકયું ને તેની પાસેજ પોતીકી બેઠક લીધી, અને જયારે તેણી ગાડીમાં બેઠી બેઠી તેને જોવા લાગી ત્યારે તેણીની ચશમોમાંથી હેતના અનેક મોતીઓ ખરી પડતાં હતાં.

"પપા, તમો શું ધારોછ એ બીચારાને કેવું દુખ થતું હોશે!" ગાડીને હોટેલ તરફ વાંક લેતાં જોઇ એલાએ બાપને સવાલ કીધો.

"દીકરી મારી શાંત થા. એ બીચારો બેહોશ હાલતમાં પડયો છે એટલે એને એની હાલતનું કયાંથી ભાન હોય!"

"પણ પપા આપરે કેમ કહી શકયે કે એ જીવે છે!"

"દીકરા આપરા બેટસપર મને ભરોસો છે. એ ખાતરી આપેછ કે છોકરો જીવતોજ છે, જો કે એને ઇજા બહુજ ગંભીર પ્રકારની થઇછ."

બુઢાનો બેટસપર બેહદ વીશવાસ હતો ને તેથી તે હમેશાં આવી બાબદમાં તેનુંજ મત લેતો હતો, સબબ કે તે આ વખતે કોચ બાકસપર ગોઠવાયો હતો, અને વળી તેવી એક ફ્રેંચ કોચમેનનો જોડીદાર તરીકે ગોઠવાયો હતો.

"મીસ લયુકાસ એ છોકરાની સારી બેનીજ માવજત કરશે પપા. તેણી

નર્સીંગમાં બહુજ કેળવાયલી છે ને મારા મત મુજબ તો બેટસ કરતાં એ કામમાં તેણી સરસાઇ સહેલાઇથી ભોગવી શકે." એલા બોલી.

"હુંબી એમ ધારૂં છ" હોટેલમાં પહોંચવાની ઉલસાહમાં કમન્યો જવાબ દેતાં સર વાલટર લાઈલ બોલ્યો.

જો કે ગાડી હંકારી જવા આગમચ કોચમેન બેટસે દાકટરને બોલાવા ગએલા આસામીને સર વાલટરના મકાનનો પત્તો આપ્યો હતો અને તેનાજ પરીણામે, તેઓના ઘરે પહોંચવા સમેતજ દાકટરની તેઓને મદદ મળી હતી. દાકતર સાહેબ છોકરાને થએલી ઈજાનું લંબાણથી બ્યાન કીધું હતું, અને તેના સગાં વાહલાંને શોધી કાઢી તે બાળકને તેઓને સોંપી દેવા ફરમાવ્યું હતું. વધુમાં તેને કેસને બહુજ ધાસ્તીભર્યો ઓળખાવ્યો હતો ને તુરતજ કોઈ ચાલાક નર્સની સારવાર હેઠળ તેને સોંપવા ફરમાવ્યું હતું.

મીસ કેટ લ્યુકાસ જેણીને એલાની ખીદમતમાં એક ગવરનેસ તરીકે રાખવામાં આવી હતી તેણી આ વખતે કંઇ કામ સારૂ બહાર ગએલી હતી. પણ તેણીના આવી લાગતાંજ તેણીને સર વાલટરને એલાએ આ અકસમાતથી વાકેફ કીધી હતી.

"જો આપણે એકાદ બે દીવસમાં આ બચ્ચાંના સગાં વાહલાં યા દોસ્ત આસનાવોનો પત્તો નહિ મેળવી શકયે તો મીસ લ્યુકાસ, આશા છે કે તમો આ નીરાધાર બાળકની સારવારનું કામ માથે લેશો" બુઢા સર વાલટરે મીસ લ્યુકાસ ને નરમાશથી અરજ કરતાં કહયું, "હું ખરચ કરવા બીહુતો નથી ને તમારેબી તેની ક્યાસ રાખવી નહિ, ખુદા કરે ને આ બાળક આગળ મીસાલજ સાજું થઇ ફરે હરે એ જોવાને આપણે બધા ખરાં મનથી ખુશી, આપરો ખુદાબી ખુશી."

"હું મારૂં બનતું કરીશ મારા મુરબી" લ્યુકાસે સર વાલટરની અર્જનો બહુજ શાંત મને જવાબ આપતાં કહયું, "કદાચને એ છોકરાને મેં પહેલેથીજ જોયો હતે તો મારા કામમાં બહુજ સવળતા થતે, સબબ કે હું દાકતરને જાતે મળી એનો આખો કેસ લંબાણથી રજુ કરી શકતે, જો કે સહુરાગાત વગર હું એમ તો કહી શકું સાહેબ કે વરી મારા જેવી વીશવાસુ નર્સ તમોને થોડીજ મળશે."

તેણીએ ચપટું મુકયું, જે ભોલો બીચારો સર વોલટર કમનસીબે સમજી શકયો નહિ. તે તેણીની ઝબાં દરાજીપર અંજાઇ ગયો હતો, અને બન્ને બાપ દીકરીને તેણીનીપર અપુર્વ વીશવાસ હોવાને લીધે તેઓ બન્ને તુરતજ તેણીને તે છોકરાના ઓરડામાં તેણીના કહેવા મુજબ લઈ ગયાં.

ખુદ કેટ લ્યુકાસના ચહેરાપરથી તો ભલો ધનેતરબી નહિ પારખી શકે કે તેણી તે છોકરાને ઓળખવાનું માન ધરાવતી હતી, યા તો તે રેશમી ટકીયાપર આરામ લેતા નીરદોશ ચહેરા સાથ સમાગમમાં આવી હતી. જો કે તેણીએ

આવું ડોળ ઘાલ્યું હતું છતાંબી તે પીલી ચમકદાર આંખ્યોએ તો તેણીને સહેજમાં પીછાણી લીધી હતી પણ અફસોસ કે તેની ઝબાં આ ટકે ઉપડી શકી હતી નહિ.

દાકતર સાહેબે મીસ લ્યુકાસને સઉથી સરસ નર્સ તરીકે ઓળખાવી તેણીને સાતમે આસમાને ચઢાવી હતી. પણ આ કહેવાની ફરેસ્તાઈ ખસલતની સુફેદ મક્કારને પીછાણવાને પ્રીય વાંચક હવેથી તને પુરી તક હાથ આવનાર હોવાથી હું તેણી પર લંબાણથી બોલવા ચાહતો નથી. તેણીના દીલમાં દયા જેવી વસ્તુ હસ્તી ધરાવતી હતી નહિ. તેણીને એટલો સધ્યારો હતો કે કોઈબી રવેસે લાઈલ કુટુંબે આ છોકરાને બચાવી લીધો હશે ને તેથીજ તેણી દેવીડ મોરતીમર જેમ દોરવે તેમ દોરવવા ખુશી હતી, અને પોતીકે સારૂ નર્સની નોકરી શોધી કાઘનાર તેણીના ભલા બચાવનારની ખીદમત બજાવી એહશાનનો બદલો વાળવા તેણી તલપી રહી હતી.

"દાકતર સાહેબ મારે ડરેશ બદલવો જોઈએ કે જેથી આ બચ્ચાંની સારવાર કરવાનું મને બની આવે! હું લાંબો વખત લઈશ નહિ."

અને દરેશ કરવાને બહાણે તેણી પોતીકા ઓરડામાં ગઈ, ને તુરતજ પ્રીન્સ ઝારટોવના નામ હેઠલ દેવીડ મોરટીમર પર એક લંબાણ કાગજ ચીતરી કાઢયું જેમાં તેણીએ અકસમાતની બાબદને જેમ બને તેમ ટુંકમાં દરશાવી પોતાને સોંપવામાં આવેલું કલોડની સારવારનું કામ વીશે ઇશારો કીધો હતો, અને ત્યાર બાદ તુરતજ હોટેલના નોકરને બોલાવી તેણીએ તેને તે કાગજ પ્રીન્સ ઝારટોવને હાથો હાથ પુગાડવાનો હુકમ કરી તેનો ખીસો રૂપાંબાઈથી મગન કરવા જેવી રીતે ભર્યો હતો.

ફ્રેંચ ખીદમતગારે કમનસીબે આ કાગજને કાંઇક મોહબતી રૂકકો સમજી તેને બરાબર પહોંચાડવાના સોગંદ લીધા હતા, અને આવી રીતે ભવીશમાં તેણીના એક સાચ્ચા સલાહકાર તરીકે તેણીએ આ ભોલા ફ્રેંચ ખીદમતગારને પોતીકી બાજુમાં જીતી લીધો હતો.

તુરતજ દરેસ કરી તેણી કલોડના બીછાના પાસે જઇ મોરટીમરના જવાબ માટે આતુર બની બેઠી પણ જવાબ ત્યાંથી આવતાં સહેજ વખત લાગો હતો, કેમ તો મોરટીમર સાહેબ ઘણું ખરૂં બપોર ને સાંજ મેડમ વેલેનટીન સાથેજ ગુજારતા હતા.

અંતે તેણીને તરસાવનારો પાપી રૂકકો ડોળા તણાવીનેબી તેણીની ખીદમતમાં હાજર થયો, જે તેણીએ બેહદ આતુરતા વચ્ચે પોતીકા સુરંબી તરફથી કાંઇક નવું સમજવાની તલબ સાથે ઉખેડયો જે નીચે મુજબ હતો.

"વહાલી કેટ,

મને એમ લાગેછ કે તું ઘણીજ સગકતી ઘડીમાં નર્સ તરીકે રહેવા પામીછ, તે છોકરો તેની છેલ્લી સખ્ત સજા બાદ મારા આસરામાથી નાસી ગયોછ એમ

દીસે છે. કોઈબી રવેશે જો બાબદ ઘણીજ ગંભીર થાય તો એને ત્યાંજ રખાવવાની સંભાળ લેજે. આથી મારી મતલબ સરશે ને વધુમાં મને લાઈલ કુટુંબ સાથે દોસ્તી પડશે, મને હાલમાં એની કશીબી જરૂર નથી. કોઈબી રવેશે બાજી હાથથી નહિ જાય તે પર દરયાફ્ત કરજે, હજુ તો ભત્રીશ ખેડી ખાવાનું છે. એ કદાચને તુને નહિબી ઓળખી શકે સબબ કે જ્યારે મેં એને ખુલોંમાં તારી દેખરેખ હેઠલ સોંપ્યો હતો ત્યારે એ સહેજ ચીક હતો. ખાતું કેમ ચાલેછ તેની વારંવાર મને ખબર આપતી રહેજે, ને આ કાગજનો સદાને માટે નાશ કરજે.

દી. એમ."

તુરતજ તેણીએ તે કાગજને મગઝના ઉંડાણમાં ઉતારી મોરટીમરના હુકમ મુજબ તેને સગડીમાં બાળી નાખ્યો. દેવીડ મોરટીમર પેરીસમાં શું દોહરૂં દોહવતો હતો તેથી તેણી બીલકુલ બીન માહીતગાર હતી, સબબ તે પોતીકી હીલચાલનો ઈશારો વટીક કોઈને નજર પડવા દેતો હતો નહિ.

મેડમ વેલેનટીન સાથની તેની દોસ્તી બાબે તેને કેટને જરાબી ખબર આપી હતી નહિ. સબબ તે જાણતો હતો કે કેટ તેને ચાહતી હતી ને તેથીજ તે પોતીકી મતલબ મેળવવા અદેખાઈની નવી ચેહ સળગાવા નાખુશ હતો.

કલોડની ન ધારેલી નાસભાગે બાબદને ઓરબી ગંભીર બનાવી હતી, છતાં લાઈલ કુટુંબ સાથે તે સમાગમમા આવ્યો એ તેને માટે થોડીક મગરૂરી લેવા જેવો બનાવ નહિ હતો, પણ આ વખતે પોતીકો કાતીલ કીનો લાઈલ કુટુંબ પર લેવાને દેવીડ મોરટીમરબી કાંઈ કમી પાટયાં ગોઠવતો ન હતો.

નાસીપાસી જેવી ચીજ પોતીકી જીંદગાનીમાંબી તેને જોઈ ન હતી. દરેક કામમાં ફતેહ તેની પડખે રહેતી હતી અને એક પળ વટીકબી તેને એવો ખ્યાલ નહિ ગયો હતો કે કોઇ કોઇ વાર ફાંકડામાં ફાંકડી કળાબી સત્યાનાસીનો સોદો છે.

## પ્રકરણ ૧૫ મું.

બચાવ હરદમ તું દુશમનથી, કરૂં સીફત હું તારીરે.
બળા મુજની તું તાળી દે, રહેબર લે દાદ મારીરે.

કલોડની જતન મીસ લ્યુકાસ અને દાકતર સાહેબ તરફથી આવેલી નર્સના ભેગાં બળથી બહુજ સંભાળથી લેવામાં આવતી હતી, અને એજ સારવારના શુભ પરીણામ તરીકે ટુંક મુદતમાં આ નાનકડો જવાન્યો ધાસ્તીની ખાહી ઓળંગી ગયો હતો, અને હવે તેને ફરીને તંદરોસ્ત બનાવાના ઝાંપતા ઉપાયો શરૂ થઈ ચુકયા હતા.

જો કે સર વાલટર લાઈલે તેના માબાપને સગાવાહલાંની પરપુચ્છ કરવામાં ધરતી વટીક ધુળાવી હતી પણ જ્યારે તેને પોતીકી બેહદ નાસીપાસી વચ્ચે જોયું કે આ નીરાધાર બાળકનું કોઈબી વંશવારસ ત્યાં હસ્તી ધરાવતું હતું નહિ ત્યારે તેને વધુ બાતમી મેળવવાનાં વલખાં મારવાનું મોકુફ રાખ્યું.

પણ હજુ તો એક સવાલનો તે ફડચો લાવે તેટલાં તો બીજું હકતેખાન તેની સામે દાદ લેવા આવી ઉભું હતું, ને તે કમનસીબે આ નાધણીયાની સાજા થવા પછીની હાલત હતી. જેમ જેમ તેના દીલમાં તાકાટ આવવા લાગી તેમ તેમ તે પોતીકી મગઝ શકિતમાં મંદ બનતો ગયો, તે બાબદ જેવી કેટે જાણી તેવીજ તુરત તેને દેવીડ મોરતીમરને તે વીષે લખી જણાવ્યું, જેને જવાબમાં તેણીને દીલાસો દીધો હતો કે જે માંડું બનતું હતું તે તેનો ફતેહમંદીનો પાયો એરબી મજબુત કરતું હતું. મામલો બહુજ ચીંતાતુર બનતો ગયો, સબબ તેનું વાજબી સેવટ કેમ લાવવું તે લાઈલ કુટુંબનું કોઈબી વંશવારસ સુચવી શકયું નહિ.

એટલું તો ખરૂ કે બુઢો સર લાઇલ બહુજ દયાળુ દીલનો આદમી હતો, અને તેથી વધુ તેનું લખ્તે જીગર એલા ગરીબોની એક સાચ્ચી ખેરખાહ હતી. તેણીએ મન સાથ મકકમ કસદ કીધો હતો કે તે જવાન્યાને પોતીકી નજરથી દુર કરવા દેવો નહિ, ને તે બાબે તેણીએ પોતીકા પીતાનું ધ્યાન ખેંચવાનો ખ્યાલ દોડવ્યો હતો.

તેણી હંમેશાં તે જવાન્યાના બીછાણા પાસે બેસતી હતી, અને તેનો વખત સોહવાવા કંઈક રમુજી એલાર પેલાર ચલાવતી હતી. તેણીએ તે જવાન્યામાં પોતીકો એક અચ્છો સાથી શોધી કાઢયો હતો, અને કુદરતના આ બન્ને બુલકાંઓ એક બીજા સાથે જનમથીજ દોસ્ત હોય તેમ હેતપ્રીતથી હળાતાં ભેળાતાં હતાં.

"અને શું તમારા માતા પીતા કોઇજ નથી," તેણીએ કંઇક વાત પરથી વાત કાઢતાં એકાદ દીવસે કલોડને ઉપલો સવાલ કીધો, પણ નાસીપાસીને ધુંચવાડાની વાદળી તેના મગઝ પરથી પસાર થતી જોઈ, તેણીએ તે બાબદ સદાને માટે પડતી મેળવવામાં બન્નેનું સુખ માની લીધું.

એક દીવસે કલોડે પોતે તેણીની આગળ વાત છેડી.

"મને જણાવવાની મહેરબાની કરશો કે હું અહીં કેમ આવવા પામ્યો?" તેને તેણીને માયાળુ ઢપે પુછ્યું જેના જવાબમાં એલાએ લંબાંણથી આ અકસમાત બાબેનું બ્યાન તેની પાસે કીધું.

"ઘણુંજ અજાયબ જેવું, મને તો જાણે તમે કંઇક નવી વાતનું મંડાણ કરતાં હોવ એમ લાગેછ. અકસમાત શું ને આગાહી શું! મને તેનો સહેજબી ખ્યાલ નથી."

"નીરદોશ કમનસીબ," કદાચને તમો નહિ જાણુતા હોય. પપાનું કહેવું છે જે તમો સદા હવે અહીંજ હમારી સાથે રુહેજો. મને હંમેશાં એક સાથીની જરૂર

હતી, પણ તમારી જયારથી દોસ્તી પડીછ ત્યારથી હું ખુદાના શુકર કરૂંછ જે મને મારો સાથી મળ્યોછ, તમારે હવે મારા ભાઇ તરીકેજ લોકોમાં તમોને ઓળખાવું પડશે."

કલોડ પોતીકી દીલગીરીમાંબી પોતીકું હસવું છુપાવી શકયો નહિ, છતાંબી તેને શાંત રહેવામાંજ ડાહપણ માન્યું.

"ભઇ પણ તમારૂં નામ શું!"

"મારૂં નામ મનેજ ખબર નથી."

"ચાલો ત્યારે હું તમારે માટે એક ફાંકડું નામ શોધી કાહું. એક વખત મારી પાસે એક બહુજ સુંદર બાબો હતો, અને તેનેબી હું ફીલીપને નામે બોલાવતી હતી, હું આ નકલી બેબીને બીજી બધી ડોલીઓમાં પહેલી જગ્યા આપતી હતી, સબબ તે માટે મારો ચાહ બેહદ હતો, અને તેથીજ હુ તમોનેબી હવેથી ફીલીપના લાડકાં નામથીજ ભવીશમાં બોલાવીશ. તમોને પસંદ પડશે કે!"

"ઓહ ઘણુંજ! પણ મને તો બા મારૂંજ નામ જાણવાની તલબ છે છતાં બી જો તમોને એ નામ પસંદ......"

પણ તે અહીંજ અચકયો સબબ તેનું જીગર તેણીની તરફ હદ બહાર દોરવાઇ ગયું હતું. તેને તેણીના સુનેરી બાલો પર એક ઉડતી નજર નાખી, જેમાં તેને જોઈ લીધું હતું કે કોઇબી એલાના સખુનને પડતો નાખવા તેનું જીગર રાજી હતું નહિ.

"ચાલો ત્યારે હવે તમોને ફીલીપ તરીકેજ હુંબી ઓળખશ. કેમ ફીલીપ તમોને મારે કાજ ફીલીપ બનવા ગમશે કેની!"

અને તુરતજ તેણીના સખુનને તેની તરફથી બહાળી મળતાં લાઇલ કુટુંબમાં તેને ફીલીપ તરીકેજ થોકી બેસાડવામાં આવ્યો. જે પછી લાઇલ તોલકીએ થોડાંક અઠવાડયાં પેરીસમાં કાઢયાં ને ત્યાંથો તેઓ રોમ ઉડાંગરી કરી ગયાં, જ્યાંથી પાછા રીવરવે હોલમાં તેઓની આમદ વસંત રૂતુમાં થઇ હતી.

અલગતાં આ ફેરફાર સાથે નાના કલોડ જેને ભવીશમાં હવે ફીલીપના નામથીજ ઓલખશું તેની તબીયતમાં બહુજ મનન કરવા જોગ ફેરફારો થયા નવી સોસાયટીમાં નવી ઓળખ વધવા સાથે દીનપ્રતીદીન તે મોટાઓના સમાગમમાં આવવા લાગો. બેશક એલાની સંગત તેને માટે બહુજ ઉત્તમ તંદરોસ્તીનું ધામ હતું, તે હવે ફીલીપ એનસ્લે તરીકે લાઈલ કુટુંબમાં અંજાણ નહિ હતો. બન્ને એલીને ફીલીપ એક બીજાની સોસાયટીમાં બહુજ ઉતસાહ લેવા લાગાં ને એક બીજાનું ખરૂં સુખ હમેશાં સાથેજ રહેવામાં સમજવા લાગાં.

આ વખતે કેટ લ્યુકાસની વલાણ તરફ નજર ફેંકતાં આપણે જોઈશું કે તેણી બીલકુલ આ બાબદ પર ગંભીર હતી ને ડેવીડના વધુ હુકમ માટે તેણી ખોટી હતી, પણ તેના તરફથી તેણીએ કશુંબી સમજ્યું હતું નહિ. જો કે તેણીએ ફ્રેંચ ન્યુસ પેપરોમાં વાંચ્યું હતું કે પ્રીન્સ ઝારટોવે એક બહુજ વીશવાસુ જરમનના

કુડચાં ઉડાર્યાં હતાં પણ તેની વધુ હીલચાલનો કકકોબી તેણીને કાને પડયો નહિ હતો.

તેણી એલાને તેણીના નવા ભાઈ ફીલીપને રોજ જુદી જુદી ભાશાનું જ્ઞાન આપતી હતી, અને જો કે ફીલીપ આગલા બનાવ વીશે હાલમાં બીલકુલ બેખબર બન્યો હતો, છતાંબી તેને ફ્રેંચને ઈટાલીયન ભાશાના થોડા ઘણાં પાઠો મોંઢે હતા. બીજી બાબદોનો તેને અભ્યાસ કીધો હતો, પણ વખતના વહેવા સાથે તે મગજમાંથી ભુસાઈ ગયું હતું.

આ વખતે સર વાલટર લાઈલની એક બાબદે ખાતરી થઈ હતી કે છોકરો બીલકુલ ખાનદાની છે, જો કે કોઇ કોઈ વખતે તે નહિ સમજ પડે એવા ટાહુકા ટુચકાના બોરંગા ફેંકતો હતો, છતાંબી તેને જોઈ લીધું હતું કે છોકરાની એવી એકબી વલાણ થપકાને પાત્ર નહિ હતી.

એક ચીજ તેના બાબમાં બહુજ ધ્યાન ખેંચનારી સર વાલટરે જોઈ હતી ને તે એ કે જ્યારે લોકો ઘણા ગુસ્સાબાજ હોય ત્યારે ફ્રીલીપ કંઇક ન ધારેલા ગભરાટમાં ગભરાએલો દીસે. અને તેની આવી અજાયબ પ્રકારની રીતી બાબે બે ત્રણવાર તેને કેટ લ્યુકાસનુંબી ધ્યાન ખેંચ્યું હતું.

"તમો ધારોછ કે આપણે ત્યાં આવવા આગમચ તેની પર બહુજ સીતમ વરસાવવામાં આવ્યો હતો યા જાસ્તી ગુજારવામા આવી હતી. કેટ !"

"નહિ સાહેબ હુ તો એક ઘડીબી તેવું માની શકું નહિ"

"પણ મેં એની કાંડી પર કંઇક બહુજ ગંભીર પ્રકારના જખમો એની માંદગીમાં જોયા. પહેલે મને એમ લાગું કે કદાચને તે અકસમાતનું પરીણામ હશે. પણ પાછીથી મેં જોઇ લીધુ કે આ કોઇ કરપીણ ઈનિશાનની કરપીણ સજાનું પરીણામ છે. જો તેવું મને માલમ પડશે, ને મારી ખાતરી થશે તો હું કદીબી એને એના સગાંવહાલાંઓના હાથમાં જવા દઇશ નહિ" બેશક સર વાલટરે સહેજ જવાબમાં સખ્તાઇ વાપડી હતી પણ કેટે તે મનપર લેવાની જરાબી દરકાર કીધી નહિ.

"સાહેબ વખત આવતાં સગાવાહલાંઓ, તમોને તેનો કબજો તેઓને સોંપવાને ફરજ પાડશે."

"કોઇ ચીઈઇજ નહિ—હું પુરવાર કરીશ કે તેવા દયાહીણ આદમીઓ બચ્ચાંની સંભાળ લેવાને લાયક નથી. મારૂં પોતીકું મતબી એજ છે કે હું એ છોકરાથી છુટો પડવા નારાજ છું. મનેબી એ બચ્ચાંની મોહીની લાગીછ, ને વધુમાં મારી દીકરીબી એને નહિ ધારેલા વાહલથી ચાહેછ. મને લાંબા વખતથી એક દીકરાની હોંશ હતી તમો જાણોછ કેટ!"

"બચ્ચીતજ" તેણીએ ટુંકમાં પતાવ્યું; ને વાતપર પરદો પડયો.

વખતના વહેવા સાથ તેની તબીયતમાં અજાયબ પ્રકારનો સુધારો થયો. તેની ગુમ થએલી યાદદાસ્ત શકિત ફરીને તેના દીમાંગમાં જાગરૂત થએલી જણાઈ, અને આવાં

સુખની રેલછેલ છતાં ફીલીપના મનમાં એ ખતરો રહી ગયો કે મોડે વહેલે ફરીને તેના કીસમત પર તડાપ પડશે. કોઇબી સગુંવાહલું નીકળી આવી આ માયાળુ મુરબ્બીઓની સોડમાથી તેને નારાજ કરી લઇ જશે, અને તેથીજ તે વારે ઘડીએ એલાને તેઓથી છુટો નહિ કરવા કાકલુદી ભરી અરજ કરતો હતો.

"જરાબી બીહ ના ફીલીપ વાહલા,—જો કોઇબી તુને લેવા આવશે તો હમો કહીશું કે એની હમોથી છુટાં પડવાની જરાબી ખુશી નથી. આ દેશમાં રઇયતનું ચલણ છે; અને દરેકની પોતીકી મરજીને અમલમાં મુકવા દેવામાં કાયદો વચ્ચે પડી શકતો નથી. આપરા પપા દુનિયામાં મશહુર છે, ને એઓ સામે કોઇનુંબી ચાલી શકવાનું નથી.

અને આવા ધીરજ આપનારા શબ્દો સાથેજ ફીલીપે મગઝમાંથી દુર થવાના ખ્યાલને રૂખસદ આપી. બેશક ઘરમાં એકજ આદમી તેને આવી રીતે અમન ચમનમાં ઘુંટાએલો જોવાને નારાજ હતું ને તે તે દુનિયાની અનેક ખુબસુરત મક્કારોમાની એક કેટ લ્યુકાસ હતી. તેના જીગરમાં તેણીને જોતાંજ કંઇક ખતરો રહી ગયો હતો, ને તેની આગળી તવારીખ બાબેનો ખ્યાલ આ પાપીણીનો પાપી મુખડો તેના દીમાગમાં સજીવન કરતો હતો, છતાંબી તે સંપુર્ણતાની ટોંચે મુકાઇ શકયો નહિ હતો, સબબ તેને જોયું હતું કે એલા ને તેણીનો પીતા તેને બહુજ માન આપતાં હતાં ને તેથીજ તેને તેણીની પર શક લાવવાના ઇરાદાને સદાનો મનમાથી સળગાવી મુકયો હતો. તે કેટને માન આપતો હતો છતાંબી તેણીથી દુર રહેવાને તે બહુજ સંભાળ લેતો હતો. એક દીવસે કેટે તેની ગુમ થએલી યાદદાસ્ત ફરીને સજીવન થઇ છે કે નહિ તેની કસોટી કરવા તેને એલાના સુંદર પોશાકમાં સજ કરી જોવાને અખતરો અજમાવ્યો, અને એલાને એમ સમજાવી લીધી કે તેણીએ બે ઘડી ફીલીપને એક પ્રીન્સેસ તરીકે બોલાવવો.

"આપણે થોડો વખત ફીલીપ ભઇને પ્રીન્સેસ મીલા તરીકે ઓલખીશું" અને આ વખતે તેણીએ પોતીકા ડોળા ફીલીપની હીલચાલપર ટાંકેલાજ રાખ્યા.

"ઘણુંજ સુંદર નામ" એલાએ ખુશહાલી જાહેર કરતાં કહયું.

"શું! પ્રીન્સેસ મીલા." ફીલીપે ફીક્કા પડી ગએલા હોઠો વચ્ચે કહયું— "જે પ્રીન્સેસ."—

અને વધુ બોલવા વગર તેને તે ફ્રોકને પોતાના આંગમાંજ ચીરી ફાડીને ટુકડા કરી નાખ્યો.

"નહિ મને બીલકુલ પસંદ નથી. હું નારાજ છુ" ફીલીપે ગુસ્સે થતાં કહયું.

"પણ એમાં ખોટું શું છે ફીલીપ!" એલાએ સવાલ કીધો.

"નહિ એલા, મને મુદ્દલજ ગમતું નથી. ઓહ હું ધારતો હતો કે હું બધું ભુલી ગયો." તે તુરતજ ત્યાથી ઉપલા શબ્દો ઓચરી પોતીકા ઓરડામાં ભીણાએલી આંખ્યો સહીત ચાલી ગયો, જે વખતે તેને જોઇ લીધું કે કુદરતે તેની ગુમ થએલી

શક્તિ ફરી સજીવન કરી તેના પર મોટું એહશાન કીધું હતું. આખો દીવસ તેને ફરીને દીલગીરી ને ચુપકીદીમાં પસાર કીધો, ને એહાની દરેક કોશેષો છતાં તે પોતાને ફરીને શકમંદ બનાવી શકયો નહિ.

એક વખતે તેને ગુસ્સાના અવેશમાં તેણીને જોરથી એક આંચકો માર્યો પણ બીજીજ પળે તેણીની માફી માંગી તેને પોતીકી ભુલ સુધારી.

અને તેજ રાતે બીછાના પર પડતાં કુદરતની જનાબમાં રડતી ચશમો સાથ તેને એજ દુવા ગુજારી કે!

"ઓ કુલ દુનિયાની સરજતના સુકાની પાક સરજનહાર, ફરીને મારી આગલી હાલત મારી પર મોકલતો ના. ઓ કદીને મને તેનો ખ્યાલ દેવાડતો ના,-કદીને મને કંગાળ બનાવતો ના."

## પ્રકરણ ૧૬ મુ.

એથી શું સંસારમાં બીજું સોઘું સુખ.
સુકી સેજ ધીરજની ને ચમની નીમક ભુખ.
એ પર જે નીરાંત કરે, જગમાં કાઢે નામ.
ધનભુખી જગત ફરે, મળે નહિ માંગ્યું ગામ.

ઉનાળો ને શીયાળો એ બન્ને ભાઈઓએ જુલીયટ ગોલ્ડસ્ટેનની પુરી કસોટી કીધી હતી. તેણીની આગળી સહી મીટીઓએ તેણીની પર સદાનો પુરોજ મુકયો હતો, ને જે એકળ દોકળ નવાં દોગાંઓ રહી ગયાં હતાં તેઓબી તેણીની રેશમી કોથળીના ખણખણાટ પરજ ખંચાએલાં હતાં.

બેશક ગોલ્ડસ્ટેનના અચાનક મોતે લોર્ડ હીડનની હાલત બહુજ કઢંગી બનાવી દીધી હતી. તેને જે બદલો ગોલ્ડસ્ટેનને જુલીયટ સાથે શાદીના ગાંઠથી એક કરી મેળવવાની ખાહેશ રાખી હતી, તે પર હવે ઝાડ ઉગી ગયાં હતાં, અને હવે ચોરને પોટલે ધુળની ધુળ તેમ ધુળને માટી સીવાય તેના સારૂં કાંઈબી ફાજલ હતું નહિ. પણ આ બધાંમાં જુલીયટને ફાયદો થયો હતો, જો કે તેણીના ધણીના ખુનમાં તેણીનો હાથબી ખરદાએલો હોવાની લોકો તરફથી છડે ચોક જાહેરાત આપવામાં આવી હતી. લંડનની સોસાયટીમાં તેણીની હાલત કઢંગી થઈ પડી હતી, અને હવે બહારગામમાંજ ફરી હરી અયશઆરામમાં જીંદગી ગુજારવા સીવાય લંડનમાં તેણીના તકદીરનો ખુરશીદ સદાને માટે વાદળામાંજ રોશની દેતો હતો. એનેવે સાહેબેબી તેણીનો ખ્યાલ સદાને માટે પડતો મેલ્યો હતો અને તેણીની આટલી વારે ઘડીએની તેણીને મળવાની અરજીઓ છતાં તેને જયારે એક શબ્દ વટીક લખવાનું મુનાસેબ નહિ ધાર્યું ત્યારેજ તેણીએ એમ માની લીધું કે તેમી

તેણીના દુશમનોની પક્ષમાં જોડાયો હતો.

તેણીની ગેરહાજરીમાં તરેહવાર ગુલબાનો તેણીને માટે ઉડી રહયાં હતાં, પણ શ્યાની જુલીયટે સહનસીલતા દેખાડી તે સઘળાંનો કશોબી જવાબ વાળવાની કોશેશ કીધી હતી નહિ. આ વખતે તેણીને એક સખ્ત સલાહકારની વીશેષ જરૂર હતી પણ અફસોસ કે ફુટાં કીસમતને સબબ સલાહની મટકીજ તેણીને કાજ તો ફુટેલીજ હતી.

લોર્ડ હીડનેબી તેણીને આ મુશકેલીમાંથી છટકવાને કંઇક ઉપાયો સુચવ્યા હતા પણ તેણીએ ધીક્કાર સાથે તેના ઉપાયોને જડમુળથી ઉખેડી નાખ્યા હતા ઘણાંકો આ જુલીયટ જેવી રેશમી કુળને નીચવવાની વેતરણ કરી રહયાં હતાં, પણ તેઓનાં બાઝમાં ફુટયાં બદલ ઝુંટયાંનોજ સરપાવ લેખાયો હતો.

શીયાળો વીટવા કેડે જુલીયટે લંડનની બહાર સફર કરવાની તૈયારીઓ કીધી હતી. શીયાળા પછીની મોસમ તેણીએ સેંટ પીટરસ્બર્ગમાં રશીયન ઉમરાવજાદી સાથે મોજ શોખમાં કાઢી હતી, કે જે ઉમરાવજાદીને ઓલખવાનું માન તેણીને લંડનમાં પહેલવહેલીવાર મળ્યું હતું. તેઓએ ત્યાંજ વળતી મોસમ વેનીસમાં ગુજારવાનો ઠડાવ કીધો હતો.

એક દીવસ જયારે ઉમરાવજાદી ઓલગાને જુલીયટ બન્ને ગ્રાંડ કનાલ આગળથી પસાર થતા, હતા તે વેળાએ તેઓની નજર અચાનક એક સામી બાજુએથી પુર ઝડપે જતી બગીપર પડી, જેમાં લેડી મેરી બ્લાથીવાઇટ ને તેણીનો ભાઇ, મીસીસ બીઝાંટ ને પેટરીક ગ્રેનેવે ગોઠવાયાં હતાં તેઓ આ બન્ને એકળદોકળ બગડી આગળથી હંકારી જતાં હતાં, અને સામા સામી નજર એક થવાથી અરસ પરસ સાહેબ સલામની અદલાબદલી થઇ હતી.

ઉમરાવજાદી ઓલગાને આ બનાવથી બહુજ અચરતી ઉપજી. સબબ તેણીએ તેઓ સઘળાંને લંડનમાં જુલીયટ સાથે છુટથી હેળાતાં ભેળાતાં જોયાં હતાં, પણ ઢાંકણુ હેઠળબી ઢાંકણુ ઢંકાએલું હોશે એવો કંઇક તેણીને શક ઉપજ્યો, અને તેથીજ તેણીએ તેઓના ઘરનો પત્તો મેળવી તેઓને પોતીકે ત્યાં બોલાવી, જુલીયટ તરફ ધીકકારની લાગણી દરશાવવાનો સબબ પુછવાનું બીડું ઝડપયું.

તેણીના લગન આગમચ ઉમરાવજાદી ઓલગા એક સાધારણ નાચનારી તરીકે જાણીતી હતી, જેણી વીશે તરેહવાર ઓરંગા ઉડી રહયા હતા પણ તેણીના માન મરતબામાં વધારો થવા સાથેજ તેણીની કીંમત સોસાયટીએ કીધી હતી, અને તેણી જેવી બીજી સોસાયટીમાં સીધી લડત ચલાવનારી કોઇબી અબળા સોસાયટીના લીસ્ટપર બીરાજવા પામી ન હતી, અને તેથીજ તેણીએ મન સાથ ગાંઠ વાળ્યો કે જો જુલીયટને તરછોડવાનું તેણીની આગલી સહીઓને કારણ મલ્યું હોય તો તેનો ખુલાસો મેળવી તેણીએબી તેણીને પોતાથી વેગળીજ રાખવી, અને આવી રીતે કમનસીબ જુલીયટને ફરીને એક સહી સાથના સહીપણાનું સાટું તોડવાની ફરજ પડી.

બેશક આ તેણીના દુખમાં એક ડુંગર ઉભો થયો હતો અને જ્યારે તેઓ હોટેલમાં આવી પુગા ત્યારે તેણીએ પોતીકા ઓરડાનું બારણું બંધ કરી પોતીકી હાલતપર અચ્છી રવેશે વીલાપ કીધો. બેશક તેણીની પરના બહોંતાણો બહુજ જોશાવર હતાં અને તેઓની જડ હાલને કાજ તો દુર કરવી મુશકેલ કામ હતું. તેણી ઉમરાવજાદી ઓલગાને ફરીને સમજાવી લેવાની કોશેશ કરતી હતી, અને તેણીની ખાતરી હતી કે પેટ ગ્રેનેવે જેવી સખ્ત તેણી જુલીયટ તરફ બનશે નહિ.

ગમે તે હોય પણ તેણીનું જીગર પેટ ગ્રેનેવેની કોઈબી રવેશે મુલાકાત લેવાને તલપી રહયું હતું. ખચ્ચીતજ તેણીનું એવું માનવું હતું કે જો તેણી તેને નમનતાઈભરી અરજ કરી ફકત એકજવાર તેણીની મુલાકાતે બોલાવે તો એક પથ્થર યા પોલાદના દીલનો દેવળી તેણીની આજીજીથી પીગળી શકે એમ હતું. તેણી જાણતી હતી કે લોર્ડ ગ્લેન્ડવેને તેની બપાઈ તરફથી વારસામાં ગ્રાંડ કનાલના સુંદર કીનારે ઝુકણ ખાતો જુનો મહેલ મળ્યો હતો, અને તેથી તેણીએ અનુમાન કીધું કે ગ્રેનેવે ત્યાંજ હવા ખાવા ઉતર્યો હશે, એમ જો નહિ હોય તો ગ્રેનેવેને નામનું કાગજ ત્યાં લઈ જવાની કોઇ આનાકાની નહિ કરી શકે.

ખુદાપર સબુરી રાખી તેણીએ ફરીને શાંત મને તેણીના એક આગલા ફ્રેંડ પર કલમ ચલાવી કે જે ફ્રેંડ તેણીના જીગરમાં પહેલી હરોળમાં જગ્યા લીધી હતી, અને જેનીપર તેણી ભવીશના સુખનો પાયો રચી બેઠી હતી.

"તમો મારી પાસેથી આજે સવારે કનાલને રસ્તે મારી તરફ બહુજ બેદરકાર બની હંકારી ગયા, પણ તેનું કારણ શું! બેશક આ વીચાર ને તમારી આવી વખોટી કાઢવા જોગ વર્તણુકે મારૂં જીગર વીંધી નાખ્યુંછ. તમોને મેં મારા સુખ દુખમાં મને આસાનીથી તેરવી લાવનાર દીલસોઝ દોસ્ત તરીકે હમેશાં માન આપ્યું છે, અને તેમ કરવાની તમારી બેશક હાલમાં વારી આવી છે. મને તમારી બહુજ જરૂર છે, જરૂર બહુજ અગત્યની છે, અને આ અગત્યની જરૂરના જાળાંમાં વીંટળાયલી એક નાચાર અબળાને સારી સલાહ આપનાર તમો સીવાય બીજો કોઈબી સંગી યા સાથી મને મળતો નથી."

"તમારી હું એક જીંદગી તલકની સાથી છું એમ શું તમો ભુલી જાઓછ!

"જો તમો નહિ ભુલયા હોવો તો હજુબી તમારી લાગણી સાબેત કરવા રાતના ડીનર બાદ મને મુલાકાત આપજો. જે જે જુઠી બીનાઓ તમોએ કાને લીધીછ તે સદાને માટે દુર કરજો; ખુદા કાજ ફરીને તમારી સાચ્ચી સહીનો ખ્યાલ કરજો અને પછી તમારા જીગરના ઉંડાણમાં લખી લેજો કે જે પાપીઓએ તમારી નજરમાં મને પાપી ચીતારીછ તેટલી હું પાપી નથી."

"જો હજુબી તમો મારા ફ્રેંડજ રહયા હશો તો એક નીરદોશ અબળાને માનવાને કારણ છે જે જરૂર તમો તેણીની પડખે ઉભા રહેશો.

જુલીયટ."

તેણીએ પોતીકી સહી કરતાં કાંઈક વીલંબ લગાડયો, જો પેટરીક ગ્રેનેવેએ તેણીને માટે મોહબતી આતશ દીલમાં જાગરૂત નહિ કીધો હોય તો તેને કદાચ એમ માનવાને કારણ મળે કે તેણીનો તેનાપર અવીશવાસ હોવાને લીધે તેણીએ પોતીકું ખ્રીસ્તી નામ લખ્યું હશે, અથવા તો કદાચને થોડી દોસ્તીને લીધે તેણીએ જુલીયટ બોલ વાપડવાની ફરજ વીચારી હોય કે જે જોવાને કદાપી તેનું મન રંજીદા થતું હોય, અને આવા તકલીફી વીચારોએ ફરીને તેણીના દીમાગનો ઘાસ ચારો લુંટવા માંડયો, પણ એટલામાં તેણીને એક ખ્યાલ આવ્યો, તેણીએ સાફ સાફ વીચારી લીધું હતું કે તેણીનું નામ તેણીના ધણીના ખુન સાથ ખડવામાં આવ્યું હતું, અને તેજ કારણથીજ દુનિયામાં ફેલાતાં આવાં ખોટાણાંને અટકાવાને સર તેણીએ પોતીકાં નામનો પાસે ગોલ્ડસ્ટેન બોલ લખવાની આયંદે વાજબી ફરજ વીચારી. જો કે તે નામને તેણી ધીક્કારથી જોઇ રહી હતી પણ કોઇબી રવેશે તે એક વારતો કીસમતના ચહેરા પર રતાશની જાળી હતી, બુરાઈની સામે પોલાદનું બખતર હતું, નીરદોશ પર એક જુઠ્ઠી અલાપ હતી જે પર ભોળો ગ્રેનેવે કમનસીબે ભોળવાઇ ગયો હતો.

તેણીએ અંતે કાગજને એક કાસદ પાસે મોકલી આપ્યું ને તેના જવાબની રાહ જોતી બેઠી. તેણી આ વખતે કીસમતને હઠાવાને તક્કર જીલતી હતી, છતાંબી તેણીએ થોડું એમ વીચાર્યું હતું કે તેણી સદાને માટે કચડાઇ જનાર હતી?

જેવું તેણીના કાસદે તેણીનું કાગજ ગ્રેનેવેના એકાદ નોકરને સ્વાધીન કીધું કે તે નોકરે મેહલ તરફ કદમો ઉઘાર્મ્યા, જ્યાં લોર્ડ બ્લેન્ડવે પોતીકી બહેન સાથે રહેતો હતો. લેડી મેરી દાદરપરથી ધીમે કદમે ઉતરી આવી પોતીકો કાગજ આવ્યો હશે એમ સમજી નોકર પાસે ગઇ.

"શું છે! કોણનું કાગજ છે!!" તેણીએ જરાબી દરકાર વગર નોકરને સવાલ કીધો, પણ જેવું તેણીએ જોયું કે ડેનીએલીથી આવેલા ગ્રેનેવે સાહેબને માટે તે પત્ર આવ્યું હતું તેવોજ તેણીનો ચહેરો ફીક્કો મારી ગયો. તુરતજ તેણીએ માની લીધું કે તે કાગજ જુલીઅયટ તરફથી આવ્યો હશે અને પોતેજ ગ્રેનેવેને હાથો હાથ આપવાનું કહી તેણી તે એનવેલોપ લઇ ફરીને દાદર પર ચઢી ગઇ ને પેટરીક ગ્રેનેવેને તેનો ભાઇ જે ઓરડામાં બેઠા હતા ત્યાં જવાને બદલે તેણીએ પોતીકા કદમો પોતીકા બેડરૂમ યાને સુવાના ઓરડા ભણી લંબાવ્યા, અને તુરતજ ઘંટી વજાડી પોતીકી દાસીને ગરમ પાણી લાવવા કહ્યું જે હેનરીએટ નામની દાસીએ લાવી આપતાં તેણીને રૂખસદ આપી. મેરીએ પોતીકા ઓરડાનું બારૂણું બંધ કીધું, અને પુર સફાઇથી તે એનવેલોપ ઉખેડી તેણીએ જુલીયટનું કાગજ અંદરથી કાઢી લીધું, ને પછો દાંત કચકચાવી ફીકકું હસ્તાં મન સાથે વમાસવા લાગી.

"ઘણુંજ સરસ" તેણીએ પોતીકો નાદાન ઉભરો ખાલી કીધો, "પણ કમનસીબે પેટરીક ગ્રેનેવેને આ કાગજ કોઇબી રવેસે મળનાર નથી એટલે મીસીસ ગોલ્ડસ્ટેન, મને ફીકર છે કે તમારી આખી જીંદગી નાસીપાસીમાંજ પસાર થશે"

અને આવી રીતે કાગજ વાંચ્યા બાદ તેણીએ એક મીનબતી સળગાવી તેને સદાને માટે ખાખરાખ કીધું, અને પોતીકા અદેખાઇની ચેહમાં બળી જળી જતા જીવને આવી રીતે આ દોજખની સબજ પરીએ શાંત પાડયો.

જ્યારે તેણી આ કરપીણ કામથી હાથ ધોઈ પરવાડી ગઇ ત્યારે તેણીએ હોલ તરફ ચાલુ મુક્યું જ્યાં બેઠેલા પોતીકા ભાઈને તેના દોસ્ત તરફના રમુજી આવભાવની અદલા બદલી બાદ તેણીએ એક તેબલ પાસ જગ્યા લીધી, અને ઉમરાવજાદી ઓળગાને વળતે દીવસે તેઓ બધાંની સાથે જમવાનું આમંત્રણ કીધું, જેમ કરતાં તેણીએ જુલીયટને વીસારીજ મુકી હતી, અને પોલી બ્લાથીવાઈટ જાણતી હતી કે તેમ કરવામાં ઓલગા કોઈબી દીવસે અપમાન તો લેખશેજ નહિ. કાગજને વાળતાં અને એનવેલોપમાં તેની જગ્યા કરતાં તેણીએ પોતીકા ભાઈને તેનો સાર કહી સમજાવ્યો.

"હું આવતી કાલે નાની રશીયન ઉમરાવજાદીને આપરી સાથે ખાણું લેવાનું આમંત્રણ કરૂંછ જેક" તેણીએ કહયું.

"ઠીક!" લોર્ડ બ્લેન્ડવેએ જવાબ આપ્યો પણ એવામાં પેટરીક ક્રેનેવેએ ખુરશી પરથી ઉઠી પોતીકા બન્ને હાથોને બન્ને ખીસામાં સાંટી અગાશી તરફ હાલવા માડયું, કે જે અગાશીની બારી પરથી કનાલનો સુંદર વ્યુ નજરે પડતો હતો. તેને તે અગાશીની બારીમાંથી વીનીશીયન જીંદગીનો નાદર નકશો કનાલના સુનેરી પાણી પર પથરાએલો જોયો, પણ કીસમકીસમના રંગોની રંગત માટે તેને જે મોહીની હતી તે અફસોસ કે ખુરશીદના કીરણોથી ઢંકાએલી હતી. આ વખતે તેની આંખ્યોએ એક ગુપ્ત સ્વપનાનો સ્વીકાર કીધો હતો કે જે સ્વપનાએ શબ્દો કરતાં તેની લાગણી વધુ પર અસર કીધી હતી. જુલીયટ, ખુબસુરતીના કીસમતનો સીંગાર આ વખતે તેના દીમાગને તવલાવતી હતી. તે ઓલબતાં તેણીની પાસેથી પસાર થતી વખતે સહેજ કઠોર તનનો બન્યો હતો, જેને તેણીના જીગરમાં અનેક દુખોની કીસતીના પદછાયા પાડયા હતા. શું તે ઘણોજ સખ્ત વર્તયો હતો! જો તેમજ હોય તો બીજી વાર તેણીને મળતાં સમેતજ તે પોતીકી ભુલ સુધારી માફીનો તલબગાર હતો.

"કેમ શું વીચારના વંટોળીયામાં વીંટળાયા છો પેટ" પોલી બ્લાથીવાઈટે અચાનક તેને આવી હાલતમાં વીચારવંત ઉભેલો જોઈ સવાલ કીધો.

"અહીં જો પોલી. તું શું ધારતી નથી કે આપણે જુલીયટ તરફ સહેજ સખ્ત રીતે વર્તયે છીએ. તું જાણેછ કે એક વખતે આપરે તેણીના જીવેજાનના દોસ્ત હતાં" પેટે પોલી આગળ પોતીકી લાગણી જાહેર કીધી, જે સમજતાંજ તેણીનો ગુસ્સો પ્રદરશીત થયો.

"પેટ" તેણીએ સહેજ થંડે સ્વભાવે તેને મનાવી લેતાં કહયું, "હું ને જેક જે તેણી વીષે ધારીએ છીએ તે ખચ્ચીતજ તમારાં મતને મળતું થવુંજ જોઈએ, અને તમો તેણી વીશે શું ધારો છો!"

"હમો બધાં એમ સમજીયેછ કે જુલીયટને એગરાહમ ગોલ્ડસ્ટેનનાં ખુન સાથે લોકો ધારેછ તે કરતાં એવડી નીસબત છે."

"અને પેલા શીક્ષક દીલદારનું શું !"

"તેને માટે હજુ દેખાવ કરવાને સહુવાર પડી નથી."

બેશક પેટનાં કાનમાં આવી રીતે અદેખાઈનું સીસું પુરવામાં તેણી કેટલે અંશે ફતેહમંદ નીવડી હતી તે વીચારવું શું મુશકેલ છે !"

બેશક આ વખતે જુલીયટની હાલત ખરાબીને ટોંચે જઈ પુગી હતી. ન તો તેણીને ડીનરો લેવા ગમતું હતું કે ન તો કોઈ સાથે સહીપણું રાખવામાં તેણીનું સુખ સમાએલું હતું. તેણીની સાથવાલીબી તેણીનાં વારે ઘડીએના મોહભાવતા ટીકાનો ભાવાર્થ સમજતી હતી છતાંબી તેણી તેને કાન પર ધરવાની બીલકુલ પરવા રાખતી હતી નહિ.

ઉમરાવજાદી ઓલગાએ આ વખતે લેડી મેરી બ્લાથીવાઈટનું જમવાનું આમંત્રણ સ્વીકાર્યું હતું અને તે વાતથી તેણીએ જુલીયટને વાકેફ કીધી હતી. જેણીએ બહારથી તેનો અંગીકાર કીધો હતો પણ અંદરખાનેથી તેણીનો ન છુપાવી શકાય એવો ગભરાટ તેણીને બીલકુલ બેચેન ને બેસબર બનાવી રહયો હતો, છતાંબી તેણી એમ માંગતી હતી કે જો ખુદાતાઆલા તેણીની આ છેલ્લી વખતની અરજી કબુળી તેણીને પેટ ગ્રેનેવેની મુલાકાતનું માન બક્ષે તો પછી સારી દુન્યાબી ગર તેણીની પર લ્યાનત વરસાવે તોબી તેણી તેનો ધીમે ધીમે રદીયો આપવાને ટાકત ધરાવી શકતી હતી. પણ જો કીસમતના ફરવા સાથે તેબી ગર તેણીની સામેની પક્ષમાં જોડાય તો પછી તેણીની આ છેવટની આશાનું કીરણબી સદાને માટે પોતીકો પ્રકાશ છીનવી લે એ બનવા જોગ છે.

બસ કયારે તે તેણીને મળશે એ ખ્યાલમાં તેણી તે દીવસે બીલકુલ દીવાની બની હતી. સબરની જોત આ વખતે અધીરાઈનું તેલ ખુટી પડવાથી બુજાઈ ગઇ હતી.

ખાણું પુરૂં થતાં આ વખતે ઉમરાવજાદી ઓલગાએ થોડાંક કાગજો લખવાના હોવાથી જુલીયટ પાસથી વીખુટાં પડવાની રજા માંગી લીધી અને હોલની એકાદ નાની આગાશી પર પોતીકા એક ફ્રેંડને મળવાની ઢપે ત્યાં ગોઠવાઈ કે જ્યાં તેણીએ પોતીકી કોફી મોકળવાને હુકમ કીધો હતો.

જુલીયટ પણ આ વખતે કનાલની બાજુની પોતીકા ઓરડાની બારી પર બેસી આવતી જતી દરેક ગાડીમાં બેઠેલા પરોણાઓ પર બહુજ બારીક નજર રાખતી હતી. તેણીની ઉતસાહ આ વખતે ફીણને વળગતું દુબતું માનસની ઉમેદને મળતી આવતી હતી. રાતે તેણીના દીમાગમાં નવું જોમ દાખલ કીધું હતું. કદાચને આ ખુશબખ્તી ભરી રાત તેણીની જીંદગીમાં કાંઇક નવા ફેરફારો કરી શકે એવી તેણીની માન્યતા હતી, અને જો ફેરીને કીસમતની લેખા પર રોશની ફેંકી શકે તો આગલા વરસોમાં જોવા ધારેલું તેણીનું તમામ સુખ ફરીને તેણી

મેળવી શકે એવી ઉમેદની વીજળી તેની રગેરગને ઉશકેરી રહી હતી.

હોટેલમાંના આ વખતે કેટલાં પરોણાઓ તેણીની સાથે વાતચીત કરવા અને સહીપણું માંડવા તેણીની પાસ આવતાં હતાં; પણ તેણીએ તેઓનું બોલવું કાને ધર્યું ન હતું જો કે તેઓને કોઈભી રવેશે અપમાન ન થાય તેની તેણીએ ખસુસ સંભાળ રાખી હતી. બસ મોહબત દુનિયાના સુખમાં સડો પાડતી મોહબતે તેણીને આ વખતે નવા રંગમાં રજુ કીધી હતી, પણ પરીણામ તેનું બહુજ છેટે મળનાર હતું. તેણીએ ચીઠ્ઠી લઇ જનાર કાસદનેભી ચીઠ્ઠી પુગાડી કે નહિ તે વીશે સવાલો કીધા હતા, પણ પેટરીક ગ્રેનવે લોર્ડ બ્લેન્ડવે ને તેની બહેન સાથેજ રહેતો હતો એ તેણી કમનસીબે જાણવા ન પામી હતી.

આ વખતે ફરીને લોકોની આમદ કનાલ પર થઇ હતી, અને આ મેદની જોવા કંઇક પરોણાઓના ટોળેટોળાં ઉતરી પડયાં હતાં, પણ મોટી અફસોસની વાત હતી કે પેટ ગ્રેનવેની ત્યાં પધરામણી જણાઇ નહિ. તેણીએ પોતીકી બેહદ દીલગીરી વચ્ચે જોઇ લીધું કે તે ફરીને તેણીની તરફ ધાટકી બન્યો હતો. પણ તેણીને લેડી મેરી ને ગીસીસ બીઝાંટ બાએ મજબુત શક હતો સબબ તેણી ધારતી હતી કે અગર પેટ જો તેઓની સંગતમાં સામેલ હોય તો તેઓએ તેણીની સામે તેને કોઇપણ ગુલબાનોથી ઉશકેર્યો હોય, અને ભોલો ભાલો કાચ્ચા કાનોનો ગ્રેનવે તેઓની મીઠ્ઠી વાત પર લક્ષ આપે એ સંભવીત હતું, સબબ તેને જુલીયટની કસોટી કરવાની બીલકુલ ટકજ હાથ ન આવી હતી.

બેશક આ વખતે તેણીની નજરમાંથી નવધાર આંસુઓનો વરસાદ પડતો હતો. પણ અચાનક એવામાં તેણીને કાને એક ગાડીનો અવાઝ પડયો જેમાંથી તેણીનું અતી માનીતું ગીત "કેથલીન મેવોરનીન"ના પદધા બહાર આવતા હતા. ચાઇનીઝ ફાનસોની વચમાંથી તેણીએ વાંકું વળી જોવાની કોશેશ કીધી તો તેણીને માલમ પડયું કે લેડી મેરી સાથે પેટ ગ્રેનેવે ગાડીમાં બીરાજમાન હતો. લેડી મેરીએ જુલીયટને અચ્છી રવેશે નીહાળી હતી, છતાંભી તેણએ બહુજ હુશયારી વાપડી પેટની નજર તેણીની પર પડવા દેવાને ટક નહિ આપી હતી. બેશક આ જુલીયટની જીંદગીને અદેખાઇની ચેહમા સળગાવાનો સામાન હતો, જે જોતાં તેણી બહુજ રંજીદા બની ગઇ હતી. આ વખતે તેણીને એક પથ્થરના પુટલાંમાં ફેરવી નાખી હોય એવી તેણી સાવધ દીસતી હતી. અને એક ઝાડ કેમ વીજલીના ચમકારાથી જમીનદોસ્ત થાય તેમ તેણીની જીંદગીભી રૂપ લેશે કે કેમ એ વીશે તેણી અચોક્કસ હતી.

દુખે આ વખતે તેણીનો કંગાલીયતમાં વધારો કીધો હતો. પેટ ગ્રેનેવે હવે તેણીના જીગરમાંથી સદાને માટે દુર થયો હતો. હવેજ તેણીએ સુખ ને દુખ કેવી રીતે મેળવી શકાય તેનો ખ્યાલ કીધો. તેણીને એવો વીચાર ગયો જે તેણી પોતીકા પઇસાના જોરથી નવા ફ્રેન્ડો મેળવી શકશે. અને કદાચને એવો દીવસભી આવશે કે જે વખતે તેણીને તરછોડી ગએલાં દોસ્તોભી તેણીની સંગતના તરસ્યાં થઇ ફરીને તેણીની પર માખ સીશાલ તુટી પડશે. બેશક આવા એકથી અનેક વાપર વખાતા

પડેલા વીચારોમાં નીરાંત કરી જુલીયટે ઉમરાવજાદી ઓલગાની ચકોર નજરનેબી આ વાર ઉડાવી પોતીકા બીછાનામાં અંધારી રાતનો અંધારો તબકકો ખ્યાલી સુખમાં પસાર કીધો, કે જે સાથે તેણી દીવસના બનેલા અનેક બનાવોની નોંધ મનથી વીસારી શકી

આ વખતે પરોઢીયાંનું પદઘમ વાગી ચુકું હતું. સહુવાર સગનવંતી સહવારે તેણીના ઓરડાની બારીવાટે ડોકીયું કરી તેણીની નજર પર અજવાળાની આછી ચાદરનો ઓળો પાડયો હતો. આજેજ ઉમરાવજાદી ઓળગા પોતીકી સહીનું આમંત્રણ સ્વીકારનાર હતી. અને હજુ તો જુલીયટ પોતીકા બ્રેકફાસ્ટમાંથી પરવારે એટલાં તો તેણીએ પોતીકી સાથવાળીને સુંદર પોશાકમાં સજ થએલી તેણીની પાસે આવી ઉભેલી જોઇ!

"ચાલ સાહેબજી ડીઅર જુલીયટ! હું જાઉછ. તારે કાંઈ લેડી મેરીને કહેવાડવાનું છે!" ઓલગાએ જુલીયટની રજા માંગતાં માયાળુ ઢપે સવાલ કીધો.

"નહિ કંઈ નહિ થેંકયુ" જુલીયટે ટુંકમાં પટાવ્યું.

"કાંય એમ કાંય! તમો તો આગળ જીગેજાનના દોસ્ત હતાં અને હાલમાં સહેજ અનબનાવ થયાંથી તમો આવી વલણ ધારણ કરો એ મારા મત મુજબ તો ઠીક નહિં" બોલી ઓળગાએ ભોલાઈ દેખાડી.

આ વખતે જુલીયટે વીચાર્યું હતું જે તેણી પોતીકું જીગર ઓલગા આગળ ખુલ્લું કરે પણ તેણીને ઓલગા વીશે સહેજ શક હતો, અને પોતીકી બાબદ આવી રીતે પારકે મોઢ પરાયાની જાણમાં આવે એ જોવા તેણી બીલકુલ નારાજ હતી. અને તેથીજ તેણીએ ઓલગાને સહેજ પોતીકો ટેક જાળવતાં ટુંકમાં પટાવી દેવામાં સાર સમજ્યો.

"હા ઓલગા, લેડી મેરી ને હું બન્ને મરાએલાં છીએ. પણ મારી ખાતરી છે કે તું હમો બન્ને વચ્ચેની બીનાથી બીનવાકેફગાર હોવાથી સમજી શકવાની નથી."

અને આવો જવાબ ઓલગાને બેશક ચુપ કરી નાખવાને પુરતો હતો. તેણીની ઝબાનને જુલીયટે એક ઈશારાથીજ તાળું દીધું હતું અને તેથીજ સહેજ મનમાં ઓછું લાવી તેણીએ વધુ માથું મારવાને વાજબી વિચાર્યું ન હતું.

"ચાલો મને કાંઇ તમારી ખાનગી બાબદમાં વચ્ચે પડવાની જરૂર નથી. સાહેબજી"

અને ત્યારબાદ તેણી ત્યાંથી લોર્ડ બ્લેન્ડવેના મહેલ તરફ કદમો ઉઘામી ગઈ. લોર્ડ બ્લેન્ડવેના મહેલ પર જવાને માટે લેડી મેરી બ્લાથીવાઈટે તેણીને સારૂ બગી મોકલી હતી અને પુરાણા મહેલની આ નવી પરોણી તેમાંજ ગોઠવાઈ ત્યાં હંકારી ગઇ હતી.

જુલીયટને આ વખતે તેણીના ખરા અકારમાં સ્ટડી કરવાને કમનસીબે તેણીની

મોહબતનો માહબોબતાર વાદળમાં છુપાયો હતો, કેટલીક પરદા પાછળ દોરી તાણતી અદેખાઈના રોહમાં તણાઈ ગએલી તીપણુ તાંપણુ તીટોરીઓને મનસે તો મોટી ખુશહાલી હતી. જીંદગીની ભરટી ઓટનો મોજો ગર તેણીને કસોટીને દરીયે અફાળ જીકબી કરે તો તેમાં તેઓની મોટી મોજ સમાઈ હતી. હજારો છેલબટાઉઓ તેણીને માટે મોહ ભાવતાં તીરતકોરાં ફેંકતાં હતાં પણ, તેવાં ગુલબાનોને તેણી પગની પાટલી હેઠળ ઈનસાફ આપતી હતી.

એવામાં વરી કેટલાંક પરોણાઓએ તેણીનું ધ્યાન અચાનક એક બગી તરફ ખેંચ્યું, જેમાં સર વાલટર લાઇલ તેણીના ધીક્કારમાં ધગધગતી દુનિયાનો દીવાન પોતીકા કુટુંબીઓ સાથે ત્યાં આવી લાગ્યો હતો. તેની સાથે તેની નાની બેટી હતી અને એક જવાન છોકરો તેના ખાનદાનને જેબ આપતો હતો. પણ આ જવાનને જોતાંજ તેણી ચોંકી હતી સબબ તેને તેણીએ કેઠે જોયો હોય એવી તેણીની માન્યતા હતી, એવામાં તેણીને રેકસ હોટેલનો ખ્યાલ ગયો કે જ્યાં એકાદ સુખી સાંજ તેણીએ એક શોભીતા ચહેરાના નાનકડા જવાન સાથ પસાર કીધી હતી કે જે વીશે તેણીએ પાછળથી સમજ્યું હતું કે તે એક બદમાશોનો મદદગાર હતો. જો કે તેનો ચહેરો સહેજ બદલાયલો દીસ્તો હતો પણ તેણીની ખાતરી હતી કે તે તેજ મધુરી મુરતી હતી જેને તેણીનું દીલ જીતી લીધું હતું.

સર વાલટર લાઇલ તેણીની પાસેથી પસાર થતો હતો એવામાં તેની નજર તેણી પર પડી, અને એક અંગ્રેજ કુટુંબના ખાનદાની નબીરા તરીકે તુરતજ તેને પોતીકી તોપી માથેથી ઉંચકી તેણીની ખીદમતમાં ડોકું નમાવ્યુ. જુલીયટે ધાર્યું કે કદાચ તે તેણીને જોઇને દીલગીરજી થયો હોય પણ તે આ ઘડીએ આપણને વીચારવુ માહલ છે.

બન્ને નાનકદાં ભુલકાં કંઈક ખુશ ગુફતેગોમાં પડેલાં જણાતાં હતાં. તેઓ ફાંકડી જુવાનીની કુલત' ફળતી ફેશન પર વાદવીવાદ કરતાં હતાં. એવામાં તે નાનકડા જવાનની નજર જુલીયટ પર પડી ને તેજ ઘડીએ તે ચુપ બની ગયો, તેના હોઠો ફીક્કા પડવા સાથે મોતના સંકંજામાં સપડાએલા શીકાર સમ તેની નજરો કરમાવા લાગી.

એવામાં તેના હોઠો સહેજ ઉપડવા લાગા ને તેને ધીમે અવાજે પોતીકી જીગરની આહ બહાર કાઢી.

"ઓહ તમો ઘણાજ ઘાતકી કરપીણ છેઓ. તમોએ તેને બધું કહી દીધું જેને મને સખ્ત સજા કીધી. ઓહ તમો કરપીણ–ઘણાજ ઘાટકી."

અને વધુ બોલવા આગમચ તે તેણીના કદમો પાસ બેહોશ થઈ પડયો.

સર વાલટર આ ગભરાટનો સબબ સમજી શકયો નહિ. અને તેની મદદે તુરતજ દોડયો પણ તેટલાં જુલીયટે તેને ઉપાડી લઈ તેનું આશાવંત શીશ પોતીકા ખોળામાં લીધું. અને બીજીજ પળે પોતીકા જીગરમાંથી તે નાનકડા બાળક માટે

સજીવન થએલો એકવારનો શક તેણી આસુઓના વરસાદથી શક્ર કરવા લાગી.

"હું ધારૂં છ કે 'એની તબીયટ બરાબર નથી" તેણીએ સર વાલટર લાઈલને કહ્યું.

"હા બરાબર છે." અને પછી મીસ લ્યુકાસ તરફ ફરતાં તેને કહ્યું "મીસ કેટ જરા જોવની, એની તબીયટ કેમ અચાનક બગડી ગઈ."

અને આ દયાહીણુ દીલની ફિકથોર દેખાવની કાલી નાગણે જુલીયટના હાથમાંથી તે છોકરાને પોતીકા તાબામાં લીધો. જેને જુલીયટને ફરીને દીલગીર કરવાનું કારણુ આપ્યું. જે વખતે તેણીએ તે ગુસ્સાથી લાલચોલ બનેલી પીળી ભુરી આંખ્યો તેણીની તરફ ધીકકારથી ચમકતી જોઇ. અને તેજ ઘડીએ તેણીને એવી બશારત થઈ કે તે પાપી હતી; તેણીની જીંદગીને ઉજારવાને તોપખાનું રચતી હતી અને તેજ વખતે તેણીએ જોઈ લીધું કે તેણીની આમદ કોઈબી રવેશે ખુશ વધામણી લેખી શકાય તેમ ન હતી.

કંઈક એવો વીચાર તેણીના દીમાગમાં જાગરૂત થયો કે તેણી જુલીયટ વીષે દરેક ચીઝ જાણુતી હતી, તેણીની જીંદગીના દરેક ચઢ ઉતર તબકાઓની બાતમી તેણીને હાથ હતી. તેણીની સરજતની સાંકળને તોડવા કાજ અનેક પ્રપંચો તેણીએજ રચ્યા હતાં અને તેજ ફકટ તેજ કારણે પીળી ભુરી આંખ્યો પહેલ વહેલીજવાર દુશમનીનો દરીયાવ ખુલ્લો મુકતી હતી.

આ અલબતાં જુલીયટની કેટ સાથની પહેલવહેલીજ મુલાકાત હતી. મુલાકાત જે પાછળાં વખતમાં કડવાં ફળો ચખાડનાર હતી, અને તેઓની વચ્ચે એકજ એક જીગર આડું પડયું હતું જે જુલીયટને વાઘના પંજામાંથી સદાની રીહાઇ અપાવી શકે ને તે તે નાનકડો જવાન હતો.

અલબતાં હમેશાં કીસમત લોખંડની પતરી જેવું સખ્ત હોય છે. અને જે કીસમતે જુલીયટની જીંદગી પર એકએકઠાને સખ્ત જખમો પાડયા હતા, તે બેશક એવી પતરી પર લખાએલું હતું જેને પીગલાવી પાણી કરનાર આ ધરતી પર કોઈબી ખુદાનો લાલ હસ્તી ધરાવતો હતો નહિ.

## પ્રકરણ ૧૭ મુ.

જશ મેળવતાં જગમાં જીંદગી કરમાય,
તકદીર જો બુલંદ બને તો ધુળનું સોનું થાય.

"કેમ દીકરા ફીલીપ! હવે તુને કેમ લાગેછ!" સર વોલટરે માયાળુ ઢબે તેની ખેરઆફીયત પુછી, જેના જવાબમાં આ નાનકડા શોભીતા જવાને પોતીકી

આંખ્યોના ચમકારાના ઇશારો કીધા જે વખતે તેને પોતીકા બીછાનાની બાજુમાં તેનો ધર્મ પીતા સર વાલટર ને કેટ લ્યુકાસને જોયાં. ફીલીપે આ વખતે શરૂઆતની દહેશત સાથે પોતીકી આંખ્યો ઉઘાડી, સર વાલટર તરફ જોયું અને પછી ગભરાટમાં બકબકારો કરવા લાગો.

"હા મને હવે બધું યાદ આવેછ, મને ખબર છે!" અને ત્યાર પછી પોતીકા બન્ને હાથોએ તેને પોતીકો ચહેરો ધાકવાની કોશેશ કીધી, કે જે ચહેરા પર હાલમાં આબાદીની રોશની પ્રદરશીત હતી.

"જો ફીલીપ દીકરા તું નાહકનો ના ગભરા, તારો ગભરાટ ફરીને તારી માંદગી વધારશે બેટા" સર વાલટરે પોતીકો વાહલ સાબેત કરતાં કહયું.

"તમો મીસ લ્યુકાસને થોડી ઘડી બહાર જવાને ફરમાવશો સર વાલટર! હું તમારી આગળ કંઇક ખાનગીમાં ખુલાશો કરવા માંગુંછ."

"દીકરા પછી તારી તબીયત સુધરે ને તું ખુલાશો કરજે!"

"નહિ હું હમણાજ તમોને કાંઇ કહેવાને આતુર છું."

અને બીજીજ પળે મીસ લ્યુકાસે ત્યાંથી હેર્યું લીધું: અને ફીલીપે તેણીનાં પગલાં ઓરડાની બહાર જતાં જોયાં.

"હવે મહેરબાની કરીને ઓરડાનું બારણું બંધ કરો મુરબ્બી મારા" તેને સર વાલટરને દરવાજો બંધ કરવાની અરજ કીધી, જે પર અમલ કરવામાં આવ્યો. આ વખતે અલબતાં ફીલીપ બહુજ ઉશકેરાએલો દીસ્તો હતો. નાનકડા જવાનની આવી કઢંગી વલાણુથી અજાયબ બની તેને ફીલીપ પાસે જગ્યા લીધી ને ત્યારબાદ તેને મનાવવાની કોશેશ કીધી.

"દીકરા મારા" તેણે કહયું. "તુને જે ચીઝ નાખુશ કરે તે ચીઝને હું મારી નજર સમક્ષ રજુ થએલી જોવા ખુશી નથી. મહીનાઓ થયાં મને તારી મોહીની લાગી છે, અને તું હમારામાં પલોટાઇ ગયોછ; અને તારી ઉમદા ખુબીઓનો ખ્યાલ કરીનેજ તારે માટે હું કાઇબી જોખમ ખેડવા તૈયાર છુ."

"પણ તમોને મારી ખરી હાલતનો ખ્યાલ નથી." ફીલીપે કહયું. "તમોએ મને ખરા અવતારમાં પીછાન્યો નથી. સબબ હું તમોને કેટલોક વખત થયો ઠગતો આયોછ"

"અને મને ઠગ્યોબી હોય તો તું ખરાં દીલથી તો તેમાં ખુશી નથીજ, એ મારી ખાતરી છે. તું એમ કરેજ નહિ બેટા!"

"પણ હાલમાં તો હું તેમજ કરૂંછ! અને મારી હાલતની આગળી પાછળી તવારીખનું બયાન હું ધારૂછ કે મારે તપસીલવાર તમારી પાસ કરવુંજ જોઇશે. એ મારી ફર્જ છે."

"પણ નારાજીથી ફર્જ અદા થઇ શકતી નથી."

"ખુદાને બાર ફ્રજ અદા કરવાને હરેક રસ્તા સાફ છે."

"નારાજ થઈ ખુશી કરવુ એ શું ઈનસાફ છે!"

"ઈનસાફ હો યા ન હો પણ હું તમોને મારી જીંદગીના ખુદા ગણુંછુ ને તેથીજ તમો પાસ મારૂં દીલ ખુલ્લું કરવાને હું કશુંબી ખોટું સમજતો નથી."

અને આ વખતે ફીલીપની નજરમાં આસુંનો ડીબો ભરાઈ આવ્યો. જે આદમીએ તેના પર સહેરબાની બતાવી હોય તેની પાસે પોતાને એક પાપી બદમાશ તરીકે કેમ ઓલખાવવો તે ફીલીપ, નીરદોશ ફીલીપ સમજી શકયો નહિ. બેશક તે એક જુગારી હતો જેને માટે અંધારૂં કેદખાનું સીવાય કોઇબી જગા ફાજલ ન હતી એમ તે માનતો હતો. છતાંબી નાહીંમત બની દીલને ઓરબી રંજીદા કરવા કરતાં તેને દુનિયાની અનેક ખફ્ગીઓમાં ખેંચી લઈ સર વાલટરને ખુલાશો આપવાનો મનશે ચીવતાઈથી કસદ કીધો, અને પછીથી તેને આ દીલમાં ડગમગ્યા કરતો તેની શરૂઆતની જીંદગીનો આયનો તેને સર વાલટર સામે ધર્યો.

"મારાં માબાપ આ જહાનમાં કોઇ હતાંજ નહિ. અને ગર હોયબી તો તેઓ મારી તરફ નાકદર બની મને તરછોડીબી ગયાં હોય. મારી આગળી યાદદાસ્ત એક ચશમચોર ઘાટકી દીખાવના ખવીસની સુરત મારા દેમાગમાં ફરીને સજીવન કરેછ જેને મને વારે ઘડીએ બીન વાંકે સખ્ત સજા કીધી છે, ભુખમરાથી મને રીબાવ્યો છે, પોતીકી મરજી મુજબ મારી પાસે મજુરી કરાવી છે. દળદેશરીમાં મને દાબી નાખ્યો છે, અને જેમ એક લોખંડને તાપ દેખાડી તમો તેને માગવા મુજબ વાંક આપી શકો તેમ તેને મારી જીંદગીને હાથના હથોડાનો તાપ દેખાડી મારી ખાનદાની અસરનું ખુન કીધું છે. જ્યારે હમો ઈંગલાંડમાં હતા ત્યારે હમો એક પડત પડેલી જુની પુરાણી સ્પીટલ્ફ્ ફીલ્ડ પર આવેલી નાની ઝુંપડીમાં શાથે રહેતા હતા જ્યાં મને હરેક તરાહની બદમાશીના પાઠો શીખવવામાં આવ્યાં હતાં."

આ સઘળું બુઢો સર વાલટર શાંત મને પુર હુશ્યારી સાથે સમજતો હતો. તે બહુજ ગંભીર હતો, સબબ આ બાબદજ તેને ગંભીર બનાવી શકે એવી હતી ફીલીપ પર પાડવામાં આવેલો સીતમ બેશક તેના દયાવંત જીગરને લલચાવી શકે તેમ હતું, છતાંબી એક ચીઝ તેના દીમાગમાં ખડખડયા કરતી હતી કે નાનપણુથીજ બદમાશીમાં ઉછેરવામાં આવેલો વાછરડો છેવટેબી બદમાશ ખસલતનો ખ્યાલ સદાનો દુર કરશે કે! બેશક એ એક વીચારવંત સવાલ હતો ને તે પર અચાનક મત આપવું એ પાકટ સાકટ આદમી માટે સહેલ કામ નહિ હતું.

ફીલીપે આ વખતે સર વાલટરના મગઝમાંથી વીચારોની પસાર થતી હારમાળાનો કંઇક ભાસ મેળવ્યો હતો, અને તે એમ ધારતો હતો કે તેની આ કથા કદાચને નાની એલા ને તેણીના બાપને સદાના તેની દોસ્તીના ઉંબરેથી દુર કરશે.

ત્યારપછી તેને પોતીકી આગળી ટુંકી કંગાળ જીંદગીનો દુખદાયક અહેવાલ તેને દીલોજાનથી આસરો આપનાર તેના હાલના મુરબી મહેરબાન બાપની આગળ સીલસીલાબંધ રજુ કીધો, કે જે કંગાળ જીંદગી બદીને કીનારે ડોળા ખાઈ ચુકી હતી, અને સર વાલટરે પોતીકી નવજવાન બેટી ને આ ફીલીપ વચ્ચે જ્યારે તફાવટ તપાસ્યો ત્યારે તેના જીગરમાં અનેક કાંટાની વાડો ઉભી થઈ. બેશક દયા ને મહેરબાનીએ તેની લાગણીનો કબજો લીધો ને જ્યારે તે છોકરાએ કહ્યું કે તેને ભવીશ માટ અનેક અફલાતુન આશાઓ બાંધી હતી. અને દુનિયાના ઉઘાડા પડેલા દરવાજાની આસપાસની ભાગળમાં ઉભરાતી અનેક પ્રકારની ગંધીલી બદીઓનો તેને ભાસ નહિ હતો તેજ વખતે સર વાલટરની હાલત કેવી ચીંતા ઉપજાવનારી થઈ હશે તેની પીછાણ કરવાની પ્રીય અઝીઝ તારા ને મારામાં તાકાત નથી.

થોડીક ઘડી બાદ વાત પર પરદો પડયો અને બન્નેએ ચુપકીદીને કીલ્લે દમ લેવા માંડયો. બેશક સર વાલટર આ વખતે એક મુશકેલીના દરીયામાં ઝોકા ખાતો હતો જેમાંથી બહાર નીકળવું તેની હાલની સ્થીતી જોતાં બહુજ કઠણ હતું. જો તે છોકરાને ઘરમાંથી બરતરફ કરવામાં આવે તો ફરીને તે પાપી જીંદગીમાં તરફડયાં મારે; ગર તેને એલાની સોબતમાંજ રાખવામાં આવે તો કોઇબી દીવસ તેણી તેની સંગતના ફળ ચાખ્યા વીના રહે નહિ. અને ત્યારે માર્ગ આવા સંજોગ વચ્ચે શું ધારણ કરવો તે બુઢો વાલટર જોઇ શકયો નહિ. પણ એવામાં તે નાનકડા નાધલીયાંની બાતેનની તે પવીત્રતાઈમાં તેને મુકેલો પોતીકો અપુર્વ વીશવાસ તેની નજરમાં તરી આવેલો દેખાયો, સબબ તે હવે જોઈ શકયો કે બદીના ગમે એવા ફેલાવામાંબી તે જવાનના જીવે સચ્ચાઈની હવાને વળગવાને મજબુત કોશેશો કીધી હતી, કે જે વખતે તે જાણતો નહિ હતો કે દુનિયામાં સત્યતા, કુદરતની પુટલી સત્યતાની રોશની રોશન હતી.

તુરતજ તેને પોતીકું જીગર મોકળું કરતાં ફીલીપને એક નાજુક સવાલ કીધો. "અને જે બાનુને તેં સવારે અગાશી પર જોઈ તેની સાથે તારી આગળી જીંદગીને શું નીસબત છે બેટા ફીલીપ."

અને તે છોકરાએ જુલીયટને આપેલી સવખતની ચેતવણી ને તેના બદલામાં મેળવેલો તેના ઘાટકી માસતર તરફનો સરપાવ લંબાણથી વર્ણવ્યો. જેને સર વાલટરના મન પર ફાંકડી અસર કીધેલી જણાઈ, અને તેને જોઇ લીધું કે બદીએ તેના બહારના બદનને અપવીત્ર કીધું હતું જ્યારે તે બાતેનમાં તેની અશોઇનો ખુરશીદ હમેશનો જેવો ને તેવોજ રોશન હતો.

વધુમાં તેને એમ લાગ્યું જે તે જવાને પોતાને બીજા ત્રીજા નામના ઓઠાં હેઠલ ઓલખાવી તેને કોઈ પણ રવેશે લલચાવાની કોશેષ કીધી હતી નહિ અને પોતીકા પાલનહાર તરફની છેવટ તલકની વફાદારીના તેના આ સાથે કંઇક અનેક સંગીન પુરાવાઓ રજુ કીધા હતા કે જે પુછી વધુ ખાતરી કરવાનું સર વાલટરને

માટે જરૂર જોયું રહયું હતું નહિ.

"ફીલીપ દીકરા" ધીમે પણ મક્કમતાથી તેને પોતીકી પાક્કી બુદ્ધીનો પાક પીરસવા માંડયો, "ફીલીપ તુને સારી રવેશે રોશન છે કે તેં લાંબો વખત હમારી વચ્ચે હસીખુશીમાં પસાર કીધોછ, અને જે મેં કંઇ તારે સારૂ સમજ્યુછ તે તેં મારી સમક્ષ જાહેર કરેલી કેટલીક અગતની બાબદો પરથી અછ્છી રીતે સાબેત થયું છે. જો મેં પહેલેથી આ બાબદ કાન પર લીધી હતે તો કદાચને તુને મારે ત્યાં આસરો આપવાને મારૂં દીલ દગમગ્યા કરતે, પણ ચાલો હવે જે બન્યું તે સારાનેજ કાજે ને તેથી હું હવે ધોળેલાં દુધ પર વીલાપ કરવા બીલકુલ નારાજ છું. તારી આમદ વખતે હમોએ તુંને નવું નામ આપ્યુ, કે જે નામનીજ સાથે હમારી ખાતરી છે કે તેં નવેસરથી તારી પવીત્ર જીંદગીનો પાયો તારે હાથથી ચની લીધો હશે, ને ખુદા તેજ મુજબ તુને ભલીશમાં દોરવે એ જોવાને હમો ઈંતેજાર છીએ. કીરતાર કરેને તારી આગળી સજીવન થએલી યાદદાસ્ત ફરીને હમેશગીની શાંતીમાં આરામ કરે ને કોઈબી રવેશે તારી આગળી જીંદગીના પદદ્મા બીજા હોઠો પર પડે નહિ, કે જેમાં તારૂં ને મારૂં ભલુ છે ને મારો બેટીનુંબી ભલું છે. હું મારી બેટીથી હમેશાં આ વાતને છુપાવાનીજ કોશેષ કરશ. જો તારી આગળી જીંદગીનો સ્વપનો તારી પર ગલબો કરવાની પેરવી કરતે તો તે હમો હમારી નજરથી તે અનુભવી શકતે, પણ નહિ મને તારી પર અખંડ વીશવાસ છે મારા બેટા અને તેજ વીશવાસ સદા કાલ તારે માટે તેવોને તેવોજ અખંડ રહેશે."

અને ઉપલા શબ્દોના બંધ થવા સમેતજ તેને ફીલીપને પોતીકી ગોદમાં લીધો ને તેની તરફનું હેત સાબેત કરવા તેને બકી લીધી જે વખતે ફીલીપની નજર નાફાજીસમાં આંસુઓની રોશની પ્રકાશી નીકળી.

જ્યારે સર વાલટર ફીલીપનો ઓરડો છોડી ગયો ત્યારે તેને પોતીકી દીકરીની તલાશમાં પોતીકા હોલ તરફ હાલવા માંડયું. અને પોતીકી બેહદ ખુશહાલી વચ્ચે તેણીને જુલીયટ ગોલ્ડસ્ટેન સાથ વાતચીત કરતાં દીઠી. તુરતજ તેને પોતીકા કદમો તેઓ તરફ લંબાવ્યાં અને જુલીયટ તરફ માનનું એક ડોકું કરી એલાને જણાવ્યું જે ફીલીપ તેણીને મળવાને માટે તેના ઓરડામાં આતુર હતો.

"કેમ તે જવાન કેમ છે" જુલીયટે અચાનક સવાલ કીધો.

"જીહા થેંક્યું હાલતો ખુશીમાં છે," બુઢાએ ઠંડે કલેજે કાસદ કાઢી અને ત્યાર બાદ તેણીને સલામ કરી તે એલાને લઇ ત્યાંથી ચાલતો થયો.

બેશક જેવું જુલીયટે સર વોલટરની નજરમાં તેણીને માટે ધીક્કાર પ્રદરશીત થયલો જોયો તેવીજ તેણી ગુસ્સાને મારે પોતીકા ઓરડામાં લટાર મારવા લાગી. બેશક તેણીબી તેણીને વીસારનાર તરફ સદા ધીક્કાર ને ફીટકાર સાથેજ જોઈ રહી હતી.

તેણી ફક્ત સર વાલટરની બેટી ને ફીલીપ કાજજ હોટેલમાં થોભી હતી અને જો તેણીએ તેઓને પોતીકું દીલ આપ્યું નહિ હતે તો અત્યાર આગમચની તેણી

હોલમાં જઈ આ કજીયાના કાલબુદને વીચારી મુકતે.

પણ શું કોઈબી એવી સહવારનો સુરજ તેણીના કીસમતમાં તણું થશે કે જેની રોશની પ્રકાશીત થતાંજ તેણી પોતીકો કીનો તેણીની જીંદગી દુખી કરનારા દુશમનો પર લઈ શકે! બેશક આ એક વરી નવી વીચારની વાદળી તેના દીમાગમાં સડસડતી જણાતી હતી.

તુરતજ તેણીએ વીચારમાંથી ફારેગ થતાં આજુ બાજુ નજર લંબાવી તો તેવામાં તેણીની નજર અચબુચ પેલીજ પીલી ભુરી આંખ્યો પર પડી જેને જોતાંજ કમકમી તેણીએ પોતીકું મોંહ ફેરવ્યું. સબબ તેણીએ જોઈ લીધું કે આ કોઈ ઓરતે તેણીના દીલના વીચારો વાંચી લીધા હતા.

એવામાં તેણીએ બગીમાં ઓલગાને આવતાં જોઈ. અને તુરતજ જુલીયટ પોતીકી સહીને હંમેશ મુજબ હેતથી બકી કરવા ગઈ, પણ તેણીએ મામલો બીગડેલો જોયો. અને તેણીની ખાતરી થઈ કે જે બનાવની તેણીએ આગાહી કીધી હતી તેજ બનાવ મોડે વહેલે તેણીના બાબમાંથી બનવા પામ્યો હતો. બન્ને બહેનપણીઓએ સાથે દાદરપરથી પોતીકા ઓરડા ભણી હાલવા માંડયું કે જે વખતે જુલીયટ તડનેફડ ત્યાંજ કરી નાખવાને હડબાહર આતુર દેખાતી હતી.

જેવાં તેઓ હોલ આગળથી પસાર થયાં કે ઉમરાવજાદી ઓલગાએ પોતાને નામે આવેલાં કાગજોની ઢગલીનો કબજો પોતીકા હાથમાં લીધો અને જેવી તેણી ઓરડામાં જુલીયટ સાથે દાખલ થઈ કે તેણીએ પોતીકા કાગજો વાંચવાની તેણીની પાસે રજા માગી જે ખુલ્લાં દીલથી બક્ષવામાં આવી.

"ઓહ કેવું કઢંગુ" એકાદ કાગજને ફરીને ઉકળાવતાં તેણીએ મનનો બખાળો કાઢયો, "મારા ખાવીંદે બેશક ફ્લોરેન્સમાં જઈને બધી ગોઠવણ જાતેજ કરવી પડશે. હાલમાં તો હમો ઘણાજ ખુશી તંદોરસ્તીમાં છીએ."

"એટલે તું એમ કેહવા માંગેછ કે તારેબી તારા ધણીની સાથે જુસરીમાં જોડાવું પડશે?" જુલીયટે સહેજ અજાયબ થતાં સવાલ કીધો કે જે વખતે તેણીની નજર સહી પરજ ટીંગાએલી હતી.

"હારેહા. ને તેમાં કાંઈબી કમનસીબી જેવું નથી. મુર્ખો ઈનિશાન! હું એને સારૂં શું કહુ!" ઓલગાએ પોતીકો ઉભરો કાગજ પર ખાલી કીધો?

તે રાતે કેટ લ્યુકાસે પોતીકી ડાએરીમાં ઘણીજ અગતની નોટ કીધી હતી કે જે દીવસની ટુંક નોધ સર દેવીડ મોરટીમરને તેણીને દોરવવાને જોગવાઈ કરી આપી શકે. તે નીચે મુજબ હતી:—

"વેનીસ—આજે તે નાનકડા જવાન ને જુલીયટ ગોલ્ડસ્ટેનની સવારે અચાનક મુલાકાત થઈ અને તે અચાનક મુલાકાતે તેની આગળી યાદદસ્તને દીલમાં જાગરૂત કીધી. તેણીબી હમારી સાથેજ હોટેલમાં રહેછ, અને જુલીયટની હાજરી સર વાલટરને બીલકુલ નાપસંદ છે" ક્લોડે બુઢા સર વાલટર સાથે લગભગ એક કલાક ઓરડામાં

એકાંતમાં પસાર કીધો અને મારી પુરી ખાતરી છે કે તે દરમ્યાન તેને પોતીકી આગળી પાછળી બીનાથી બુઢ્ઢાને વાકેફ કીધો હતો. પણ જ્યારે હું જોઉછ કે તેઓની દોસ્તીમાં કાંઈબી ફરક પડયો નથી ત્યારે મને વીચાર આવેછ કે એ છોકરો પોતાની આગલી બાબદનો ખ્યાલ આપવાને એટલો બધો તો મુર્ખો નહિ બની શકે. મેં બારણામાંથી ભરાઇને સમજવાની કોશેશ કીધી પણ છોકરો સહેજ ચબરાક દીસ્તો હતો, અને દરવાજા પર વારે ઘડીએ ચાંપ રાખતો હતો. મેં એટલું તો જોઇ લીધું કે મીસીસ ગોલ્ડસ્ટેનને લાઈલ કુટુંબ માટે હવે સહેજ ભારબી લાગણી નથી. બુઢ્ઢાબી તેણીને દુરજ રાખવામાં સુખ માને છે, અને મામલો આવીજ રીતે ગબડતો દીસે છે, આજે મેં તેણીના મનના વીચારો વાંચી લીધા જે પરથી જણાય છે કે જો એલા ને ફીલીપની હસ્તી નાબુદ થઈ શકે તો તેણી ફરીને લાઈલ અશકયામતની એકલી વારસ તરીકે ગામમાં ડંકો વગાડી શકે. તેણી ઘણીજ અદેખી પોતીકું વેર વાળી શકે એવાં જીગરની અબળા છે ને તે હું એક ચોપડી સમાન તેણીનું જીગર વાંચીને કહી શકુંછુ. મારી ખાતરી છે કે જેની પર તેણીનો દાંત હોય તે સહેજમાં તેણીના છટકામાંથી સટકવો મુશકેલ છે."

કેટ લ્યુકાસે ત્યાર બાદ પોતીકી ડાએરી બંધ કીધી, અને પછી તેંનાની પાપ પોઠી લઈ તેણીએ સુવાના ઓરડા ભણી હાલવા માંડયું જ્યાં તેણીએ એક સ્વપનો જોયો કે જેમાં તેણીએ દેવીડ મોરતીમરને તેણીને લગનના ગાંઠથી એક કરતો જોયો. અને આવી રીતે પોતીકી મીઠી નીદ્રામાં તેણી ફીકકું હસી જે હસવામાં તેણીની જીંદગીનો સઘળો સાર પ્યારને પાળણે હીંડોળા ખાતો હતો.

## પ્રકરણ ૧૮ મુ.

માયાના અંધકારમાં ના તું ફાંફાં માર.
મુશકેલી આશાનનો કરનાર તો કીરતાર.

બેશક સુનેરી બાળના ઝુમખાવાલી આ મલતાવડી વનીતા આજે તેણીનીજ ખુબસુરતીની સરોબરી કરનાર એક જવાન સાથ કંઇક ગામ ગપાટામાં ઘુંટાઇ હતી. તેણીની નજરમાં તેને માટે વખાણ હતી. બળકે વખાણથી વધું ચાહ હતો, જે ચાહને બાતેનના પડમાં તેણીએ સદાનો છુપાવામાંજ મજાહ માની હતી.

"અને થોડો વખત ત્યારે તમો હમોને વીસારી જશો નહિ ફીલીપ !"

કંઇક યુકિતથી હસ્તાં તે નાની બાળા બોલી

"ઘણે ભાગે, બળકે હું ધારી શકું તેથીબી વધુ પ્રમાણમાં કહું તો ચાલે"

"પણ જો મારી ગેરહાજરી તમોને કોઇબી રવેશે નારાજ થવાનું કારણ

આપતી હોય તો પછી તમોને હમારી સાથે પધારવાને વાંધો શું છે! તમો જાણોછ તો ખરા કે તમારી કંપનીમાં હમો બહુજ મોજ લઈએછ."

"રાઈટ ડીઅર, પણ તું જાણેછ તો ખરી કે જ્યારે હું મારા કામકાજ માટે તમારી તરફથી પગાર નથી મેળવી શકતો તો પછી હાકેમ સાહેબના સ્ટુઅર્ડ તરીકે નોકરી બજાવવામાં મને હાંસેલ શું!"

"પણ તેની તમોને ફીકર કરવાનું કામ નથી. તમે તમારે સીમસનને ઘરનો ખટલો તપાસવા હુકમ કરી દેજોની એટલે જંજાળ પટી"

"ખુદા કાજ ડીઅર તું મને આઇતે પગારે પાળીયા જેવું પેટ બનાવી બીના કામકાજે મસ્ત થઇ ફરનારાઓની પંકતીએ નહિ મુકે તો સારૂં. કોઇબી રવેશે હું મારી હાજરીની તમો વચ્ચે ખાસ જરૂર તો જોતો નથીજ. મારા વગર તુને એવી એવી કમપનીઓ મળશે કે તું હસ્તાં હસ્તાં મારી યાદબી વીસારી નાખશે"

"હું સારી રવેશે સમજું છું કે તમો હેરી બીઝાંટ માટે મને કહી સમજાવો છો. બેશક તેનેથી સહેજ ગમ્મત તો હમોને પડશેજ."

"અને તેથી તમો શું કહેવા માંગોછ મારી પરીચહેરેની બાનું!"

"શું તે ખરેખર ગમતી નથી ફીલીપ!"

"ખચ્ચીતજ ઘણો ગમતી. દરેક આદમી પોતપોતીકી બાબદમાં હમેશાં ગમતી હોવોજ જોઇએ, જે હું કહુંછ તેજ તુંબી કહેતી હોય તો પછી આપણે બન્ને એકજ ચીઝ કહીએ છીએ એમ ધારવું ખોટું નથી."

"નહિ ફીલીપ તમારૂં બોલવું ઘણુંજ કઢંગુ છે. તમો જાણોછ તો ખરા કે હેરી એના ખાનદાનની નોક છે. જ્યારે સઉ કોઇ દર રાતે તેઓના ઓઠાંમાં દારૂના પીપો પેટમાં ખાલી કરે છે; અને શીકાર ને અહીં તહીંની તફરમણાજી સીવા કોઇબી બાબદપર વાત કરતાં નથી ત્યારે હેરી તે જગ્યાએ તેની અસીલતાનો આયનો છે."

"પણ હું કાંઇ ના પાડુંછ. બીઝાંટ પોતીકા બાંપની હસવા સરીખી આબેહુબ નકલ છે એટલું છે કે બેટી બાપ જરા ફેશન બાનુના મંદીરમાં ડોકીયાં કરતો રહેછ. અને કોઇબી દીવસે નાક સુકાયા વગર સરોસ ઇજતો નથી."

"હુંબી તે સારી રવેશે સમજુંછ પણ મારા મત મુજબ તો હું ધારૂંછ કે તેને પીવાનું ચાલુ રાખવુંજ જોઇએ સબબ તેનો ભેદ તમો મુતલગ સમજી શકયા નથી. તે શરીરે તો પોતીકા બાપદાદાની અચ્છી ગવાહી છે પછી તારે બીજા તીજામાંથી તેની નકલ થવીજ જોઈએ કે નહિ!"

"ખરેખરજ તેઓની એને છુપી મદદ હોવી જોઇયે બાવાજાન.!"

"ફીલીપ આવી ટકોર કરવી તમોને છાજતું નથી. એક જવાન અબળાને આવી રીતે ન છાજતા ટીકાથી શીખાવવી એ તમોને બીલકુલ શોભા

ભરેલુ નથી. હું હવે વધુ વાર થોભવામાં શોભા જોતી નથી. ને મારા ગીયા પછી ખચીતજ તમો પશ્ચાતાપ કરશો, ને ત્યારેજ તમો જોશો કે તમોએ મને કેટલી હદે સતાવી છે."

તેણી આ વખતે સહેજ ગુસ્સામાં ઘુંચવાઈ ગએલી દીસતી હતી. છતાંબી તેણીએ ધીરજ રાખી ફીલીપના બોલવાને હસવામાં કાઢી નાખ્યું ને ત્યાર પછી આગળીજ અપુર્વ પ્રીતીથી રૂમાલની નીશાની કરી તેણી ત્યાંથી ઘર તરફ મેદાન વાટે નીકળી ગઈ. પ્રીય અઝીઝ, તેઓ આ વખતે ઘરથી થોડે દુર આવેલી ગાડીની ફાટક આગળ વાતમાં વીટલાયલાં હતાં અને તેણીના જવા કેડે ફીલીપ તેણીની મીઠી મોહબતમાં મસ્ત બની તેણીને નીહાળતો ત્યાંજ થોભ્યો હતો. બેશક તેને શું ખબર કે તેણીની ઉપલી નાદાન તકરાર નજદીકના ભવીશમાં ખસુસ કરીને તેના બાબમાં બોલેબોલ ખરી પડનાર હતી. પણ શું તેણી તેને સદાને માટે તરછોડી જશે યાં તેનીજ સદાને માટે થઇ રહેશે! અઝીઝ રફીક એ તો તારે અનુભવવાનું છે!

જ્યારે મામલો આવી રીતે ડોળા ખાતો હતો ત્યારે સર વાલટર લાઈલને એક હસીન જવાનની આમદ જાહેર કરવામા આવી કે જે હસીન જવાન તે કોઇજ નહિ પણ ફીલીપ ને એલાની તકરારનો તીંડલ હેનરી બીઝાંટ હતો. સર વાલટરે તેને તેના મોભ્ભાને છાજતું માન આપી આવકાર દીધો, કારણ કે પુરાણા દોસ્તના નાનકડા નબીરાની આમદે તેના જીગરમાં કંઈક અજબ પ્રકારની ખુશહાલીનો પુવારો જાગરૂત કીધો હતો.

થોડીક મુસાફરી બાબેની સાધારણ પરપુચ્છ બાદ હેરી બીઝાંટે રીવરવે હોલમાં ભરી ફજેરમાં પાવરો ઉંચકવાનો પોતાનો હેતુ બુઢા સર વાલટર આગળ જાહેર કીધો.

"સર વાલટર સાહેબ" તેને કંઈક ઘુંચવાટ સાથ નરમાશથી કહયું. "તમો જાણો છો તો ખરા કે વરસો થયાં મારા જીગરમાં એક નાકેશ આશાનું ફીકકુ કીરણ પજરી રહયું છે, જે આશાને આજે તમો તરફથી માન સાથે વધાવી લેવામાં આવશે એવી ઉમેદમાંજ હું અહીં આવ્યો છું. મારી ખાતરી છે કે તમારા જેવા પાકટ સાકટ આદમીને મારૂં કહેવું મગઝમાં ઉતારવું પડે એમ નથી."

બેશક બુઢાનો ચહેરો આ જગાએ ફીકકો મારતો જણાયો. તેને આ વખતે કાલચંદરની વાદળી ઘેરાતી જોઇ ને તે ખરાબ ઘડી કદીબી તેને તકરારના રોહમાં નહિ ઘસડી જાય તેની પુરતી સંભાળ લેવાનાં પગલાં મનમાં ભરવા માંડયાં, પણ વખત આવી પુગ્યો હતો હતો કે જેની સામે તેની ચુપકીદીનો કીલ્લો ટકી શકે એ મુશકેલ કાર્ય હતું—

"હેરી દીકરા, હું આશા રાખું છું કે મેં તારા સવાલની વકી રાખી હુતી એમ જો હું કહુ તો ખચ્ચીતજ તું મને માફ કરશે. તુને ગભરાવાનું કશું કારણ નથી, તુંને એલા સાથે શાદીના ગાંઠથી એક કરવાની તારી ઉમેદને હું કોઈબી રવેશે ખેંચી લેવા ઇચ્છતો નથી, પણ મારે આ જગ્યાએ સાફ સાફ કહી દેવું

જોઇએ કે તારી જગ્યાએ અગર જો એક ફરેસ્તોબી આકાસ પરથી ઉતરી આવીને આવી માંગણી કરે તો હું ખુલ્લા દીલથી તેને વખોડી કાઢું. તું જાણેછ બેટા કે એલા મારી દુનિયા છે! દુનિયા દર્પણનું મુગટ છે જેને મારી નજરથી દુર કરવા હું હરગીઝ નારાજ છું."

બુઢાના અવાઝમાં આ વખતે સહેજ કઠોરતા દીપી નીકળી હતી પણ હેરીને તેની પરવાહ નહિ હતી. તેને હીંમત રાખી સર વાલટરની નાડ પોતીકે હાથ સફાઈથી ધરી રાખવાની કોશેષ કરી.

"તમો જરાબી ફીકર કરશો નહિ મારા મુરબી, હું તેણીને ઘણે દુર લઇ જનાર નથી સાહેબ કે જેથી તમો તેણીના વીલાપમાં ઝુરીને જીંદગી ખતમ કરો!"

સર વાલટર બેશક આ શબ્દોથી સહેજ ચોંકયો હતો. તેના શબ્દોએ બુઢાને ખાતરીની ઓઢણી ઓઢાડી હતી.

"હેરી બાવા તું સમજતો નથી. મારી ખાતરી છે કે ઉતાવળમાં તું નાહકનો ઠાપ ખાઇ જાયછ. એ નજદીક ને દુરનો સવાલ નથી. એમ સમજની કે હું તો હવે બાઝુએ રહયો પણ તેં કોઈબી દીવસે એલાને એ બાબદનો ઈશારો કીધોછ કે!"

"બીલકુલ નહિ અને તમારી પરવાનગી વગર તેમ કરવાને હું મુદદલ માંગતોબી નથી. મારા મુરબી મેં મારાં માતાજી આગળ એ વાત છેડી હતી ને તેણીબી એલાને માટે પોતીકો સતોષ જાહેર કરા ચુકી છે ને મને ખાસ તમો સાહેબ આગળ વાત છેડવાનીજ તેણીએ અરજ કીધી છે."

"જા દીકરા તારી મરજીજ એમ છે તો મારે તે પર ચવઈ ચુંઠણા કરવાં નથી. જો તું તેણીને જીતી શકે તો દુનિયાજ તારી છે, તેણી મારી એક પુરી દીકરી છે, અને મારી છેવટ તલકની દીકરીજ રહેશે અને મારી પકકી ખાતરી છે કે જો તેણી તારી સરજતમાં લખાઇજ હોશે તો તેણી તારો સંસાર શોભાવતી એક નમુનેદાર પરણેતર તરીકે તારૂં ઘર જરૂરજ દીપાવશે" અને આવા માયાકુલ શબ્દો સમજી હેરી કાકાના જીગરમાં બુઢાને માટે લાગણીનું કીરણ દાખલ થયું.

"હું તમારો બેહદ ઉપકારી છુ મુરબી" હેરી બોલી ઉઠયો, "અને હું જોઈ શકયો છું કે તમો મારી સંભાળ તળે એક છુપો ખજાનો છુપાવી બેઠા છો. જેને જીંદગીના છેડા તલક છુપાવવાને હું મારૂ તનોમન અર્પણ કરશ."

"તમોને એલા આગળ એ વાત કરવાની મારી ખાસ રજા છે, પણ મહેરબાની કરી ધ્યાન રાખશો કે હું કોઇબી રવેશે તેણીની પર દબાણ કરનાર નથી. તેણીને તેણીનો મનપસંદ ધણી શોધી કાઢવાને પુરતી છુટ છે. મારૂં દીલ તેણીની પર વીશેષ છે અને તેથી તેણીને કોઇબી રવેશે હું નારાજ થએલી જોવા હરગીઝ માગતો નથી."

"જેવી સાહેબની મરજી. હું કાઇબી રીતે એમાં અભીમાન લેતો નથી, હું

ને એલા લાંબા વખતથી એક બીજાને ઓળખયેછ ને મારી ખાતરી છે કે હજુ સુધી તેણીએ કોઇનેબી પોતીકું દીલ આપ્યું નથી."

"તે તો ખરીજ વાત છે સબબ કે તેમ કરવા આગમચ તેણી મને પહેલે એ વાતથી વાકેફ કરે."

"બરાબર છે. મુરબ્બી એમજ થવુંજ જોઇએ. પણ એલા જેવી છોકરી તમારેથી કોઇબી દીવસ કોઈબી વાત છુપી રાખશેજ નહિ. અને સાહેબ તમારી રજા મેળવીને હવેજ હું એલા આગળ મારૂં દીલ ખુલ્લું કરવાની ટક હાથ ધરશ. ભોલી ભાળી જવાન અબળા તેણી મારી પર અજબ મહેરબાન છે!"

સર વાલટરે આ જગ્યાએ જવાબ આપવાનું મોકુફ રાખ્યું, સબબ બાતેનમાં તે હેરી બીઝાંટ કરતાં પોતીકી દીકરી માટે બહુજ પ્રીતી ધરાવતો હતો.

બન્નેએ કાંઇક થોડી એલાર પેલાર ચલાવવા બાદ સર વાલટરની ઇચ્છાથી બન્ને એલાની શોધમાં કદમો ઉધામવા લાગાં, એવામાં તેઓએ એલાને તેમની સામેથી ઝડપથી જતી જોઇ, પણ સર વાલટર હેરીને તેણીની આગળ લઇ જઇ તેણીને અચાનક ચોંકાવા ઇચ્છતો હતો નહિ ને તેથીજ તેને નરમાસથી હેરીના કાન પર ઇશારો નાંખ્યો.

"દીકરો હેરી હાલ તુરત એક અઠવાડીયું તો તું તોડીજ પાડજે. પછીની વાત પછી થઇ રહેશે"

પણ હેરીને બુઢાના આ શબ્દોથી કંઇક ચીલ્લો ચઢેલો દેખાયો. પણ એવામાં રીબીએરા ને ઇટાલીની સફર વેળાએ મોહબતી પાઠો સ્ટડી કરવાને તેને ખ્યાલ આવ્યો ને તે ખ્યાલની સાથેજ તેને ઉમંગ લઇ બુઢાને થંડો પાડવામાં ડાહપણ માની લીધું.

"મારા મુરબ્બી તમો રાજી થાઓ, હું તમારા કહેવા મુજબ અઠવાડયું ગબડાવી કાઢીશ" અને આવા નમાના સખુનથી બુઢોબી પીગળેલો જણાયો.

જે પછી બીજીજ ઘડીએ તેને એલાને પોતીકી પાસ બોલાવી.

"એલા દીકરી એલા, કેમ પેટી પેટારા તારા પેક થઇ ચુકયા કે હજુ કંઇ બાકી રહયુંછ!" એલાએ ડોકું ધુણાવ્યું જે, પછી તેણીએ નજદીક આવી પોતીકા પીતાના સવાલનો જવાબ આપ્યો.

"એક ઓરત જાતના પેટી પેટારાની ગોઠવણ છેલ્લી ઘડી સુધી અધુરીજ હોય છે. પણ પપા તમો એટલા અધીરા કેમ પડીયાછ કહોની!".

"નહિરે મારી દીકરી હું કાંઇ અધીરો પડયો નથી પણ હેરી તુને પોતીકી નવી મોટોરકાર દેખાડવા માંગતો હતો તેને સારૂ કહુંછ"

"ખચીતજ કાર ઘણીજ ફાંકડી છે, એલા હું આપરી સાથે એને માલગાડીમાં લઇ લેવા માંગુછ."

એવામાં બુઢા સર વાલટરે કાગજ લખવાનું બહાનું કાઢી ત્યાંથી પોતાના

કદમો પોતીકા ચેમ્બર તરફ દોરવ્યાં, અને આવી રીતે આ તરૂણ વયની નાદાન ડાળીઓને ત્યારે એકબીજાના વીચારોની અદલા બદલી કરવાને અચ્છી તક હાથ આવી. હેરીને તો જેવું જોઈતુંતું તેવુંજ વૈદે ફરમાવ્યું એટલે હેરી બાવા ખુશી મધન દીસતા હતા. તેને એલ્લાને એકલી જોઈ હવે પોતીકી ચાવીઓ ઉપરા સાપરી અજમાવવાની કોશેશ કીધી.

"પણ મારા બાવાજી મારી સંભાળના લેનાર કેવા છે!" તેણીએ સફાઈથી તેના છટકામાંથી છટકવાનો પહેલો ઉપાય અજમાવતાં કહ્યું.

"પણ બાવાજી તે કેટલી ચીઝની સંભાળ લેશે! એમને મારી કેટલીક ખાનગી બાબદબી સંભાળી લેવાની છે!"

"અને તેથી તમો શું એમ કહેવા માંગેછ કે મારે તમારી સાથેજ બધો વખત ગુજારવો પડશે!"

"બેશક" અને આ ટુંકા શબ્દોમાં તેને એટલો બધો વીશવાસ મુકયો હતો કે તે હરપળે એમજ સમજ હતો કે એલ્લા તેના ફરમાનને વગર શકે તાબે થશે. ઘણીજ મોટી નાખુશી સાથે હેરીને સર વાલટરનું બપોરના ખાણા માટેનું ઇજન પડતું મેલવું પડયું હતું, સબબ તેની માતાએ તેને ઘણોજ ઉતાવળે પાછો ફરવાની તાકીદ કીધી હતી, અને જેવી એલાએ હેરીની ગાડીને ત્યાંથી પસાર થતી જોઇ, તેવોજ તેણીએ છુટકારાનો દમ ખેંચ્યો. તે તો તેણીને પોતાની મરજી મુજબ મન ચાહે તેમ રાખવા માંગતો હતો, પણ નાદાન અનસમજ હેરીએ આગલાં પાછળાંનો આ વખતે વીચાર કીધો ન હતો.

થોર્નતન લગોલગ આવી લાગતાં સમેતજ તેને ફીલીપ રસ્તામાં મળ્યો જે રીવરવે હોલ ભણી પોતીકા ઘોડાને દોરવી લઈ જતો હતો.

"થોભ બીરાદર ફીલ મારે કાંઈ તને કહેવું છે!"

"બોલની શું કહેવા માંગેછ?"

"અરે બાવાજાન કંઇ જેવી તેવી વાત છે! બુઢા સર વાલટરે મને એલ્લા સાથે પરણવાની રજા આપી છે."

એકાદ ઘડી તે વીચારવંત ઉભો રહયો ને પછી શાંત મને ફીલીપે જવાબ આપવામાં જરૂર જોઈ.

"અને તેથી શુ તું એમ ધારેચ કે એલાએબી તુને બહાળી આપીછ."

"વેલ તે કેમ હું કહી શકું! પણ દીકરા તેમાં કંઈ દમ જેવું નહિ. તું જાણુતો નથી કે હમો નાનપણથીજ રમતાં રમતાં એક બીજા સાથે પ્યાર કરતાં હતાં!"

"હું સમજ્યો. કેઠો આએબી પ્યારનો કેસ અહીં ઉભો થએલો દીસેછ."

બેશક ઈંગલાંડમાં વસંત રૂતુની આમદ શીયાળાની સરહદ પર આબાદીની નીશાનીઓ મુકી જાય છે, પણ રીવીએરામાં વસંતરૂતુની આમદ કંઇક ઓર

ખુશનુમા દીસતી હતી. કીસકીસમના ફુલોનો બહાર, આબાનનો આસમાની સીંગાર ને આકાશનો પહેરવાસ દમામદાર ઝાડોની સુંદર ઘટામાં દીપી નીકલતી ટેકડીઓનો શોભી રહેતો ચીતાર અને બીજી ઘણી ખુશનુમાં સીનસીનેરીઓ વગેરે આ પરીયાંઓના પરેસ્તાની ખુણામાં ધુમ મચાવી રહયાં હતાં. બીઝાંટ ફેમીલીએ સર વાલટર લાઇલને એલાની સાથે મોનતી કારલોથી નાઇસ સુધી મોટોરની મંજલ કીધી હતી કે જ્યાં તેઓએ એક અથવાડીયું પસાર કરી લેડી મેરી બ્લાથીવાઇટ ને તેણીના ભાઈ સાથે ખાણું લીધું હતું અને જે ભાઇ બહેનની નાનકડી લોચ તે વખતે કીનારે નાકની ભુંગલી વાટે ધુમાડો બહાર કાઢતી હતી. એલાએ મીસ લ્યુકાસને પોતીકી સાથે લેવાની બહુજ કોશેશ કીધી હતી, સબબ હેરીનો કટાળો તેણીને માટે ધારવા કરતાંબી વધુને નહિ સહન થઈ શકે તેવો હતો. તેણી જો કે તેની નાનપણની સાથી હતી છતાંબી તેણીએ કોઇબી દીવસે તેને શાદીના ગાંઠથી એક કરવાની ઇચ્છાને જીગરમાં આવકાર દીધો નહિ હતો.

ખાણાં માટેની લાયકજગ્યાતરીકે કાફે ફેનાર્ડની આગાશી પર પસંદગી ઉતારવામાં આવી હતી કે જે ફાંકડું રેસટોરાં કીનારા પર આવેલું હતું ને આબોહવા ને ઉત્તમ સીનરીની મોજ માટે પરોણાઓ વચ્ચે જાણીતું હતું. અહીંજ લોર્ડ બ્લેન્ડવે ને તેની બેહન તથા પેટ ગ્રેનેવે તેઓને આવકાર આપવાને ખોટી હતાં. જેમાં નવાં આવનારાં પરોણાઓને તેમના મુરબ્બી મેજબાનોએ આવકાર દીધો, તેજ વખતે પેટ ગ્રેનેવેની એલા સાથે ઓળખ કરવામાં આવી. તેને આ નાનકડી બાળાને કંઈક ઉતસાહ સાથે જોઈ અને તેજ વખતે તેના જીગરમાં એક રોશનીનું કીરણ બરપા થયું, જેને તેની આગળી યાદદાસ્ત જાગરૂત કીધી હતી કે જેના જાગરૂત થવા સમેતજ તે જોઇ શકયો કે તે એક લાઇલ કુટુંબનું કોહીનુર હતું કે જે લાઇલ કુટુંબનાજ એક કોહીનુરને તેને પોતાકા જીગરમાં મોહબતી સીમીંટથી મઢી લીધું હતું. એલાએબી તેને જોતાં સમેત આ નવા આઇરીશમેનમાં બહુજ ઉમંગ લેવા માંડયો, જે ખરેજ ધ્યાન ખેંચવા જોગ બીના હતી. ખાણાંની ગોઠવણ બહુજ ટીપટાપ હતી, અને પરોણાઓની બેહદ ખુશહાલી વચ્ચે તે સંપુર્ણ રીતે સરંજામ ઉતરી હતી. સઉએ ખાણાને લાયક ઇનસાફ આપ્યો હતો અને એકાદ અપવાદ સીવાય દરેક જણા મોજીલાં દીસતાં હતાં. પણ આ વખતે લોર્ડ બ્લેન્ડવેની ન છાજતી ટકોરે પરોણાઓના સહેજ દીલ દુખવ્યાં હતાં.

"અરે પણ થોભોની સર લાઇલ, તમોને જોતાંજ મને તમારી ભાભી જુલીયટ ગોલ્ડસ્ટેનનો ખ્યાલ આવેછ, જેણીને મેં ગઈ કાલેજ તેબલ પર બીરાજેલી જોઇ હતી."

દરેક પરોણાએ આ ટકોરને જુદી જુદી રીતે મનમાં ઉતારી હતી. દરેક કરતાં વધુ ગંભીર આ ટકોર પર આ વખતે ગ્રેનેવે હતો, જેને તેણીને માટે બહુજ લાગણી હતી પણ કમનસીબે તે સંજોગના સમાગમમાં તેને જાહેરમાં મુકવા પામ્યો ન હતો. સર વાલટરની મુંઝવણનોબી આ જગ્યાએ પાર ન હતો, જયારે મીસીસ

બીઝાંટ તો લોર્ડ બ્લેન્ડવેની મુર્ખાઈ પર પોતીકું હસવું થોભાવી નહિ શકી હતી. એલાબી કાંઈક આગળી પાછળી યાદ દીમાગમાં રોશન કરતી હોય એવું ડોળ ઘાલી બેઠી હતી. જ્યારે હેરી કાકાને મનસે તો તે બોલ્યું નહિ બોલ્યું સરખુંજ હતું. પણ કેટ લ્યુકાસ દરેકને પોતીકી ચકોર આંખે તપાસતી રહી હતી, અને દરેક પાસથી કંઈક જાણવાની ખાએશમંદ બની હતી.

"જુલીયટ ગોલ્ડસ્ટેન વીશે બધાં ઈશારો કરી રહયાંછ પણ કોઈએ એમ કહયું છે યા પુરવાર કીધું છે કે તેણીનો શીક્ષક દીલદાર ફરીને તેણીની સોડમાં બીરાજ્યો છે! તમો બધાંઓ જાણોછ તો ખરા કે મેં તો મક્કમતાથી એવું માનવાની સાફ ના પાડીછ કે જુલીયટ એક વખત મોરીસ હારકોર્ટના લવમાં હતી!"

"મોરીસ હારકોર્ટ" હેરીએ સહેજ ટીખ્ખો બનતાં કહ્યુ. "પેલો બદમાશ બદબખ્ત તો નહિ હોય જેને મને હર વખતે સતાવવાની પેરવી કીધીતી."

"દીકરા મારા તેજ" હેરીની માએ જવાબ આપ્યો પણ એટલામાં લોર્ડ બ્લેન્ડવેનું ઉભાહ આવવાથી તે વચમાં પુરાયો.

"તમારે જોઈએ તે બોલો સાહરા, પણ જેઓએ એજ માનસને દેવળના ઉંબરે ઉભો રહી નાટકી જુસ્સામાં જે કદુવાનો વરસાદ જુલીયટની ઉપર વરસાવતાં જોયો હતો. તેઓને વધારે ખાતરી આપવાની હું જરૂર જોતો નથી."

પણ એવામાં ગ્રેનેવેએ વાતને ફેરવવામાં અચ્છી સીફત વાપડી કે જેથી સહેજ સર વાલટરના જીવનેબી રાહત મળી. જે પછીના ખાણા વખતે વાતમાં બુધવારના વાંધા જણાયા.

ખાણું પુરૂં થતાં લેડી મેરીએ હેરી બીઝાંટને તેની નવી ગાડીમાં પરોણાઓને ફેરવી લાવવાને અરજ કરી; પણ તેણીની બેહદ દીલગીરી વચ્ચે પેટ ગ્રેનેવેએ તેઓને જોડાવાને ચોખ્ખી ના પાડી. એલાએ પણ પોતીકી નાખુશી બતાવી અને બચાવમાં જણાવ્યું જે તેણી મોટોરની સફરથી બીલકુલ કંટાળી ગઈ હતી. કેટ લ્યુકાસે પણ પોતીકી નામરજી બતાવી, એવામાં પેટ ગ્રેનેવેએ તેઓને સુચના કીધી કે તેઓ ત્રણુડેએ એક ફાઇટન લઈ કેસીનો તરફ લટાર મારી આવવી.

"પણ પહેલે હું તો અહીના બગીચાઓ શોધી કાઢવા માંગુંછ. લોકો કેહેતાંતાં કે બગીચાઓમાં વેલ ઓફ ગુડ ફોરચ્યુન યાને કે રૂડાં તકદીરની વાવ છુપાએલી છે. શું એ ખરૂં હોશે!" એલાએ પેટને સવાલ કીધો.

"ખચ્ચીતજ જો તમોએ એ કુવાનુ પાણી પીધું નહિ હોય તો બેશક આજે તમારે તેની લહેજત ચાખવીજ જોઈએ." પેટે જવાબ દીધો.

લેડી મેરી તેઓની બાબદ પર બહુજ ચોકાસી રાખતી હતી, પણ જ્યારે તેણીએ જોયું કે છોકરી પેટને બરાબર નહિ હતી ત્યારેજ તેણી તેઓની વારતામાં દખલ પહોંચાડવાથી બાઝ આવી., એવામાં લોર્ડ બ્લેન્ડવેએ ખાણાનું

બીલ ચુકવ્યું અને મીસીસ બીઝાંટ અને ઉમરાવ એન્ડવેની બહેન બન્ને મોટારની સહેલ માટે પોતીકી 'વેલ' સરખી કરતાં હતાં એટલામાં સઉની દીલગીરી વચ્ચે સર વાલટર લાઇલે જુલીયટ ગોલ્ડસ્ટેનને પોતીકી સામે ઉભેલી જોઇ, જેણીબી અગાશી પર અંજાણમાં આવી ઉભી હતી.

તેણીને તેઓ વીશે બીલકુલ ખબર નહિ હતી ને તેઓને અચાનક ત્યાં જોતાં તેણીબી ચોંકી હતી, પણ તેણીનો એ શક બહુજ ટુંકો હતો. સર વોલટરે સહેજ પીઠ ફેરવવામાં પોતીકી ઇજ્જત સચવાએલી જોઈ, જ્યારે મીસીસ બીઝાંટ ને લેડી મેરી બ્લાથીવાઈટે તો તેણીને સદાની ઓવારનીવાર કરી નાખવામાંજ મોજ માની. પેટરીક ગ્રેનેવેએ તેણીને જોઈ હતી નહિ સબબ તે એલા સાથે ખુશ ગુફતેગોમાં લીન બન્યો હતો, કે જે જુલીયટ કમનસીબે સારી રવેશે જોઇ શકી હતી. તેણીએ એમ માની લીધું કે પેટ કદાચને તે સુનેરી બાળવાલાં પંખીના પ્યારમાં હતો કે જે પંખીથી તેણી અચ્છી રવેશે માહીતગાર હતી.

અગાશીના એકાદ ખુણા આગળથી જુલીયટ ધીમે કદમે પસાર થઇ ગઇ પણ તેણીને માટે દીલમાં મોહબત સજીવન કરનાર તેણીના ભંભેરાયલા દીલબરને તે વીશે જરાબી સંસારો વટીક ગયો નહિ. સઉએ તેણીનો દમામદાર મુખડો જોયો હતો જે દમામદાર ચહેરાએ મેરીને અદેખાઇની આગમાં અરધી બાળી દીધી હતી. બેશક તેણીના ઠઠેરા માટે તેણી સઉ કોઈના મગઝ પર એવીજ વાત થસાવતી હતી કે જુલીયટ તેણીના આ ઠઠેરા માટે તેણીના કરોડપતી ધણી ગોલ્ડસ્ટેનને આભારી હતી. તેણીબી આ વખતે મોટારની સહેલગાહે જવાનું માંડી વાળતે પણ જ્યારે તેણીએ જોયું કે તેણી પોતેજ મોટાર સહેલગાહની સુચના કરનાર હતી એટલે નાચારીએ તેણીએ અંતેબી પોતીકું ધારેલું બીડુ ઝડપ્યું કે જે વખતે તેણીના જીગરમાં બેહદ દહેશત પેદા થઈ હતી કે રખેને પેટ ગ્રેનેવે જુલીયટને મળે ને જુલીયટની ધારેલી આશા ફળે!

ઘણાંક વરસથી લેડી મેરી પેટરીકની મોહબતમાં દીવાની બની હતી જો કે તેણી તેઓ દેખાવ કરતી ન હતી કે લોકોને તે વીશે જરાબી જાણવા દેતી ન હતી. તેણીને જણાવવાની જરૂર નથી કે પેટ કેવી કીસમનો આદમી હતો. તેની સાથે એકાએક મોહબત બાંધવી એ પથ્થર પર પાણી જેવો સોદો હતો. જો કે તેણી મનમાં તો એમ મલકાતી હતી કે પેટે તે અબળા માટે જીગરમાં આશ રાખીતી તે તેની આશને સદાની નીરાશામાં ફેરવી નખાવવાને તેણી ઘણે દરજ્જે ફતેહમંદ નીવડી હતી.

જેવી તે મોટાર સહેલાણીઓને તેની સહેલગાહે ઉપાડી લઇ ગઇ કે તુરતજ પેટે એલાને સુચના કીધી કે તેઓએ હવે રૂડાં તકદીરની વાવની તપાસમાં કદમો ઉગામવા કે જે વાવ નજદીકના કુશાદે બગીચામાં છુપાઇ હતી, જેમાં પેલું આલીશાન રેસટોરાં ડોકયું કરતું હતું.

કેટ દ્યુકાસે આ વખતે જાહેર કીધું જે સખ્ત ગરમીને લીધે તેણી બાડની

ઘટા હેઠળ વીસામો લેશે ને તેઓના આવવા કેડે તેઓને પાછી જોડાશે જે માંગણી તેઓએ કબુલ રાખી. પણ જેવાં તેઓ તેણીની નજર આગળથી પસાર થઈ ગયાં કે તુરતજ તેણીએ ગરમીનો ખ્યાલ પડતો મેલ્યો ને અગાશીની આશ્સપાસ્રણી સીડી ચઢી પોતાના કદમો પેલીજ ચોક્કસ જગ્યા તરફ દોરાવ્યાં કે 'જ્યાં જુલીયટ પોતાના પગલાને દોરવતી હતી.

થોડી ઘડી બાદ તેણીની આશા ફલીભુત થઇ સગબકે મોનેકોની ટેકડીનો સુંદર દીખાવ રજુ કરતી તે આલીશાન અગાશીના એક ખુણામાં તેણીએ જુલીયટને વીચારમાં લીન બનેલી જોઈ, પણ તુરતજ તેણીને લ્યુકાસનો ઓળો પડતાં જુલીયટે તેણીની તરફ ઝાંખી નજર વટીક કરી જોવાની દરકાર કીધી નહિ, જેને મીસ લ્યુકાસને આ સુંદર સહનસીલ સુંદરીનો ગોરો ઘટમારો ચહેરો સ્ટડી કરવાને અચ્છી ટક આપી. તે ચહેરો બેશક આગળાં વરસોની તેણીની તરૂણ વયની ખુબસુરતીનો મનહરી લેનારો મીઠાસ રજુ કરતો હતો, કે જે ચહેરો વરસોના વીટંબણુા સાથે સહેજ કરમાયલો હોવા છતાંબી હજુબી તેની અસીલાતમાં પછાત નહિ પડયો હતો.

એકાદ બે પળ બાદ તેણીએ કેટને પોતીકી પાસ ઉભેલી જોઇ, જેણીની આંખ્યો તેણીની સુંદર સુરત પર લુભાયલી દીસ્તી હતી. તુરતજ જુલીયટને ખ્યાલ ગયો કે તેણી તેજ અજબ ખવાસની બદ ખસલતી ઓરત હતી જેણી તેણીની જીંદગીમાં પોતીકી મતલબને કાજ કંઇક ઓર ઉલટ લેતી જણાતી હતી. જો કે એક દાહેકાની વાતપરની વેનીસની તેણીની મુલાકાત પછી જુલીયટે ફરીને તેણીને આજેજ જોઈ હતી.

"તમો મારી સાથે કંઇક વાત કરવા માંગોછો નહિ વારૂં!" જુલીયટે કંઇક કચવાટ સાથ કહયું, "મારી ખાતરી હતી કે હું બીજી વખત તમોને કોઇબી ઠેકાણે મળી શકશજ યા તો કે તમો મને મળી શકશોજ."

પણ જવાબમાં કેટ લ્યુકાસે ખુરશી લઇ તેણીની પાસે ગોઠવાતાં ડોકચું કીધું. જે પછી તેણી ધીમે સાદે કંઇક એવા શબ્દો ઓચરવા લાગી જેને જુલીયટના મનને ફરીને ઘુંચવાવી નાખ્યું. તેણીએ જોઇ લીધું કે આ ચકોર ઓરતે તેણીના સઘળા વીચારો વાંચી લીધા હતા. બેશક તેણી બદખસલતનો એક ફુવારો હતો જેમાથી એક ખોભળી ભરીને પાણી પીનારની નેકનીઅતબી બદલાઇને નવોજ રંગ લે એમાં કાંઇબી અરે રાખી શકાય નહિ.

"તમોને મારી સાથ શું કામ છે!"

"તમોને મદદ કરવા."

"ઓહ ઇનશાન ઇનશાનને મદદ કરી શકતો હોય તો પછી ખુદાના. તાલાની એબાદત મંજુર કોણ કરે! એ તો બધાં એમજ કહે."

"જો તમો જરાબી શક વગર મારી પર વીસવાસ મુકો તો તમને મદદ

કરવાનું મારા હાથમાં છે. હુંજ તમોને તમારી આંગળી જુવાનીમાં વેરવીખેર કરવાનો બદલો કેમ મેળવવો તે દેખાડી આપું. તમોએ તમારા બાકીના દીવસો શહેરે શહેર ફરી હરીને પઈસાની ખરબાદી કરીને ગાળી નાખ્યા, પણ તમારા પોતામાં તેથી શું ફાયદો કરી શકયાં! હું તમોને રીવરવે હોલ તો પાછો અપાવી શકું, તમારૂં ખોવાએલું સુખ પાછું અપાવી શકું, તમોને સોસાયટીમાં શોભાવી શકું, જો તમો સંપુર્ણ વીશવાસ મારી પર મુકવાનો કોલ આપો."

"પણ તે કેમ બની શકે!" જુલીયટે આ કસકુનમ દદાની ઝમાંથી અંજાઈ જતાં અચરતી બતાવી,

"ત્યાર તમો મને એકજ ચીઝથી વાકેફ કરો અને ત્યાર પછી મને દુનિયામાં બીજી કોઈબી ચીઝની પરવા નથી. કહો જોઉં પેટરીક ગ્રેનેવે એલાને પરણવા માંગેછ કે નહિ!" જુલીયટે નાગણુની હાલતે ઉશકેરાઇ જતાં સવાલ કીધો.

"હા તેની એજ ઇચ્છા છે" કેટ લ્યુકાસે જવાબ દીધો જે સમજતાંજ જુલીયટના જીગરમાં ધીક્કાર પ્રસરી રહેલો દેખાયો. અફસોસ કે તેણીએ પોતાને આ બદમાશ ઓરતને હાથ વેચી નાખી હતી. પેટ ગ્રેનેવેને એલાને પરણતો જોવા બદલ તેણી પોતીકી જીંદગીનો સદાને માટે અંત આવેલો જોવા આતુર હતી. બેશક કીસમતને બંદુકથી વીંધવાનેબી જો તેણીમાં શકતી હોય તો તં આ વખતે વીંધી શકવા તૈયાર હતી. કુદરત ગર પોલાદી તનનીબી બને તો તે તેના તનના અનેક તારોને તોડી તેમાંથીબી પોતીકી સરજતનો સીકકો સવળો પાડવા તેણી આ ટકે તૈયાર હતી.

"ઓ ખુદા શું એમ બની શકશે!" તેણીએ મનસે વમાસ્યું.

"જરૂરજ બની શકશે જો તું મારી પર વીશવાસ રાખે તો!"

અને બીજીજ ઘડીએ કેટ લ્યુકાશે પોતાની ખુરશી છોડી તેણીની પર પોતીકી નજરને ચકરાવો આપીકૂજોયો. બેશક તેણીની ઝબાનના ચાબુકનો અવાઝ આ વખતે જબરી અસર કરવા પામ્યો હતો. તેણીએ ફરજનું કરજ પ્રીટાડયું હતું ને હવે કંઇક વધુ હાંસેલ કરવાની ઉમેદ રાખતી હતી. આ કમનસીબ અબળાએ તે જવાનની જીંદગીને કોલહુમાં પીસી નાખી હતી જે જવાને તેણીને ખુદા યા તેની તમામ અક્ષેસ કરતાં વધુ આલા દરજ્જાથી ચાહી હતી, અને જેને ખાતર કેટ લ્યુકાસ પોતીકી જીંદગીને પાણી બનાવી વહેતી કરવા ખુશી હતી. હા અફસોસ તે મોહબતમાં મસ્ત બનેલું પુતલું દુનિયાને સળગાવવા, તેની તમામ ખુબીને ખાક કરવાબી પાછળ હઠતું નથી. ખુદા મોહબતથી બચાવો, એવોજ ખ્યાલ હાલ તો તેણીના દીમાગમાં જડ ઘાલી બેઠો હતો.

"તમો ઘણુંજ નખાઈ ગયેલાં, નાસીપાસ બનેલાં ને સદાના અસુખી દીસોછ. ત્યારે લેઓ આજે જીંદગીની મજાહ કે જે તમારી સીહા ઘડી પર સફેદીનો ચુનો ચોપડી શકે."

જુલીયટ તેણીને કમનસીબે સમજવા પામી નહિ સગણ કેટ હ્યુકાસનો અવાઝ આ વખતે ધીમો હતો. બેશક આ વખતે દુરથી ખુશહાલીનો પડઘો તેણીને કાને પડયો જે સમજવા આતુર બનેલી આ જવાન બાળા જવાને ઉઠી પણ એવામાં તેણીની નજર એક નાનકડી બાટલી પર પડી જે તેણીની સરજતમાં છીંદ્ર પાડવાને આ ટકે ટેબલ પર દોળા તાણી રહી હતી ને જેના મુગટ પર "કોકેન" નામના ત્રણ અક્ષરો મઢી લેવામાં આવ્યા હતા.

અને આ શબ્દો પર નજર નાખતાં પેલો ખુશહાલીનો પડઘો સદાને માટે શાંત બન્યો.

"તમો ઘણાંજ નખાઇ ગએલાં નાસીપાસ બનેલાં ને સદાના અસુખી દીસોછ. ત્યારે લેઓ આએ જીંદગીની મજાહ કે જે તમારી સીહા ઘડી પર સુફેદીનો ચુનો ચોપડી શકે" અને વાંચક અઝીઝ આ પાપી પાણી તેણીને હવે કેવા સુખના લલના હેદલ લાડ લડાવેછ તે તો હવે નજદીકમાંજ જોવાનું છે.

## પ્રકરણ ૧૯ મું.

ખેલે રંગ સાંપોખી વાંસલીને સુર.
પલકમાં થઈ આજેઝ ભલે હોયબી ક્રૂર;
તેવો હાલ છે પ્રસરી રહયો વાતમાં.
મદારી તો એકજ ગોહર સાતમાં.

સર વાલટર લાઈલે અંતે મોન્ટી કારલોમાં ખાણું લેવા અને ત્યાંથી ચાંદરનીમાં રાતના નાઇસ તરફની સહેલગાહે ઉતરી પડવાનું ઇઝન છેવ પર જોરાવરી કરીનેબી કબુલ રાખ્યું હતું, કે જે ત્રીપ મીસીસ બીઝાંટના મત મુજબ તેઓને શહેરની રચના વીજળીની દમામદાર રોશની વચ્ચે નીહાળવાને બનતી જોગવાઇ કરી શકે. એલાએ તો કેસીનો તરફ જવાની જરાબી ખાએશ દેખાડી ન હતી. તેણી તે ઉનાળાના બગીચામાં ફરી હરીને પોતાના વીચારોની દુનિયાને ખુશમીજાઝી બનાવા ચાહતી હતી અને હજુ તો તેણી પોતાના એ ઠરાવને અમલમાં મુકે તેટલા ફરીને પેલો કવચનો કાંટો હેરી બીઝાંટ તેણીના માર્ગમાં આડો પડયો હતો, જેને તેણીને અંધારી ઘીચ ઝાડીમાંથી રોશનીના રસ્તા પર દોરવાને પુશકલ આગતા સ્વાગતા દેખાડી હતી.

"તમો થાકી ગએલાં લાગોછ"! બગીચાના એક સુંદર આરાસંપાહણના સોફા પર બન્નેએ બેઠક લેતાં, હેરીએ નરમાશથી તેણીની લાગણી તપાસવા માંડી.

"સહેજ એમ છે ખરૂં. દીવસજ હમણાં લાંબો થયોછ એટલે વખત પસાર કરતાં છેવ પર આવેછ." તેણીએ જવાબ આપ્યો.

"હમો જયારે બહારગામ હતાં ત્યારે તમારો વખત આવી રીતે ખુશી ખુરમીમાં પસાર થતો હતો કે એલા!"

"જી હાજી ઘણોજ. હમો તો સદાના સુખમાંજ દીવસ કાઢયેછ!"

પણ આવા તેણીના બેદરકાર જવાબની પરવા કીધા વગર લાંબા વખતથી તેના મગઝમાં રમી રહેલો તેણીને શાદીના ગાંઠથી એક કરવાનો વીચાર તેણીની હઝુરમાં ઈનશાફ મેળવવા કાજ રજુ કરવાને તેને આ ટક હાથ ધરી "એલા. પ્યારી એલા આપરાં અહીઆં સાથે થવા આગમચ મેં તારા બાવાજીની તને લગનના ગાંઠથી એકત્ર કરવાની મારી ઇચ્છા પર બહાલી મેળવીછ. તેવણે પોતીકી દીલોજાનથી બહાલી આપીછ. જયારે આપરે છુટાં હતાં ત્યારેબી મારાં મગઝમાં એજ ખ્યાલે જડ ઘાલી હતી કે જો તું મને તને જીતવાને ખુશીથી બહાલી આપે તો મારી જીંદગીના છેડા તલક તને સુખી કરવાને હું બનતું કરૂં. મેં તને લાંબા વખતથી મોહબતની સાંકળ વટી મારા દીલમાં સીકડી લીધીછ, કે જયારે તું તારા કીસ કીસમની ફેશનના ફ્રોકમા તારી તરૂણ વયમાં મારી નજરમાં મોહબતી હીંચકા ખાતી હતી. મારૂં દીલ તે તુંજ છે. છેવટનો મારો પ્યારબી બસ તારેજ ખાતર છે. અને એવા મારી મધ કરતાંબી મીઠી માહબુબ મને કહે કે મારે ખાતર તુને મારી આ મરજી કબુલ છે"

રાતની આમદ સાથે પુલો પર ઝાંકળની છારી મધમધી રહી હતી, બેશક જેની મોહીનીએ એલાને એવો તો ચટ્ટસ લગાડયો હતો કે મધમધતા અંબેલીના સુવાસ હેઠળ તેણીનુ દીમાગ નીશામાં મસ્ત બનેલું હતું. થોડાક વખત તો તેણી તેનો બીલકુલ જવાબ આપી શકી નહિ જે જોતાં હેરીએ ફરીને પોતીકી અરજને જુદા આકારમાં રજુ કરવાનો ઈરાદો કીધો.

"ડીઅર એમાં વીચારવા જેવું કશું નથી. ખુદા ખાતર બસ હાજ કહી દે. તારા મુરબીજી પીતાજી તને મારી સાથેજ પરણાવા ખુશી છે, મારી મનમોહન દીલદાર."

તેણી તેને બચપણથી ઓળખતી હતી અને કાંઇબી રવેશે તેને માટે એલાએ અણગમો દેખાડયો નહિ હતો. વધુમાં તેણીનો બાપ તેણીને આ લગનની બાહાલી ખુશીથી આપતો હતો. અને પ્રીય વાંચક ત્યારે એને વધુ લલચાવનારૂં અમૃતની શું હજી તેણીને જરૂર હતી! હા હજુ એક અગત્યની ચીઝ દુનિયાની અંદર સઉથી વધુ જરૂરની બાબદ તેણીની ઘુંચવણનો રડયો આપવાને બાકી હતી અને તે જીંદગીને મોહબતને એક કરનારી રેશમની દોરી હતી. અને આ બાબદને તેણીએ હેરી આગળ એવી સફાઇથી રજુ કરવાની મનમાં રચના કીધી કે જેથી તેને કશુંબી ખોટું નહિ લાગે. પણ હેરીએ આ ખ્યાલને તુવાલથી લુછી નાખવાનો વીચાર કીધો.

"એવા એવાબી વીચારો તમો નાદાન છોકરીઓ ચોપડીમાંથી ચુંટી કાઢોછ તેમાંજ તમારા સંસારમાં સડો પડેછની! હું એમાં બીલકુલ માનતો નથી,

સબબ એ અક્કલમાં બેસતી વાત નથી. જેને અફલાતુંન વાર્તા નવેશો, ને ફીલસુફ સાક્ષરોને મોહીની લગાડનારા કવેશરો મોહબ્બત કહેછ તેને આપણે પ્રીતી તરીકે ઓળખ્યોછ અને તું મારી પ્રીતી પતગીયું છે ખરૂં કેની !"

"અલબતાં."

"અને તારે માટે આવી પ્રીતી ધરાવનાર દુનિયાનાં હું સીવાય બીજું કોઈજ નથી એમ તું ધારેછ કેની !"

"બચ્ચીતજ"

"ઓહ કેવી ખુશહાલી ત્યારે તો આ સવાલનો સેવટનો ફડચો આવી ગયો ડોલ." હેરીએ મનનો હવાઇ કીલ્લો રચી રહેતાં ખુશહાલી જાહેર કીધી.

"નહિ નહિ. થોભો હેરી. મને હજુ કુમારીકા તરીકે મારી જીંદગીની થોડી મોજ મજાહ ચાખવા દેઓ. એમ ઉતાવળા બનવામાં ખુદા રાજી નહિ !"

"નહિ ડીઅર તારે તો હવે જરા સંસારી બાનુ તરીકે વધુ ઠીકઠાક થવું જોઇએ. ઓરતની આઇન ફર્જ એજ છે, શું પરણ્યા પછી તું તે મજાહ મેળવી શકનાર નથી !"

"નહિ હરગીજ નહિ. તમારે હજુણ એ બાબદ પર વધુ ઠાવકા થવું જોઈએ." હેરીએ હસ્તાં હસ્તાં પોતીકી મોહબતની મોટર તેણીના ગાલ પર પાડતાં પોતીકો હરખ જાહેર કીધો; પણ આ વખતે તેણીના ખુબસુરત ભવાંઓ ઉંડાણ ઘુંચવણમાં ઘેરાએલાં દીસ્તાં હતાં જે કમનસીબે હેરી જોવા પામ્યો નહિ હતો.

"આપરે તું કહેશે ત્યારે લગનનું નક્કી કરશું, પણ હાલ તો તારો પ્યાર મને એકવાર મેળવવાની રજા આપ ડારલીંગ ! મને તરસાવાથી તને હાસેલ શું છે !"

અને પછી બીજીજ ઘડીએ તેઓ બન્ને કુટુંબીઓની શોધમાં ગયાં, જેમનો મેલાપ થતાં હેરીએ સર્વની બેહદ ખુશહાલી વચ્ચે એલાને જીતનાર તરીકે તેને મુબારકબાદી આપવાની અર્જ કીધી. બુઢો તુરતજ પામી ગયો કે હેરીએ આ બાબદને ઉતાવળે પરોણાઓ વચ્ચે જાહેરાત આપવામાં ઘણીજ ગંભીર ભુલ કીધી હતી. સર વાલટરને તેની આ વર્તણુકથી જો કે ખીજવાત ઉપજ્યો હતો પણ તેને પોતીકા વિચારનો પડઘો બહાર નહીં પડવા દેવામાં સહેજ બાહોશી વાપરી હતી.

બધાંઓએ હેરીને મુબારકબાદી આપી હતી પણ પેટ્રીનેવે તેમાં જોડાયો ન હતો, પણ જ્યારે તે તેણીને "ગુડ નાઈટ" કરવા આગળ ગયો ત્યારે બન્નેની નજર અરસપરસ એક થવા પામી, જે ટકહાથ ધરતાં ગ્રેનેવેએ ધીમે પણ અસરકારક અવાજે તેણીના કાન પર કંઈક ચોક્કસ પદઘા નાખ્યા—

"મારી આજે તમો સાથે પહેલવહેલીજ મુલાકાત છે, ને તેથી કદાચને તમો મને બરાબર ઓળખી શકો નહિ એ બનવા જોગ છે, પણ આગળથી હું તો તમોને

સારી રવેશે ઓલખતો હતો, મીસ લાઈલ. જો તમો તમારી જીંદગીનું સર્વોત્તમ સુખ સંપુર્ણ રીતે જીતી શક્યાં હોવ ને તેમાં તમારાં દીલને સંતોષ થયો હોય તો હું ખચ્ચીતજ આ ટકે તમોને મુબારકબાદી આપુંછ. પણ જો કમનસીબે તમો તેમાં નાસીપાસ થયાં હોવ તો ફક્ટ મારી ખરાં જીગરની એજ ઉમેદ છે કે જેમ મેં મારી જીંદગીનું સુખ અવીચારે ગુમાવ્યુંછ તેવી રીતે તમોને તેમ કરવાની ખુદા તાઆલા ફર્જ પાડે નહિ."

જે પછી તે સર વાલટરને છેવટની સલામ કરવા આગળ વધ્યો પણ તેને તેણીના મગઝ પર ઉપલા શબ્દોથી એવી અસર કીધી હતી કે મોટોરમાં જગા લીધા બાદ બી તેણી ફરીને ઉપલાજ ખ્યાલ પર અધીરી બની હતી, કે જે ખ્યાલ તુને હવે જોવાનું રહયું છે પ્રીય અઝીઝ કે તેણીની સુસ્ત બની ગયેલી દુનિયાનો ખુરશીદને કેવો ઝગમગાવી રહેછ.

"સાહેબજી ભઇ એનેવે." વાલટરે બહુજ નમનતાઈ પુર્વક શબ્દોથી એનવેને નવાજતાં પોતીકો જીગરનો ઉભરો બહાર કાઢયો. "લાંબા વખતના ગાળા પછી ફરીને તમોને અહીં જોવાને હું બહુજ ખુશી થયો છું. જ્યારે ઈંગ્લાંડ પાછા ફરો ત્યારે રીવરવે આવીને હમોને મુલાકાતનું માન આપવા ભુલતા ના–કેમ ગરીબ પર મહેરબાની રાખશો કેની!"

"ઘણીજ ખુશી સાથે. વરી જીવતા હોઇશું તો ચંદ રોજમાં સાથે થઇશુંજ." અને આવા અરસપરસના માયાળુ વીચારોને જગ્યા આપવા બાદ બન્ને પારટી એક બીજાના હરખ વચ્ચે છુટ્ટી પડી.

ફરીને લાઈલ કુટુંબ લાંબી સફર બાદ વીલાયટમાં પધાર્યું હતું. જ્યારે તેઓ ઈંગ્લાંડભણી જવાના માર્ગમાં હતાં ત્યારેજ એલાને ફીલીપનો ખ્યાલ આવ્યો હતો જે ફીલીપને તેણી નહિ વીસતારી શકાય તેવા વાહલથી ચાહતી હતી ને સદાનો ભઈનો એલકાબથી તેને બોલાવવાને મનની એક બેહદ મોજ માની લેતી હતી.

"મારા વહાલા ફીલીપને ફરીને મળવાને મને કેટલી ખુશહાલી ઉપજશે. કેમ પપા—"અને આવી રીતે તેણીએ જ્યારે પોતીકા પીતા પાસે ફીલીપને મળવાને હરખ જાહેર કીધો હતો ત્યારે આ નીરદોશ અબળાને થોડી ખબર હતી કે તેણીના હેરી બીઝાંટ સાથના સગપણની વાત યા ફીલીપના કાન પર અચ્છી રીતે પાડનાર હતો.

ફીલીપ અલબતાં રીવરવે સ્ટેશનપર તેવોને લેવા પધાર્યો હતો, અને બીઝાંટ કુટુંબનેબી લંડનમાં પોતીકી સફરને થોભાવવી પડનાર હોવાથી હેરીએ એલાને માટે એક સુંદર વીટી ખરીદી લેવાની ઉમેદ મન સાથ બાંધી હતી,

સ્ટેશન પર ઉતરતાં સમેતજ તેણીના વહાલમાં અર્ધઘેલી બનેલી આ એલાએ ફીલીપને વળગી પડતાંજ પોતીકો હરખ ઉભરો બહાર કાઢયો.

"ફીલીપ મારા વહાલા ભાઇ, તુને મળતાં હું કેવી ખુશી થઇ છું. યા

ખુદા મારો ભાઈ પાછો મળ્યો!"

"શું તને મારે માટે એટલો હરખ છે એલા! ખચ્ચીતજ મનેબી તમારા વગર એક દીવસ એક વરસ જેવું લાગું. રોજ આંગળી પર દીવસ ગણું કે એલા કયારે આવશે કયારે આવશે અને છેવટે તો એમબી વીચાર આયો કે કદાચને સરજત આપરી બન્નેની પર મહેરબાન બની એક બીજાને છેવટનીબી મળવાની ટક આપશે કે!"

"ઓ હમો પાછાં ફરવાને બહુજ ખુશી હતાં ને હમણાં હમારો હરખ નહિ વર્ણવી શકાય એવો છે." સર વાલટરેબી ફીલીપને સેકહેંડ કરતાં પોતીકી લાગણી જાહેર કીધી. બેશક તેના દીલની ઉમેદને ફરીને સજીવન થએલી જોતાં જેટલો ફીલીપ ખુશી થયો હતો એટલું કોઇબી ખુશી થયું નહિ હશે. દુનિયા હવે તેને મનસે રાહતની જગ્યા હતી. આ ટકે તે હેરીની અદેખાઇ અદાવત ને તકોબરીને સદાનો દીલમાંથી દુર કરી શકયો હતો. અને છેવટે બીઆંટ કુટુંબના નગીરાની એલાને હાથ કરવાની ઉમેદને તે થોકરોથી કચડી નાખવાને મગરૂર બન્યો હતો એવી તેની માન્યતા હતી.

ઘર તરફ આવી લાગતાંજ થોડીક હેત પ્રીતની એલાર પેલાર બાદ ખાણા માટેની તેબલ બીછાઇ, જેને સઉ ઇનસાફ આપવા ખુશી સાથે ગોઠવાઈ ગયાં. જે બાદ એલાંને ફીલીપ અગાશી પર લાંબા વખતના હરખને ગબાંનની ચોપડીમાંથી વેરવીખેર કરવા પોતાના કદમો ઉગામી ગયાં.

"કેમ તમોને હવે આએ ઘેર તો કંટાળા જેવું લાગતું હોશે એલા!"

"ઓ જરાબી નહિ ફીલીપ. હું તો બા એવું બીલકુલ પસંદ નહિ કરૂં!"

અને બીજીજ ઘડીએ તેણીના દીમાગને અંધકારમાં ફેરવતી એક વીચારની વાદળી તેણીના મનમાં પસાર થઈ ગઈ જેને તેણીને સુચવ્યું હતું કે ખચ્ચીતજ એક દીવસ તો તેણીને જરૂર આ ઘરથી કંટાળી બીજા ઘરનો આસરો શોધવોજ પડશે.

પણ ઓજપનું રાજ શરૂ થયું અને ખુરશીદના અસ્ત પામવા સાથે હજુબી એલાને તેણીના ખરા આકારમાં જોવાને ફીલીપ પાસે થોડીક ઘડી ફાજલ હતી. પણ ફરીને તેની લાગણી તેણીને જોતાંજ દીલગીરીનો પહેરવાસ સજતી જણાતી હતી. જે અદેખાઇને અદાવતને તે સદાની સળગાવી બેઠો હતો તે કદાચને ફરીને થોડુંકમાં પોતીકું જોર દેખાડે એવી તેના જીગરમાં શંકા હતી.

"બેશક તમારા વીચારો બીલકુલ તમારા નામને ન છાજતા છે. બીલકુલ તેઓ વીચારના નામનેબી શરમાવા પુરતા છે."

"ગમે તે હોય પણ ફીલીપ એક દીવસ તો મારે આ ઘરનો સદાને માટે આસરો છોડવોજ પડશે." અને આ એલાના વાકયથી ફીલીપનો ગભરાટ વધી જાય તો તેમાં નવાઈ જેવું કશું હતું નહિ. અને શું તેના ગભરાટનો આ વાજબી પાયો

હતો! તેને ફરી ફરીને મન સાથ એજ સવાલ કીધો હતો.

"હું તમોને બીલકુલ સમજી શકયો નથી. તમો શું બહારગામ ફરી સીધા રવાના છેઓ કે એલા!" પોતે તેણીના વાકયોનો ભાવાર્થ સમજવા છતાંબી કશું નહિ જાણતો હોવાનું ડોળ ઘાલતાં ફીલીપે સફાઈથી તેણીને ચોખો ચાંપી જોયો પણ જેવો તે ચકોર હતો તેટલી આ ભોળી ભામીણી ન હતી—

"મારાં હવે થોડા વખતમાં લગન થનાર છે ફીલીપ વહાલા."

"કોણ સાથ હેરી બીઝાંટ સાથે કે!" બેહદ દીલગીરી સાથે અદેખાઈની આગ રોશન કરતાં તેને એલાને સવાલ કીધો. બેશક તેની મોહબતને આ એક મરણતોલ ફટકો હતો કે જે તેણીની ઝબાનના ચાબુકે મધ્ય પીસ્તાંજ અસરકારક રીતે તેને લગાવ્યો હતો.

"હા હેરી બીઝાંટ સાથે ફીલીપ" તેણીએ જવાબ આપ્યો ને તેમાં ફીલીપની સારી દુનિયા ખતમ થઈ ગઈ હતી. જે પછી તેઓમાંના બન્નેએ થોડોક વખત ચુપકીદી અખત્યાર કીધી હતી, જે અરસામાં એલાને ચુપ કરી નાખવાને એક એવી લાગણીનું કીરણ તેણીના દીલમાં બરપા થયુ હતું કે કમનસીબે તેણી તેનુ તોલ કરવાને અશક્ત હતી. અચાનક એવામાં ફીલીપે તેણીના ખભાં પર હેતથી પોતીકા બન્ને હાથોને ટેકવ્યા અને તેની આંખો તેણીના મીઠા રૂખસાર પર ફરી ફરીને ચમકવા લાગી જે આંખોના ઈશારો એવું કહી આપતા હતા કે તેણીએ ભોળાપણામાં એક એવી પસંદગી દેખાડી હતી જે તેણીના ધારવા મુજબ તેણીના ભવીશના સુખનો પાયો મક્કમ કરી શકે!"

"શું તું તેને ખરા દીલથી ચાહેછ એલા!"

"હા મને એ ખરેખર ગમેછ!" અને આવા અવીચારી જવાબ પર ફીલીપે એવી આશા બાંધી કે તેણી તેણીને જીતી જનાર માટે ફકટ લાયકીના શબ્દો વાપડવામાંજ ખરી શોભા જોતી હતી.

"ત્યારે મારે વધુ કંઇજ કહેવું નથી. ખુદાને બાર મારી એવીજ દુવા છે કે તું ઘણીજ ઘણીજ સુખી સુખ્યારી રહે" એક પળની ચુપકીદી બાદ ફીલીપે તેણીને જવાબ આપ્યો, જે પછી તે ત્યાંથી ગુપચુપ ચાલી ગયો, જેના જવા સાથેજ એલાએ જોયું કે તેણીની જીંદગીની નાજુક ને અતી વહાલી ચીજબી જતી રહી હતી.

ત્રણ દીવસ પસાર થવા કેડે બીઝાંટ કુટુંબબી ઘરે પધાર્યું. જો ફીલીપને માટે એલાને બીજા સાથે વચનથી બંધાતી જોવાને ખરેજ માઠો બનાવ લેખી શકાય તો બેશક તેનેથીબી બુરૂં તો તેણીને બીજાની સંગતમાં ફરતી જોવાને તે લેખી શકે, કે જે બીજો કોઈબી રવેશે તેણીનો દીલબર તરીકે દુનિયા ઉઠલાવાને પછાત પડયો નહિ હતો. બેશક આ ફીલીપ માટે તે ખમી શકે તે કરતાં વધુ દુખનો પાહાડ હતો.

એવામાં તે એક એવા ઠડાવ પર આવ્યો જે તેને બસ સદાને માટે એવો દુર દેશાવર ચાલી જવું કે જેથી એલાને ફરીને તે જોવા પામે નહિ, જેથી કરીને

તે પોતીકી મોહબ્બતને હુમેશાં દીલમાં ને દીલમાંજ પજરતી રાખી, વખતના વહેવા સાથે કરમાવી શકે. રીવરવેને સદાનો પડતો મુકવાનો વીચારજ ફીલીપ માટે બહુ દુખદાયક હતો, પણ તેથી વધુ દુખદાયકબી ત્યાં રહેવામાં તે માનતો હતો, કે જેમ કરીને તે લગનમાં હાજરી આપવાને ખરાં મનથી નાખુશ હતો.

તે માનતો હતો કે સર વાલટર પોતીકી તેની તરફની આટલી ભલાઈ બાદ તેને આવી રીતે નગુનો બની લગન જેવે ટાંકણે ત્યાંથી ચાલી જતો જોઇને બહુજ રંજીદા થશે, અને જો તે પોતીકું કારણ રજુ કરે તો એલા માટે મોહબતને તેના જીગરમાં જગ્યા આપવાને સર વાલટરની નજરમાં શું તે તકસીરવાર કોઈબી રવેશે ઓછો લેખી શકાય! તે કે જે જનમતાં સમેતજ લુચ્ચાઈ ને બદમાશીનું ઓજાર મોહમાં લઈ ફરતો હતો, તેને દુનિયામાં આવી ખુબસુરત, નીરદોશ ભોળા મનની અબળા માટે પ્યાર જેવી ચીઝ દાખલ કરવાને કશોબી હક નહિ હુતો. તેણી તેની તરફ બહુજ મહેરબાન હતી, ને તેથી ફીલીપને તેણીની મહેરબાનીનો અનઘટતો લાહવો લેવાને બીલકુલ સત્તા નહિ હતી.

અને તેજ આધારે લાઈલિ કુટુંબની પધરામણી પછીના બીજા અડવાડીયામાં આપણે ફીલીપને સર વાલટરને લાઈબ્રેરીમાં એકાંતમાં ચોક્કસ તકરારના રોહમાં ઘસડાએલા આપણી નજરની સામે ઉભેલા જોઈશું.

"બેશક મારી દુખી જીંદગીને સુખના અનેક સાધણો મેળવી આપવા માટે મારા મુરબ્બી તમારો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે, ને તે માટે હું મારી આએ કમીની જીંદગીબી તમોને અર્પણ કરૂં તો તેમાં કશીબી ન્યુનતા નથી. અને આટલી બધી હદસુધીની માયા મહેરબાનીની વચ્ચે તમો પાસ ફરીને એક વધુ મહેરબાનીની આરજુ રાખુંછ ને તે એ કે તમારે મને અહીંથી સદાને માટે ચાલી જવાને ખુલ્લાં દીલથી રજા બક્ષવી, સબબ મારૂં કારણ તમો સારી રવેશે સમજી શકયા હશો."

"પણ કાંય ચાલી જવાનો શું સબબ! હું સમજી શકતો નથી—હમારી ગેરહાજરીમાં તેં હમારી અસકયામતની અછછી દેખરેખ રાખી હતી ને તે એક ખુશહાલી ભરેલી બીના જો કે લેખી શકાય—તુંને કામમાં ઘુંટાએલું રહેવાને પસંદ છે ને પછી હું સમજી શકતો નથી કે અહીં રહેવામાં તને શું નુકશાન છે!"

"મારા મુરબ્બી અહીં પૈસાનો કંઈબી સવાલ નથી. તમો જાણતા હોશો કે જો તમો મને ફર્જ નહિ પાડતે તો હું દમડીનોબી તલબગાર નહિ હુતો. એ તો તમારી મારી તરફની બેહદ ભલાઈની વાત છે. હું ખાતરી આપું છું મારા માયાળુ મુરબ્બી કે મારા જવાના સવાલ સાથે પૈસાને કશીબી નીશબત નથી"

"પણ તુને ત્યારે અહીંથી ચાલી જવાનું કારણ શું છે તે તો તું મને જણાવશે ફીલીપ! તારી એવી અચાનક ઉમેદને જાગરૂત કરવાનો સબબ શું!"

"એ તો એક આબરૂનો સવાલ છે મહેરબાન. શું તમોને મારી પર

વીસવાસ નથી!"

"અલબતાં દીકરા. જ્યારથી તું હુમારા વચ્ચે જોડાયોછ ત્યારથી તેં મારૂ દીલ જીતી લીધુંછ અને તે માટે મને કોઈબી દીવસે દીલગીર થવાનું કારણ મળ્યું નથી. હજુણુબી મારો તારામાં અખંડ વીસવાસ છે, જો કે તારૂં જવાનું કારણ હું બીલકુલ સમજી શકયો નથી."

"જો તમો જાણો તો મારી ખાતરી છે કે તમોબી એમજ કહો કે હું તેમ કરવામાં વાજબીજ હતો."

"અને મારી ખાતરી છે કે તાંહ સીવાય તું આવું પગલું ભરે નહિ."

"મારી આવી રીતે કદર કરવા માટે તમારો ઉપકારી છું મુરબી!"

"પણ મારે એક ચીઝ તારી પાસે માંગી લેવી જોઇએ ફીલીપ ને તે એકે તારે અહીંથી મહીનો દીવસ તો બીલકુલ જવાશેજ નહિ.

"સાહેબ—મને બીહક છે કે કદાચને હું——"

"ફીલીપ-બસ હું તારી પાસે એટલીજ મહેરબાની માંગી લઉંછ. આવતાં મહીનામાં એલાના લગનની ગરબડ સરબડમાં આપરે બહુજ ઘુંટાએલા રહીશું ને તે વખતે તો મને તારી સલાહ ને મદદની બહુજ જરૂર છે."

પણ ગરીબ બીચારો બુઢ્ઢો તેના દીલમાં સજીવન થએલાં બળતરાંને પીછાણી શકયો ન હતો.

"જો તેટલાં તું જવાનો ઈરાદો રાખે તો લંડન યા તેની આજુબાજુના ગામડાંમાં ફરી આવવા સામે મને કશોબી વાંધો નથી."

"મારો વીચાર તો આરજેનટાઇન જવાનો છે."

"હું ધારૂંછ કે પોરીયા તું ઘણીજ ભુલ કરેછ. ખુદા કરેને હું તુને સમજાવી શકું ફીલીપ. જ્યારે એલા પરણીને સાસરે જશે તારે તારા વગર હું એકલો કેમ રહેવશ."

"એલા કાંઈ તમારેથી ઘણી દુર જનાર નથી."

"દાકરા તારે મનસે કંઇજ નથી પણ આપને દીકરીથી છુટાં પડતાં જે વીટંબણાઓમાંથી પસાર થવું પડેછ તે તો સાચ્ચો દાતારજ જાણે."

બેશક તેની ગમગીની બેહદ હતી. તેના આંસુએ છુપાં હતાં, તેની મોહબતે શોકના દરીયાવમાં સ્નાન કીધું હતું. ટુંકમાં આ કમનસીબ જીંદગી કેટલી હદ સુધી દરેક આશામાં કમનસીબ નીવડી હતી તે તો આ પહલી પર પચાસ જોઈ ચુકેલા નાનકડા નાધળીયાને ફરીને સુચવવાની જરૂર નથી.

"સાહેબ મને ઉડતાળીસ કલાક વીચાર કરવાને આપો."

"એમ તો એમ જા દીકરા-તુને તારા ઠડાવ પર આવવાને આટલી મેહતલ ખુશી સાથે આપુંછ, મારી ખાતરી છે કે તેમ કરતાં તું મને વધુવાર આશાવંત

નહિ રાખશે."

અને અત્રે તેમની તકરાર ખતમ થઈ, જેના ખતમ થવા સમેતજ ખાણાનો વખત ડોળા ઘુરકવા લાગો, અને હજુ તો ફીલીપ બે કદમ સર વાલટરને ત્યાંજ રહેવા દઈ આગળ વધ્યો હશે એટલામાં મીસ લ્યુકાસે કંઈક બેદરકાર પણે લાઇબ્રેરીનો દરવાજો ખડખડાવ્યો.

સર વાલટરે તેણીને દાખલ થતી જોઈ અજાયબીની નજર ફેંકી.

"તમો એમ તો કહેવા નથી આવ્યાં મીસ લ્યુકાસ કે તમોબી મને સદાનો એકલો છોડી જવાં માંગોછો!"

"તે તો તમારી પર આધાર રાખેછ સાહેબ. તમો જાણોછ તો ખરાં કે લાંબો વખત થયો હું એલાને કંઈબી ઉપયોગમાં આવી નથી, અને જ્યારે તેણી પરણી જનાર છે ત્યારે તો હવે વધુવાર આ ઘરમાં રહેવાનુ મારે માટે બીલકુલ શોભા ભર્યું નથી, જે ઘરમાં મારી કંઈબી જરૂરજ નહિ હોય ત્યાં રહેવાનું બહાણુંબી શુ શોધી શકાય—"

"મીસ લુકાસ અહીં બેસોને ધીરાં પરી વીચાર કરો, મેં તો લંબાણથી એ બાબદ પર વીચાર કીધેલો છે, જો કે તમારે આવો સવાલ આ ટકે કાઢવો એ તો તમારી લાયકીજ સીદ્ધ કરી આપે છે. પણ ફીકર નહિ, હું તો તમોને મારાં ઘરની દેખરેખ રાખવા માટે સદાના કાયમજ મુકરર કરી ચુકયો છું જેમ કરતાં મીસીસ બ્રીજ હવે આસાએસ લેશે. અને એમની બુજોર્ગ વયે ધ્યાનમાં લઇ હું એમને વરસાણુ અમુક રકમ આપીશ. હવે એલાના જવા પછી ઘરની કોઈબી યજમાન તો જોઈએ ને તે હું તમોને નેમીને ઘણો ખુશી છું, આશા છે જે તમો મારી ઉદાર આફર કબુલ રાખશો મીસ લ્યુકાસ."

"તમોએ મને એક એવું કારણ બતાવ્યું છે સાહેબ જે મારેથી ના પડાય એમ છેજ નહિ."

"થેંક્યુ-થેંક્યુ તમારી લાયકીજ છે. જોઇને બહુજ ખુશી છું કે તમો બુઢા સર વાલટરને નારાજ કરવા જરાબી ખુશી નથી મીસ લ્યુકાસ"

"પણ તમો એલાથી છુટા પડશો તોબી તમારી સાથ તમારો ફીલીપ તો સદાનો તમારી પડખે છે તો, એટલે પછી તમોને એકલા રહેવાનો ખ્યાલજ કેવો હોય સાહેબ!"

"ફીલીપનુ આરજેનટાઇન જવાનું ઘચુપચુ મન છે"

"ઘણુંજ અજાયબ જેવું સાહેબ—"

"ઘણુંજ અને વળી વધુ દીલગીર થવા જોગું તો એ છે કે હવે તે અહીં એક મહીનો વટીકબી આએ ઘેરમાં રહવા નારાજ છે. કોઈબી રવેસે મારો તેનામાં વીસવાસ છે ને તે વાજબીજ માર્ગ અખત્યાર કરશે પછી ગમે તે હોય એમ હું મક્કમતાથી માનું છું."

જે પછી કેટ લ્યુકાસ પોતીકા પહેલા માલપર આવેલા ઓરડામાં હસ્તી હસ્તી કદમો ઉઘામી ગઈ. જ્યાં જતાંજ તેણીએ ઓરડાનો દરવાજો બંધ કીધો ને પોતીકા ગાઉનમાં છુપાવેલો એકાદ કાગજ ખેંચી કાઢી તેણીએ બે ત્રણ વાર વાંચવા માંડયો. તે પર લંડનનો છાપ હતો અને ડી એમ. ની નીશાનીઓ ખુલ્લા અક્ષરમાં જણાતી હતી. કાગજનો વચલો ભાગ નીચે મુજબ હતો.

"કદાચને આ નાના નાધળીયાને લાઈલ કુટુંબની વચ્ચેજ મોજ મજાહ કરતો રહેવા દેવાની મારી મતલબે તમારી ધીરજ પર તરાપ મારવાની કોશેશ કીધી હશે. હું કોઈનેબી ભોટ બની તેના કારણો આપું એ બનવા જોગ નથી. પણ થોડીક સુચનાઓ તમોને ભવીશમાં અગત્યના પગલાં ભરવાને કદાચ સુચવશે એવી મારી મક્કમ માન્યતા છે"

"પહેલે તો તમારા કાગળ પરથી મે જોઇ લીધું કે સર વાલટરનો તેની પર ઘણોજ વીસવાસ છે, ને તેબી એકબારગી સારૂંજ છે. મેં આગળથીજ આગમચેતી કીધી હતી કે સર વાલટર એને રીવરવેની અસકયામતનો મેનેજર બનાવશે, કેમજે તે છોકરાને આલસુ ને સુસ્ટી રાખવાને બીલકુલ ખુશી નહી હતો જો કે તેને દુનિયામાં એનસ્લેના ખરા દરજ્જાની સહેજભારબી ખબર નથી."

"તમો વધુમાં એમ જણાવો છો કે તે જવાને સર વાલટરને પોતીકી આગલી પાછલી જીંદગીના અહેવાલથી વાકેફ કીધો હતો, અને તે ઉલટું આપરી બાજીને વધુ સંગીન બનાવા પામશે એવી મારી ખાતરી છે. તેને રીવરવે બહુજ ધીક્કાર ને નામોશી સાથે સદાને માટે છોરવો પડશે ને તે કેમ બનશે તે તમોને હું એકાદ બે દિવસમાં જણાવીશ"

"સર વાલટર લાઈલની આગળી મહેરબાની હવે તેના તરફના ધીક્કારમાં ફેરવાશે, જો તમો લખોચ તેમજ હોય ને મેં આગળ ધાર્યુંબી હતું કે એલા તેના પ્યારમાં હતી, એવો મામલોબી હસ્તી ધરાવતો હોય તો તે ઓરબી આપરા ફાયદામાં છે. હું લાઈલ કુટુંબને દુનિયામાંથી સદાને માટે ફના કરવા માંગું છું ને તે મારી કીનાની બાજીનું પહેલું પગથીયું છે."

"બુઢા વાલટરને તેની દીકરી માટેની મારી છેવટની સુચના હું હવે પછીથી જાહેર કરશ. એક ચીઝ એક વખતે ધ્યાનમાં ઉતારવી હું વાજબી લેખું છું. હું ધારૂંછ કે મારૂં કહયું તમે સમજી શકયાં હશો.

"તમારી આવી ખંટ ને ઉલટ માટે હું વખાણ સીવાય બીજું કાંઈબી ઓચરી શકતો નથી. ભવીશમાં તેની પુરતી કદર કરવામાં આવશેં, ફક્ત હું મારી બાજીને સંપુર્ણતાની ટોંચે પુગેલી જોવાની ઉમેદમાં બેઠી છું"

કેટ લ્યુકાસે જે પછી કાગજ બંધ કીધું અને તેને પોતીકાં ખાણામાં સફાઈથી છુપાવી તેને ચાવી મારી.

કદાચને સંતોષની ફીક્કી જાળી તેણીના ચહેરા પરથી સદાને માટે ગુમજ

થતે જો તેણીએ દેવીડ મોરટીમર જેવા બદમાશના ભલીશના બદલાના પ્લાનો મગઝમાં ઉતાર્યા હતે, પણ જોવાનું હવે રહ્યું છે કે કીરતાર આ બદમાશને કેટલે દરજ્જે મદદ કરેછ.

## પ્રકરણ ૨૦ મુ.

ઉમંગ કહેજે દોડું હું જીતવાને આજ,
કરમ કહેજે જો મુજનો નવરંગી નાજ.
વખત વા ને વહાણને હોતો નથી લોભ,
કીસમત શું થોભશે જો કહેશો કે થોભ!

સર વાલટરની બેહદ નાખીપાસી વચ્ચે ફીલીપે આખરે પોતીકો થડાવ જાહેર કીધો કે ઘણું ઘણું તો એક પખવાડીયું તે રીવરવે હોલમાં તોડી પાડી શકશે.

"એલા દીકરા" બુઢા બેરોનેટે પોતીકી બેટીને ફીલીપના થડાવથી વાકેફ કરતાં કહ્યું, "શું તું ફીલીપને સમજાવી નહિ શકે! તુને ખબર છે કે એ શા સબબ સર અહીંથી ચાલી જવા ખુશી છે!"

"નહિ પપાજી, મારી આગળ એને એ બાબે ઇશારો વરીક કીધો નથી. પણ હું એને સમજાવવાને ને એના મગઝમાથી આવો ભુલ ભરેલો વીચાર ઉડારી મુકાવાને મારૂં બનતું કરશ. હું તો એમજ સમજતી હતી કે એ આપરા વચ્ચે સદાનો સુખીજ છે. મને લાગેછ તેમ આપરા અહીં આવ્યા પછીથીજ એને આવો ખોટો ખ્યાલ દાખલ કીધોછ."

ત્યાર પછી તેણીએ ફીલીપને લાઇબ્રેરીમાં જોયો જે ત્યાં કાંઇક અગત્યના કામની ચોપડી ખોળવા આવ્યો હતો. તેણીએ સફાઇથી દાખલ થઈ પાછળે હાથે ઓરડાનું બારણું બંધ કીધું જે વાંચણમાં વીંટળાયલો ફીલીપ કમનસીબે જોવા પામ્યો નહિ.

"શું તમો આરજેનટાઇન વીષે કંઇ પુરચણ એકઠું કરોછ કે ફીલીપ!"

અને તેણીનો સાદ સમજતાંજ તેની નજર સીદ્ધી તેણીની પર ગઇ.

"નહિ હું. અશકયામતની બાબદને લગતો કાયદો વાંચુંછ."

"ફીલીપ, તારો જીવ જાન બધો દુશમનનો રીવરવેમાં છે, તારી ઉલટ, ઉમંગ, બધી અહીંજ સચવાએલી છે, અને ત્યારે તને બુરાં ચોઘડીયાંમાં રીવરવે છોડીને ચાલી જવાનો એ બુરો ખ્યાલ શું આવ્યો ભઇ!"

"હું તે પોતે સમજી શકતો નથી પ્યારી એલા, અને તે સમજાવાની હું હાલજ માથાકુટ કરવાનુંબી દરૂરત ધારતો નથી."

"હં હવે હું સમજી ગઈ ફીલીપ. તે કંઈક એવી બાબદ છે જે વિષે તું મને વાકેફ કરવા નારાજ છે. પણ આપણી વચ્ચે કંઈક લાંબો હેત પ્રીતનો દરમ્યાન વીટવા પામ્યોછ જે અરસામાં તારાં સર્વ સુખ દુખને મારી સર્વ મીઠી મધુર લાગણીને અરસપરસ પીછાણી ચુકયાંછ, અને મારા હેતવંતા ઉલટમંદ ફીલીપ ત્યારે આ વખતે તુને મારામાં વીસવાસ મુકવાને શું વાંધો છે!"

"ખુદા ખાતર બસ તું મને ના પુછ! હું વધુવાર સાંખી શકનાર નથી"

તેણી આ વખતે દીલગીર ચહેરે વીચારવંત તેની પાસે ઉભી પણ કમનસીબે કંઈબી જવાબ કરી શકી નહિ.

"બસ મારે જવુંજ જોઈએ. ફકટ એ એક હોરમતનો સવાલ છે." ફીલીપે ગમગીન ચહેરે મનસે બબડવા માંડયું.

"હં એમ છે કેહું" તેણીએ જરાક આણુકાથી કહયું, જેમ કરતાં કોઈ સાધારણ સમજનો માનવી તેણીના ચહેરા પરથી કહી શકે કે તેણી આ વખતે ફીલીપના વીચારોને બહુજ બારીકીથી વાંચી લેતી હતી. ફીલીપે આગળ વાત છેડવાનું માંડી વાળ્યું ને ફરીને ચોપડીમાં પોતીકું ધ્યાન રોકયું જે જોઈ એલાએ ગુપચુપ ત્યાંથી સટકી જવામાંજ શોભા સમજી, છતાંબી તેણીના જીગરમાં એક એવો છાગડો પડયો હતો જેની આગ તેણીને તુરતને તુરત શાંતી દે એવો સંભવ ન હતો. તેણીએ દરવાજો ઉઘાડયો ને ફરીને બંધ કીધો પણ તેણીની ચકોર ચશમ તો ફીલીપમાંજ ઘર કરી રહી હતી, થોડીક ઘડી બાદ તેણીએ તેને દીલગીરી વચ્ચે ખુરસી પર ધડ નાંખતાં જોયો. તુરતજ તેણી ધીમે કદમે તેની પાસ જઈ દયાવંત દીખાવ કરતી ઉભી.

"ફીલીપ! મારા ફીલીપ!!"

"તમો એક આવી ન છાજતી કળા એક નીરદોશ આદમી પર અજમાવાની હીંમતજ કેમ કરી શકોછ! મેં તો ધાર્યું જે તમો અહીંથી ચાલી ગયાં!"

"વારૂ તું ખુશી થા ફીલીપ. હું હવે અહીંથી સદાનીજ ચાલી જાઉંછ" ને બીજીજ પળે તેણીએ નાસીપાસ થઈ ત્યાંથી રૂખસદ લીધી. જે બાદ તેણી પોતીકા ઓરડામાં ગઈ ને દીલગીરીમાં રડતી ચશમોને મનાવતી વીચારવંત ઢપે એકાદ ખુરશી પર ઝુમવા લાગી. તેણી ફીલીપના જવાનું કારણ સહેજવારમાં મનસે સમજી ગઇ હતી પણ તે ખુલ્લુ કરવાની તેણીની છાતી ચાલતી હતી નહિ. તુરતજ તેણીને પેટરીક ગ્રેનેવેના તેણીથી છુટાં પડતી વેળાના કહેલા બોલો યાદ આવ્યા જે બેશક તેણીના જીગરમાં મજબુતાઈથી મઢી લેવામાં આવ્યા હતા.

"જો તમો તમારી જીંદગીનું સર્વોતમ સુખ સંપુર્ણ રીતે જીતી શકયાં હોય ને તેમાં તમારાં દીલને સંતોષ થયો હોય તો હું બચ્ચીતજ આ ટકે તમોને મુબારક બાદી આપુંછ પણ જો કમનસીબે તમો તેમાં નાસીપાસ થયાં હોય તો ફકટ મારી ખરાં જીગરની એજ ઉમેદ કે જેમ મેં મારી જીંદગીનું સુખ અવીચારે ગુમાવ્યુંછ

તેવી રીતે તમોને તેમ કરવાંની ખુદાતાઆલા ફર્જ પાડે નહિ."

શું આ સાચ્ચી મોહબતનો ખ્યાલ ને સીર્ફ સાચ્ચી મોહબતની અદલાબદલી નો ખ્યાલ કોઈપણ રવેશે એક તકરારનું બીજ હતું !

સર વાલટર લાઈલ તરફનું ફરીને રીવરવેમાં એક અઠવાડયું ગુજારવાનું પેટ ગ્રેનેવેને ઇજન થવાથી અને આ બુઢા બેરોનેટ ને તેની એકપુરી બેટી તરફથી ઘણોજ આગ્રહ થવાથી, તેને અંતે ઈંગલાડમાં થોડા દીવસો પસાર કરવાનો કસદ કીધો. તેને આગળ પણ આવીજ રીતનું આ બુઢા બુર્જોર્ગ ઉમરાંવ તરફથી આંમંત્રણ થયું હતું, પણ તેને વારંવાર તે ઘરેની મુલાકાત લેવાનું મોકુફ રાખ્યું હતું કે જે ઘરમાં જુલીયટ હેડવેએ પરણેલી જીંદગીનું પહેલું પગથીયું ભર્યું હતું" પણ હમણા તેના વીચારો બદલાયા હતા. તેની એવીજ માન્યતા હતી કે જે ઓરતમાં તેની જીંદગીની મોહબતનો આતશ પજરી ચુકો હતો. તે હવે બદલાઇ ગઈ હતી. વધુમાં તે એલા લાઇલ વીશે વધું બાતમી મેળવવાની આરજુ ધરાવતો હતો કે જે નાની નવેલીમાં તેણીની મોન્તીકારલો વાળી મુલાકાત પછીથી તે વધુ ને વધુ ઉતસાહ ને ઉમંગ લેતો હતો

બેશક તે જમવાને વખતેજ રીવરવેમાં આવી પુગ્યો હતો કે જે વખતે તેની ફીલીપ સાથે ઓલખ કરાવવામાં આવી જે ફીલીપની રીતભાતે તેના મગઝ પર બહુજ ઉંડી અસર કીધી હતી, વાતપરથી વાત નીકળતાં તેને સારી રવેશે એલા ને ફીલીપના વીચારો વાંચી લીધા. હતા જે પરથી તેને તર્ક કીધી હતી કે તેઓની અરસપરસની પ્રીતીમાં એક એવું કદવાસનુંબી ઉગી નીકળ્યું હતું કે જેનો તેને સદાને માટે ઉખેડી નહિ નાખવામાં આવે તો તે બેઉ જુવાન જીવોને માટે હાની કારક પરીણામ નીપજાવી શકે. ફીલીપ એલાની મોહબતનો શીકાર હતો એ જાણીતી વાત હતી. અને એલા પણ તેણીના પ્યારની પરસતેશ કરતી હતી એ પણ સાધારણ સમજને રૂચતી બીના હતી અને ત્યારે હેરી બીઝાંટ સાથે ફકટ ત્રણ મહીનાની ટુંકી મુદતમાં તેણી શાદીના ગાંઠથી એક થાય એ બનેજ કેમ! ગ્રેનેવે પોતીકી બુદ્ધીનો ખજાનો અહી ઉપયોગમાં લેવાનો કસદ કીધો. જો તેની તેઓની વચ્ચેની દખલ કોઈબી રવેશે તેમના ભવીશની પાળ મજબુત કરતી હોય તો તે દખલને રોકવું તે ઈનશાનીયતથી દુર હતું.

"ચાલો આજે ચાંદરાતમી છે." તે બોલ્યો, "મીસ લાઇલ મારી સાથે ફરવા આવશો! તમો જાણોછ કે મે આજ સીવાય આવી બખતાવર ચાંદરાતનો ચંદરમાં કોઇબી દીવશે, આટલો ખુશનુમા જોયો નહિ હતો."

"ખચીતજ હું તમારી સાથે જોડાવશ પેટ" તેણીએ ગ્રેનેવેને જવાબ આપ્યો સબબકે તેણી તેના દરેક કામમાં બહુજ ખુશી સાથે ઉલટ લેતી હતી. તેણીએ પોતીકા પીતા મારફતે તેને ઇજન કરાવ્યું હતું તેમાંબી તેણીની એક મતલબ હતી. તેણી આજ અગત્યની બાબદ પર ગ્રેનેવેનું મત લેવાની ખાએશમંદ હતી. કે જે બાબદ એલા કોઈબી બીજા પાસે ઇનશાફ કાજ રજુ કરવા માંગતી હતી

નહિ. ખાણું ખતમ થતાં ફીલીપ ને સર વાલટર ઘેરની અગાશી પર લટાર મારવામાં રોકાયા. જ્યારે આ જુની દુનિયામાં નવો ધસકો પાડનારી નવા દોસ્તોની જોરી બીજીજ બાજુ વીચારોને હેરફેર કરવામાં ઘુંટાઈ! થોડાક વખતની ચુપકીદી બાદ ચતપતીયા ગ્રેનેવેએ અંતે ફરીને મોંહુ ખોલ્યુ.

"ત્યારે મીસ લાઈલ, હુ એમ પુછું કે તમોને ખરાં સુખનો રાહ અંતે જડયો નહિ વારૂ !"

"ખરો રાહ કીયો! તમો જાણોછ ગ્રેનેવે!"

"ખરો રાહ એજ છે જે મોહબતથી મેળવી શકાયછ."

"પણ મોહબત તો માત્ર એક તકરારની વાત છે ખરૂં કેની! મને તો એમજ સમજાવવામાં આવ્યુંછ કે એ તો ફકટ ચોપડીમાં છુપાએલીજ રજકણું છે."

"બેશક તે ખોટું છે. મોહબત તો મારા મત મુજબ ખુદ કરીમેકારસાજ છે, તે આએ દુનિયાનું જીવતુ બહેશત છે."

એક ઘડી ત્યાર બાદ ચુપકીદી ફેલાઇ જે પછી ફરીને તેણીએ સવાલ કીધો.

"જો તેમજ હોય તો ઓ ખુદા મે એક ગંભીર ભુલ કીધીછ."

"અને જો ભુલ કીધીજ હોય તો સુધારવાને સમો દુર નથી."

"ઓ સમજો મારા ભઇ. એક છોકરી એક જવાન સાથ લગનના કોલથી એવા વીચાર હેઠળ બંધાઈ કે તેણી તેને ચાહતી હતી અને તેણીને એવું સમજાવવામાં આવ્યું હતું કે મોહબત દુનિયામાં પેદા થઈ હતીજ નહિ અને તેણી સંગીન સુખના તબક્કા પર હતી. ત્યાર પછી તેણીએ જોયું કે તેણી ખરેખર એકને ખરાં જીગરથી ચાહતી હતી પણ તે કોઈ બીજોજ હતો. હવે તેણીએ કેવો માર્ગ અખત્યાર કરવો ગ્રેનેવે તે કહેશો !"

"જો તેણી ખરેજ હીંમતવાન હોય, તો સચ્ચાઈને માર્ગેજ પોતાનુ ખરૂં સુખ મેળવવાની અદાથી તેની સામે થવુ જોઈએ !"

"ઓહ હું તમારી કેટલી ઉપકારી છું ગ્રેનેવે." અને પછી બીજીજ પળે તેણી ત્યાંથી અગીયારા ગણી ગઈ.

નીચાણના બગીચામાં જ્યારે આ સઘળો મામલો અગાશી પર બનતો હતો તે વેળાએ એક ખુબસુરત બુલબુલ રાતની રાણીને આવકાર દેનારૂં મધુર ગાનું ગાતું હતું અને આ ગાનુ સમજતાંજ પેટ ગ્રેનેવેનો ચહેરો લગરીક દીલગીર થએલો દેખાયો. જ્યારે તે પોતે બીજાને તેવીજ સલાહ આપતો હતો ત્યારે વરસો સુધી તેને પોતીકું દાહપણ ક્યાં દાટી રાખ્યું હતું અને સચ્ચાઈને માર્ગે સંગીન સુખ મેળવવાની તેને જીકર કેમ નહિ ચલાવી હતી!!

એલાના બાબમાં તો તેની સલાહ ખચ્ચીતજ નવાં ફળ જોવાની ઉમેદ રાખતી હતી. જે બેહદ તેને સ્વપને વટીક વકી નહિ રાખી હતી. બીજીજ સવારે એલાએ

થોર્નતન હાઉસમાં એક નોટ મોકળી હેરીને તેણીને બપોરના મુલાકાત આપવાનું આમંત્રણ કીધું હતું. તુરતજ તે હરખમા મસ્ત બનેલો હરખઘેલો ત્યાં આવી લાગો હતો અને તેને જણાવવામાં આવ્યું હતું કે એલા બગીચામાં તેને મળવાને આતુર હતી,

તેને તેણીને બગીચાના એક સુંદર ઝાડના વેળા હેઠળ કંઈક ગુંઠવાનું લઈ બેઠેલી જોઇ. તેણી આ વખતે તે તરાંહ ગુંઠતી હતી કે પોતીકા વીચારો ગુંઠતી હતી તે તો માલીકને રોશન. તેણીએ હેરીને પોતાની પાસે ઉભેલો જોયો નહિ હતો અને તે ટકનો લાભ લઈ હેરીએ ઝાડની પાછળ છુપાઈ તેણીને એક હેતથી બકી લેવાની ઉમેદ દીલમાં દાખલ કીધી. બેશક એલાએ આ વખતે કંઈક તેની આવી ચાલ પર અણગમો દેખાડયો હતો છતાંબી તેણીએ શુભ શરૂઆત જે સફાઈથી ટેકવી રાખવામાં પોતીકી ઇજ્જતની રોશની જોઇ હતી.

"વેલ મારી મીઠી માહબુબ હું મારી સાથે વરી કંઇક એવુંજ બીજું મીઠઠું મધ લાવ્યો છું જે તને બેશક મોહીની લગાડશે" અને બીજીજ પળે તેને પોતીકા ખીસાંમાથી એક નાનકડું પેકેટ બહાર કાઢયું.

"તમારી મારી પર બહુજ મહેરબાની છે હેરી." પણ કોઈબી રવેશે આ મીઠા જવાબમાં તેણીએ તે પેકેટને પોતીકા હાથમાં જતું અટકાવાની તજવીજ કીધી, પણ હેરીએ પોતીકી ચતુર કળાથી તેને એલાના ગુંઠવાના દાબડામાં સેરવી દીધું.

"માયા મહેરબાની! એ શું તું ગાંડું ઘેલું બકેચ ડીઅર! હું આખાં ઈંગલાંડમાં સઉથી ખુબસુરત પરણેતર મેળવવાને નસીબવંત નીવડશ એ શું કંઇ ઓછું છે!"

"નહિ હેરી, હું નહિ ધારતી કે તું મેળવે."

"નહિ કાય અલબતાં તું મારી સઉથી માનીતી સઉથી મધુર પ્રીયતમ તરીકે દુનિયામાં આલા થશે, મારી પ્રીતભરી દીલદાર, મારા સુખનો સીંગાર, મારી ઈજ્જતની દરબાર!"

અને ઉપલા દરેક શબ્દો બોલતાં તેને તેણીને હેતનું ચુંબન કીધું હતું કે જેમ કરતાં અંતે એક ઘડી એવી આવી ગઈ કે તેણીએ એવો ઠઠરાવનારો અવાજ કાઢયો કે જે અવાઝના નીકળતાં સમેતજ હેરી કાકાના હાડેહાડ ધ્રુજવા લાગાં.

"એ એમ કાંય હોશે! તુને આજે એ થયું છ શું એલા—શું હું કીસ કરૂં તે તુને પસંદ નથી—ઓ ખુદા પણ ધીરે ધીરે તુને તેનો સહવાસ પડશે મારાં જીગર!"

પણ હવે તેણીની ધીરજનો અંત આવ્યો ને તુરતજ તેણીએ મીઠાસથી ચમતો તોડી લેવાને ટક હાથ ધરી.

"જોની હેરી સહવાસની વાત નથી. અહીં તો કાંટાનું કટેસર થએલું છે."

"એટલે તું શું કહેવા માંગેછ!"

"હેરી, મને લાગેછ કે તુને વચન આપવામાં મેં એક ઘણીજ ગંભીર ભુલ કીધીછ. મેં તુને વારે ઘડીએ કહયું હતું કે હું તને બીલકુલ ચાહતી નથી. પણ તેં ચાહવાનો મારો ખ્યાલ મારા દીમાગમાથી જોર જુલમથી દુર કરવાની મને ફરજ પડી. તેં વધુમાં મને જણાવ્યું કે દુનિયામાં મોહબતની હસ્તીજ નથી હેરી, પણ હવે મને જણાયુંછ કે તું તેમાં સજ્જડ થાપ ખાઇ ગયોછ."

"બીલકુલ ગલત-અને મને જાણવાની રજા આપશે કે તુને એ બધી બાતમી મેળવી આપવામાં કોણે મદદ કીધી!"

"કોઇએબી નહિ. જે જવાનને હું ખરાં જીગરથી ચાહુંછ તેને મારી ચાહના વીશે ખબર વટીક નથી"

"અને તે કોણ છે વળી!"

"તે હું હમણા નહિ કહી શકું!"

"હું ધારૂંછ કે મને તે જાણવાને બીલકુલ હક છે. કોઇબી રવેશે હું તુને તારા કોલથી બાઝ આવવા દેવશ નહિ."

અને આવા ઠડાવથી સહેજ એલા ચોંકેલી દેખાઇ, પણ તુરતજ તેણીએ પોતીકો અબળા જાતીનો ટેક તેની પાસે રજુ કરવાની ટક હાથ ધરી.

"તારેથી થાય તે કરજે હેરી, હું તને કોઇબી દીવસે પરણનાર નથી. તેં મને એવું સમજાવ્યું હતું જે સચ્ચાઇથી વેગળું હતું ને તેમાં માનવાની મને આયંદે જરૂર જણાઇ હતી. અને તેજ કારણથી હું તારી સાથે પરણવા કબુલ થઇ, પણ તું કોઇબી રીતે હવે મારો કોલ બર આવેલો જોશે નહિ."

"અને તે તો હુંબી જોવશ મારાં બાનુ સાહેબ." અને વધુ એક પણ બોલ બોલવા વગર તે ત્યાંથી વંજો માપી ગયો. જેવો તે પોતીકી મોટોરમાં બેસવા જતો હતો તેવીજ કેટ લ્યુકાસ તેની વચમાં આડી નડી.

"કેમ કંઇ ઉતાવળમાં નાશભાગ કરોછ. મને જણાય તો ખરૂં એ આજે એમ ગુસ્સે થએલા કેમ દીસોછ!"

બીઝાંટે જવાબ રચવાની ઝાઝી જરૂર જોઇ નહિ. અત્રે જણાવવું વાજબી ગણાશે કે કેટ લ્યુકાસ ને હેરી વચ્ચે બહુજ ઘાડી દોસ્તી હતી. જે દોસ્તી કંઇક સીતમનું વાદળ વેર વીખેર કરાવે એ સંભવીત હતું.

"જોવ સમજો મીસ કેટ તમો એલાને સારી રવેશે ઓળખોછ અને તેણીનો મારા ધારવા મુજબ તમારી પર અખંડ વીસવાસ છે. તેણીએ મારાં લગનનું સાટું સદાનું ટોડી નાખ્યુંછ સબબ કે તેણી એવું મારા મન પર થસાવવા માગેછ કે તેણી કોઇ બીજાના પ્યારમાં છે. મેં જણાવ્યું જે મને તેનું નામ જાણવાને દરેક હક છે પણ તેણીએ તે સામે વાંધો ઉઠાવ્યોછ, તમો જાણોછ તે કોણ છે!"

"ઘણીજ સારી રીતે"

"કોણ તે કહેશો?"

"હું કોઈબી દીવશે કાંઇબી બદલા વગર મારો ભરમ કહેતી નથી"

"અને જો તમોને પુરતો બદલો મળે તો!"

"તો તો પછી મારી જીંદગીબી વેચીને તેનો ભરમ હું તમોને આપું. એમ તો બીજી દરેક બાબદમાં હું તમોને મદદગાર થઇ પડશ જો તમો—"

"ત્યારે જોવ સમજો. જો તમો મારાં એલા સાથેના લગનનું નકકી કરી આપશો તો હું તેના બદલામાં તમોને ૫૦૦ પાઉંડથી નવાજશ. બોલો કબુલ છે!"

"ઠીક ત્યારે પણ ધીમેથી બોલો. તમારી આ ભેટ સોગાદથી જો જો કે હું તમોને કેમ નવાજું છ તે!"

"પણ ત્યારે પેલા માણસનું નામ શું કહોની!"

"ફીલીપ એનસ્લે"

## પ્રકરણ ૨૧ મું.

દોરીનો ગર ગાંઠબી પછાડતાં છુટે,
કદી તીર મોહબતનો જખમ દીલ લુટે.
ખતમ થાય જીંદગી ભલે જોર ટુટે,
કીના તુંજની મટ્ટી હરગીજ નહી પુટે,

રીવરલ હોલનો સુરજ હાલને કાજ તો સીડા લીબાસમાં સજ થયો હતો. સર વાલટર લાઇલ ગુસ્સા ને નાસીપાસીની આગમાં બળી જગી રહયો હતાં જે જોતાં એલાનું જીગર બીલકુલ રંજીદા બન્યું હતું, સબબ ફીલીપ પર ઠગાઇનો આ રોપ મુકાયો હતો.

દરેક ચીજ તેની પર દયા દેખાડવાથી બાઝ આવતી હતી. ફકત તેની જબાન તેનું નીરદોશપણું સાબેત કરી શકે એમ હતું. જો સર વાલટર લાઇલને આગળથી ખબર નહિ હતે તો તેને માનવાને એવુંબી કારણ મલ્યું હત કે ફીલીપને લુચ્ચાઈ, બદફેલી વગેરેની તાલીમ આગલા વરસોમાં આપવામાં આવી હતી અને હવે તેને સર વાલટરની માયા મહેરબાનીનો બદલો આવી બદમાશીથી વાળી આપ્યો હતો, એ બુઢા વાલટરથી નહિ સહુન થઈ શકાય એવી બાબદ હતી.

જો કે દરેક જણાનું એવું મત હતું કે ફીલીપ આવું પગલું ભરે એ અક્કલની વાતથી વેગળુ હતું, છતાંબી બીજા હાથ પર તેઓને કબુલ કર્યા વગર ચાલ્યું નહિ કે તેનું નીરદોશપણું પુરવાર કરવું એ અશકત કાર્ય હતું. સબબ ત્યાં વસ્તી એવી એક રજકણ ફાજલ પડી નહિ શકાય જે કમનશીબ ફીલીપને આ જાલેમ જાળમાંથી છુટો કરી શકે.

સર વાલટર લાઈલ ને એલાની રીવરવેમાં આમદ થયા કેડે ફીલીપ બહુજ અ સુખી ને દીલગીર બનવા લાગો હતો. ત્યાર પછી તેને ઈંગ્લાંડને સદાની સલામ કરી જવાની તેની ઇચ્છાને તેઓ પાસે રજુ કીધી હતી. સર વાલટરે તેને મહીનો દીવસ ત્યાં થોભવાને બહુજ નમ્રતાથી અરજ કીધી હતી, પણ આ જવાને ત્યાં થોભવાની પોતાની અશકયતા જણાવી હતી. જે પછી તેને એકાદ દીવસની રજા સર વાલટર પાસ માંગી હતી કે જેથી તે લંડનમાં જઈ પોતીકી રવાનગીને લગતી સંપુર્ણ ગોઠવણ કરી શકે.

જે દીવસે તે લંડન શહેરમાં પધાર્યો હતો તેજ દીવસુ ૫૦૦ પાઉંડનો એક ચેક સર વાલટર લાઈલના બેંકરોને ત્યાં એક ફીલીપને લગતા આવતાજ કડના એક ખુબસુરત જવાને વટાવ્યો હતો, જેના લીલા ચશમાને ભુરા બાળથી કદાચને એવું માની શકાય કે ફીલીપે તેવો વેશ ખાસ ધારણ કીધો હતો. વળી ફીલીપના ઓરડાની ઝડતી લેતાં કેટલાંક કાગઝોને સર વાલટરની સહી સાથની અગત્યની નકલો મળી આવી હતી. જે થોડીક બાબદો તેનું દોષીતપણું પુરવાર કરતું હતું, પછી તેની આગળી રીતભાત ગમે તેવોબી તેનો બચાવ કરી શકે. આ બધી બાબદનો જુમલો બુઢા સર વાલટરે ફીલીપ પર આરોપ ઘડી કાઢતાં તેની નજર સામે રજુ કીધો હતો.

"જો તુને ખરચ ખુટણ માટે પૈસા જોઈતા હુતા તો તેં મને કહયું શું કામ નહિ! જો તુને એમ બક્ષેસ યા બદલા તરીકે નહિ જોઈતા હુતા તો તું મારી પાસે લોન લઈને તારૂં કામ ચલાવી શકતે, પણ આવું પગલું તેં—"

બેશક ફીલીપનો ચહેરો આ વખતે ફીકકો મારેલો દીસ્તો હતો. પણ તેને જોયું કે તેના કપાળે ચોંટેલી કાળી તીલીને સદાને માટે દુર કરવાનો આએજ વખત હતો ને તેથીજ તેને પોતીકું બચાવનામું બહુજ બાહોશી સાથે રજુ કીધું.

"મહેરબાન સાહેબ. તમારા આવા ન છાજતા શબ્દોએ મારા જીગરને જોકે વીંધી નાખ્યું છે છતાંબી હું તેની તુંભા રાખતો નથી. આ શબ્દોથી બીજા વધુ દુખદાયક ને જીંદગી પર ઘા કરનારા શબ્દો હોઈ શકેજ નહિ. હું એમ તો કહેવા માંગતોજ નથી જે તમોએ મારી પર ધારવા કરતાં વધુ વીસવાસ મુકયો, બલકે એક એવા જવાનમાં તમારા વીસવાસને છુપાવ્યો જે વીશે તમોને ખાતરી હતી કે કોઈબી દીવસે તમારૂં નીમક ખાઈ હરામજ કરશે. જે કેસ હું તમારી પાસે રજુ કરૂંછ તે એટલો તો ગંભીર ને બુરો છે કે જેની સુનાવણી વખતેબી એક સગો બાપ પોતીકા દીકરા પર શક લઈ જઈ શકે. પણ તમારા મોઢેથી સમજ્યા અગાઉ હું ખાતરી સાથે કહુંછ કે મને તે વીશે જરાબી ખબર ન હતી. મારી હાલત આ દુનિયામાં પોતીકો પહેલો શ્વાસ લેવાને તલપી રહેતાં બાળક જેવી છે. ખચ્ચીતજ હું લંડનમાં હતો પણ મારે કસમ પર કહેવું જોઈએ જે મેં બેંકના દરવાજા વટીક જોયા નથી."

"ફીલીપ જે કેસ તારી સામે ઉભો થયોછ તે તારા બોલમાં કહું તો બેશક

ગંભીર ને ભુરોજ છે, અને હું તો તારા બોલ પરજ વીસવાસ રાખી શકું કે તુને એ બાબદમાં કશોબી સંબંધ યા લાભ નહિ હતો. ખુદા ન કરેને મને તેની યાદ તુને ફરીને આપવી પડે, પણ આ બાબદ ઉપરાંત બીજી ઘણીબી બારીકીઓ એમાં વીંટલાયલી છે જે તારી સામેનો આરોપ મજબુત બનાવેછ, ને તે તને મળેલું નાનપણનુ શીક્ષણ છે. વળી તારા કહેવા મુજબ તારા નાનપણામાંબી તેં એવી ચીઝોથી તારા હાથો ખડયા હતા કે જે બધી બીનાઓ સામે ફકટ તારી નીરદોશ ઝબાનજ તારો છુટકારો છે. તુ ધારેછ કે કોર્ટમાં તારી ઝબાન બહુજ બળવાન હથીયાર થઈ પડશે !"

"મુરબ્બી સાહેબ કાયદાની અદાલત મને પીછાણતી નથી, જ્યારે તમો મને પગથી માથાં સુધી પીછાણી ચુકા છો. મારા તમારી સાથના રહેવાસ દરમ્યાન એકબી ઘડી તમો બતાવી શકશો કે જે વખતે મેં મારી ફરજનું કરજ અદા નહિ કરતાં તમોને કોઈબી રવેશે નાસીપાસ કીધા હોય !"

"નહિ તે તારૂં કહેવું તદદન વાજબી છે."

"વારૂં ત્યારે એમ સમજો કે એકબાગીં મેં બેંકમાંથી પઇસા મેળવ્યાબી હોતે તો શુ તમો એમ ધારોછ કે હું તેની બધી સહીઓબી છુપાવી શકતે ! જો તેમજ હોતે તો તમારા કહેવા મુજબ હું મારા ગુનાહની થોડીક સાબેતીઓ છુપાવાને તો નીશફળ નીવડયો છું !"

"સો પાઉંડની કીંમતની બેંક નોટ તમારી તેબલના ખાણા આગળજ મરદાઇ મોચરાઈને પડેલી મળી આવી છે. તમો હમેશાં કહેતા હતા કે તમો તમારા પૈસા બહુજ બાહોશીથી બેંકમાં ભરી આવતા હતા અને તમારી પાસે બીલકુલ ખપ જોગા પઇસા રાખતા હતા."

આ વખત ફીલીપ બીલકુલ સુનો સાવધ બની ગયો. જ્યારે સર વાલટરે કંઇક સભ્યતા દેખાડવા સારૂ તેની સામેથી પોતીકી નજરોને જુદાજ વીચારોથી ચકરાવો ખવાડયો, જે પછી તેને ફરીને પોતીકો ગણગણાટ શરૂ કીધો.

"ફીલીપ જ્યારે તારી પાસે કહેવા જોગું કંઈબી રહયુ નથી ત્યારે આ દુખદાયક બાબદનો અહીંજ નીવેડો લાવવો જોઈએ. બસ તારેજ ખાતર ને ફકટ તારેજ ખાતર હું કાંઇબી કાયદાસર પગલાં ભરવા નારાજ છું, ને તેમાં તારી ને મારી બન્નેની શોભા છે; પણ કોઈબી રવેશે હવે હું તને મારી સાથે આએ ઘરમાં રાખવા ખુશી નથી, ને તેવો ખ્યાલ હવે તું કોઇ જમાનેબી મારા દીમાગમાં દાખલ થએલો જોશે નહિ."

બેશક પોતાની નીરદોશપણા પર થોડાંક આંસુઓ ખેરવવા સીવાય ફીલીપ બીજુ વધુ કશુબી બોલી શકયો નહિ. ખચ્ચીતજ તે પોતીકી ઇજ્જત માટે મગરૂર હતો, અને જ્યારે તેને પોતીકા ચુનંદા સાથીને તેને દોષીત થડાવતો જોયો ત્યારે આ પાપી દુનિયામાં તેનેથી બદતર સમજવાનું બીજું તે બાકી શું રહેલું તે ધારી

શકે! જો કદાચ તે બુઢા બેરોનેટને તે કાકલુદી ભરી અરજ કરે તો કદાચને બુઢો પીગળી શકે એમ હતું, સબબ તેના કરી લીધેલા બેટાના બાગમાં તેની પર પડેલા જબુન ફટકાએ તેની દરેક ઉમેદની હવેલીમાં ગમગીનીની ભઠ્ઠી સળગાવી હતી.

પણ ફીલીપને હજુ તો કાંઈબી શબ્દો બોલવાની ટક મળે તેટલાં દરવાજો અફળાયો, જેના ઉઘડવા સમેતજ હેરી બીઝાંટ પુર-અદા સાથ દાખલ થયો કે જે અદા તે એલા સાથની તેની સગાઈ બાદ પોતામાં દાખલ કરી ચુકયો હતો. ફીલીપને જો હેરીએ ત્યાં રોકયો નહિ હતે તો તે ત્યાંથી કયારનો વીદાય થઈ ગયો હતો પણ આવા ડામાડોળ વખતે તેનું છટકવું માહલ હતું.

"હું તને હવે અહુંથી છટકવા દઈશ નહિ. જેટલું તને સર વાલટર લાઈલ સાથ લાગે વળગેછ તેટલુંજ બળકે તેનેથીબી બમણું હવે મને તારી સાથે લાગે વળગેછ."

બુઢાએ બેશક પોતીકા ભવીશના જમાઈમાં આ વખોડી કાઢવા જોગ વર્તણુકની પજરણ પજરતી જોઈ પણ તે કાંઈબી જવાબ કરી શકયો નહિ.

"કદાચને તમોને મને ગુસ્સે થએલો જોઈ ખોટું લાગુ હશે સાહેબ પણ જ્યારે તમો મને સમજશો ત્યારે તમારી ખાતરી થશે કે તેવી વર્તણુક ધારણ કરવામાં હું વાજબી હતો. તમોને સારી રવેશે રોશન હશે કે જ્યારે આપણે મોન્ટી કારલોમાં હતાં ત્યારે એલા સાથે મારૂં સગપણ થયું હતું. તેણી તે વખતે મને એમજ કહેતી હતી કે તેણી મારેજ માટે ખાલેસ પ્યારને જીગરમાં જગ્યા આપતી હતી. અને હમારી વચ્ચે સુખનો ખુરશીદ સદાનો જમકતોજ રહેશે પણ હાલમાં તેણીના વીચારો મોહબતની એજમતી સરડીને મારે મંદ પડેલા દીસેછ. આજે તેણીએ મને બોલાવી કહયું જે તેણી મને ચાહતી નથી સબબ કે બીજાને માટે તેણીએ પોતીકું જીગર અગાઉનું વેચી નાખ્યુંછ. મેં તેણીને તે જવાનનું નામ પુછયું જેના જવાબમાં તેણીએ જણાવ્યું કે જો તેણી તેનું નામ ઝબાન પર ધરે તો તે જવાન કદાચને તેણીની સાથે શાદીથી એક થવાને બાઝ આવે, બેશક મેં તેણીને જરાક ધમકી આપવાની કોશેષ કીધી કે જે કોઈબી મારી જગ્યાએ હોય તો તેવીજ વલાણ અખત્યાર કરે. મેં તેણીને સાફ સાફ કહયું છે કે જો તેણી મને નહિ પરણશે તો હું જોઈશ કે તેણીને સુખી કરવાનું બીડું ઝડપનાર ખરેખર પોતીકો બોલ બોલેલો બજાવે છે. જો તે જવાનને હું અશકત જોઈશ તો ખચીતજ તેની ડોકી તોડવા તૈયાર થઈશ. જે કોઈબી એલા માટે લાગણી ધરાવતો જવાન મારાજ વીચારને મળતો થઈ જોઈ શકશે કે મારી તેણી તરફની નીશા કેવી છે. તેણી હવે કોઈનુંબી સમજે એવું દીસતું નથી, સબબ તેણીના મગઝ પર કોઈબી જીદ્દી કુતરાએ મજબુત અસર કીધેલી લાગેછ. મોહબ્બતી મ્યુઝીકનો મીઠો મધુર સુર હવે તેણીના દીમાગને જુદીજ રાહમાં ઘસડી ગયેલો દીસે છે. મેં તુરતજ મીસ લ્યુકાસ આગળ જઈ મારા પ્યારમાં ખલલ કરનાર તે સફેદ જીગરના

સફેદ ઠગનું નામ પુછયું, જે કોઇજ નહી પણ તમારી સામે ઉભો રહેલો આએ કરસેવજ—"

પણ સર વાલટરના ડોળા હવે ઉપર ચઢવા લાગા અને તેને દમ ઉપર લેતાં જોઇ હેરીની ઝબાન ચુપ થઈ ગઈ. બુઢો આ વખતે સહેજ બરખેલાફ થઇ ગયેલો દીસતો હતો.

"વારૂ વારૂ તેનુ નામ શું!"

"ફીલીપ એન્સલે."

"સરીયામ જુઠું ઓ બીડના કુતરા ચુપ રહે." ફીલીપે ઉશકેરાઇ જતાં કહયું ને બીજીજ પળે તેના હાથો હેરીની ગરદન આસપાસ વીંટળાયલા દેખાયા. બંને જણા ધીક્કારના જબરા જંગમાં બહુજ ગુસ્સાથી લડતા હતા, જે જોતા બુઢા બેરોનેટે ગભરાઇને ઘણી દોરી તાણી કે જેથી કોઈનીબી મદદ તેઓને છુટા પાડવાને તેને મળી શકે.

તુરતજ બુઢો બતલર ને એક બીજો નોકર દરવાજા પર દેખાયા જે જોતાંજ ફીલીપને લાગુ કે તેની તરફ માયા મહેરબાની દેખાડનારની સાંમે તેને આ એક ઘણુંજ વખોડી કાઢવા જોગ પગલું ભર્યું હતું ને તેથીજ શરમીંદો બનીને તે ત્યાં પોતાના હરીફ પર ડોળા કકળાવતાં ઉભો.

"તું હવે અહીંથી ચુપચુપ જશે કે મને નોકરોને તુંને બહાર કાઢવાને હુકમ કરવો જોઈશે દુકતા" સર વાલટરે ફીલીપ પર ખીજવાતા કહયું.

"બેશક તમારી મરજી છે તો હું હમણાજ ચાલ્યો મારા સુરંબા" અને ઉપલા હરફોના ઓચરવા સાથેજ તે એકદમ ઓરડામાંથી બહાર ચાલી ગયો.

બન્ને નોકરોએ ફીલીપને જતાં જોઇ બેહદ દીલગીરી દેખાડનારો દીખાવ રજુ કીધો, સબબ તે તેઓમાં બહુજ માનીતો હતો, અને તેઓ તેના ચાલી જવાનું કારણ મુદદલજ સમજી શકયા નહિ.

ઓરહા આગળથી પસાર થઈ ચાલ ભણી આવતાં તેને એલાને ફીક્કા ચહેરા સાથે બારી વાટે ડોકયું કરતી બેઠેલી જોઈ. ફીલીપને જોતાં સમેતજ તેણી ઉશકેરાયલી લાગણીઓ સાથે તેની પુઠે દોડી પણ પોતીકું જીગર તેની તરફેણમાં ખુલ્લું કરી શકી નહિ. તેણીએ તેના પર મેલાયલો ગંભીર આરોપ જોયો હતો અને જો કે તેણીએ તેમાં માનવાને સાફ ના પાડી હતી, છતાંબી બન્નેના બાબમાં ખરાબી નીપજાવે એવી રીતનો બચાવ કરવા બદલ તેણીએ ખામોશી રાખી કુદરત પરજ સબુરી પકડવાનો ઈરાદો કીધો.

તે તેણીની પાસે બેશદ દયા ઉપજાવનારો દેખાવ કરી ઉભો કે જે વખતે તેની એ ઉમેદ હતી કે તેણી તેને દીલસોજી ને વીસવાસનો એક સીઠો કોલ સદાને માટે આપે કે જે કોલ એલાની યાદ તેના દીમાગમાં સદાની રોશન રાખી શકે.

"તું મારી પર મેલાયલા આરોપમાં તો માનતી નથી નહિ એલા!"

"મુદ્દલજ નહિ હું તેનો ઈનકાર કરૂં છું."

"અને તે માટે ખરાં જીગરથી તારો આભાર માનું છું." અને એકાદ મીનીટ તેને ચુપકીદી પકડી જે પછી બીજીજ ઘડીએ ફરીને પોતાનો ઉભરો બહાર કાઢયો.

"હું હવે સદાને માટે અહીંથી જાઉં છું સબબ તારા મુરબ્બી પીતાને મારી હાજરી પસંદ નથી. અને બેશક મને દોષીત ધારતાં તે એવું પગલું અખત્યાર કરે તો તેમાં તે વાજબીજ ગણાવો જોઈએ."

"ઓ મારા લવ-મારા લવ." ગમગીન થઇ રડી પડતાં તેણી બોલી.

પણ આ વખતે તેણીનું દીલ તુટી ગયુ હતું સબબ તેણીનો એકવારનો માની તો કમનશીબ દીલબર તેણીથી સદાને માટે છુટો પડનાર હતો.

"બેશક, તારે ને મારે માટે એલા આએ છેલ્લીજ સલામ છે."

"ઓ તું એમ ના બોલ-વહાલા ફીલીપ હું કદીબી એમ થવા દેવશ નહિ."

"ડીયર એમ થવુંજ પડશે." અને વાંચક અઝીઝ આ વખતે સાચ્ચી નહોબતમાં વીંધાઇ પડેલા આ બન્ને નીરદોશ પંખેરાંઓએ જે આંખ્યોમાંથી મોતીઓ વેરવીખેર કીધાં હતાં તેને વીધવાને પરોનીગર પ્યાસો આ તકે મળવો મુશકેલ છે

"ફીલીપ વાહલ હું તુને ચાહું છે ને હું ધારૂં છ કે તેજ વાહલથી તુંબી મને ચાહેછ. તું. નીરદોશ છે ને તે હું સાબેત કરી આપશ. મી૦ ગ્રેનવેનેબી તારી પર ભરોસો છે તે આજે ફરીને શહેરમાં આવનાર છે ને તું જરૂરજ તેની મુલાકાતે જઇ તારૂં દીલ ખુલ્લું કરજે. તે તારી સાથે ભેળાવાને ખુશી છે, પણ જો તુ એની આગળ જશે તો ખચ્ચીતજ જેમ એને મને એકવાર સલાહ આપી મારી જીંદગી સુખી બનાવીચ તેજ મીશાલ તનેબી સલાહ આપી સુખી કરશે."

તેના દીલમા તેણીના ઉપલા શબ્દોએ પજરણ પજરાવ્યું. પણ આ પ્યારનું પજરણ તેના પર કેવી અસર ભવીશમા કરનાર છે તે કોઇ કહી શકે નહિ.

"હા દીલદાર, હું તને ખરાં જીગરથી ચાહું છ. પણ જ્યાં સુધી મારા નામ પર કાળી તીલી રહેછ ત્યાં તલક તો હું તેને તારી આગળ રજુ કરવા માંગતો નથી, અને તેજ કારણ સર હું અહીંથી છુટો પડું છ, સબબ હું તને કોઇનીબી પરણેતર જોવાને ખુશી હતો નહિ ને હોવશબી નહિ. તે એક હીચકારૂં કામ છે, છતાંબી મારે લોભ લાલચથી દુર નાહસવું જોઇએ. કે જે લાલચના ફંદમાં તું બીજાની પરણેતર થવા છતાંબી ફસી મારી સાથે પ્યાર કરવાને ફરી લલચાય. બેશક હું તો પામીજ ગયો હતો કે તું જેની સાથે વચનથી પરણાવવાને બંધાઇ છે તેની પર તારો બીલકુલ પ્યાર નથી."

"અને હું સારી રવેશે હવે સમજું છું કે એજ કારણને સર તમો અહીંથી ચાલી જવા માંગતા હતા, યાદ છે કે પેલો લાઇબ્રેરીવાળી તકરારનો દીવસ!"

"ચાલ પ્યારાં જીગર સાહેબજી. મારા નામપરથી કાળી તીલી દુર થતાંજ હું ફરીને તારી પાસે ઉભો રહેવશ ને તારો પ્યાર તારી પાસે ફરીને માંગી લેવશ"

"તે તારીજ મતા છે મારા વહાલા ને સદાને માટે હવે તારી ને તારીજ રહેશે. દીલજાન—સાહેબજી મારા લવ ખુદા તુને આબાદ રાખે"

અને ત્યારપછી એક મીઠા ચુંબનથી જીગર તૃપ્ત કરી તે ત્યાંથી વીદાય થયો. ફીલીપના જવા પછીની બે સવારબાદ રીવરવેના બગીચામાં કેટ લ્યુકાસે હેરીને મળવાનું એપોઇંટમેંટ આપ્યું હતું કે જે વખતે તેણી તેની સાથે કેટલીક ખાનગી બાબદ પર વીવેચન ચલાવવા માંગતી હતી.

"મેં તો તારે માટે બનતું કીધુંછ હેરી. હવે એલાને તેણીનો કોલ યાદ કરાવાને તારે કળા વાપડવી જોઇશે. એ તારૂં કામ છે" કેટ બોલી.

"ખચીતજ તમારો હું કેમ આભાર વાળીશ તે સમજી શકતો નથી. અને મારા આભારની ઇંધાણી દાખલ લેઓ આએ ચેક જે મેં આપવાને તમોને કોલ આપ્યો હતો. પણ હવે હું જાણવા માંગુંછ કે એનસ્લે ખરેખરો ચોર છે કે આએ બાબદ બધી બનાવતી ઉપજાવી કાઢવામાં આવી છે!"

કેટ લ્યુકાસ અલબતાં તેના આ સવાલ પર સહેજ ચોંકેલી જણાઇ પણ ચકોર ઓરતને પાટીયાં ગોઠવતાં કાંહુ નહિ આવડતું!

"તમો શું અંજાણપણામાં રહેવામાં શોભા નથી માનતા! જો તમો કદાચને જાણવાની તજવીજ કરશો તો મારી ખાતરી છે કે તમારૂં જીગર રંજીદા થશે. તમો ને દુખ ને ગમી ઉપજશે"

"હું નહિ ધારતો કે તેવું બને! પણ તમારી મરજી છે તો કોઇબી રવેશે એ બાબદ પડતીજ મેળીશું. પણ હું જાણવા માંગુછ મીસ લ્યુકાસ કે બુઢા બેરોનેટની મારી તરફ કેવી લાગણી છે!"

"ઘણીજ સારી, તે તો તમારી પર જીવપ્રાણ આપવાનેબી ખુશી છે. તેની બસ એજ ઉમેદ છે કે એલાના લગન તમારી સાથેજ થાય. સબબ તેને એક મોટી ફીકર છે કે જો ખુદા ન કરેને તેને ફીરતાર તેણીથી છુટો કરે તો તેણી બીજા હાથમાં જવાનો ઘણોજ સંભવ છે."

"અને જ્યારે એમજ હોય તો હું તરતજ હોલમાં જઇને તેણીને સર વાલટરની હાજરીમાં મુલાકાતે બોલાવશ."

"એના જેવું બીજું ફાંકડું કંઇજ હોઇ શકે નહિ. હવે ફીલીપ સદાનો અહીંથી દુર થયોછ એટલે એલાના મનનેબી રાહત મળશે ને વખત જતાં તેણીબી મારી ખાતરી છે કે તેને ભુલતીજ જશે."

અને પછી તેઓ ત્યાંજ છુટાં પડયાં. કેટ લ્યુકાસે ખરીદી કરવા મારકીટમાં પગલાં ભર્યાં જ્યારે સર વાલટર ને એલાની મુલાકાતનો આરઝુમંદ હેરી બન્ને બેરોનેટ ને તેની બેટીની શોધમાં ત્યાંથી કદમો લંબાવી ગયો. તેને જતો જોઇ કેટ

રસ્તામાંજ ઉભી ને પછી ધીક્કારની લાગણી તેના પર બતાવતી મનુસે બબડવા લાગી.

"બેશરમ મુર્ખા હેરી. તું ગમે એવાબી હવાઈ કીલ્લા મનમાં બાંધની પણ અંતે તો તું એલાને પરણી શકનાર નથીજ. તેણી બીજાનેજ ચાહેછ નહિ કે તારા જેવા હીત રહીતને! અને તે છતાંબી તેણી બીજાનેબી પરણી શકનાર નથી, સબબ ડેવીડ મોરટીમરની કીનો લેવાની બાજી તેઓ બન્નેના સુખને સળગાવી નાખવાનેજ માટે છે."

એલા આ વખતે સહેજ માંડી હતી અને તે કોઈબી ના પાડી શકનાર નહિ હતું. તેણીની ગમગીની બેહદ હતી ને તેજ તેણીના દીલને પીળી નાખવાને પુરતો ખોરાક હતો. તેણીની છાતીમાં વારે ઘડીએ ધબકારા થયા હતા, જેને બુઢા સર વાલટરનો ગભરાટ અચાનક વધારી નાખ્યો હતો. એક દીવસે તેણીને વધુ નખાઇ ગએલી જોતાં કેટ લ્યુકાસે સર વાલટરને તેણીને દાકતરની સારવાર હેઠળ મુકવાની અરજ કીધી.

"હું ધારૂછ સાહેબ કે એલાને દાકતરની સારવાર હેઠળ રાખવીજ જોઇએ."

"હું સર રોજર બ્રાઉનીંગને શહેરમાંથી બોલાવી મંગાઉંછ. એ સઉથી હુશ્યાર દાકતર મારા ધ્યાનમાં છે, મને મોરક્રોફમાં તો બીલકુલ વીસવાસ નથી, કારણ કે એ બુઢો ને લોભીયો બહુજ છે."

"પણ હું ધારૂંછ કે એનો બીજો મદદનીશબી છે સાહેબ. માનસ ઘણોજ હુસ્યાર છે ને અમેરીકા ને ફ્રાન્સમાં ગ્રેડયુએટ થએલો છે. મેં સમજ્યુંછ કે એ મોરક્રોફનું દવાખાનું ખરીદી લેવાને ખુશી છે, વળી એક તો એલાની માંદગી એટલી બધી ચીંતા ઉપજાવનારી નથી કે મોટા ડાકટરને બોલાવવો પડે ને તેથીજ મારી ભલામણ છે કે તમો આએ નવા ડાકટરની એક અજમાયશ લેઓ તો ઘણુંજ સારૂં."

"ખચ્ચીતજ જો તમો ભલામણ કરતાં હોવ તો બોલાવી મંગાવવામાં હું કાંઇ નુકશાન નથી માની લે તો."

અંતે ડાકટર મારટનને બોલાવી મંગાવવામાં આવ્યો અને થોડા દીવસ સુધી એલાની તબીયતમાં ન ધારેલો અચાનક સુધારો થવા લાગો.

"સાહેબ તમારા દેશમાં રોગ ફાટી નીકળ્યો છે." ફ્રેંચ ઢપે અંગ્રેજી બોલતા ડાકટરે સર વાલટર પાસ પોતીકો વીચાર જાહેર કરતાં કહયું. થોડાક દીવસમાં તો એલા ઘણીજ માંદી પડી અને ડાકટરે જાહેર કીધું કે દેશમાં ફાટી નીકળેલા રોગવાળા ગામડામાં જવાથી તેણીનેબી એજ રોગ લાગુ પડયો હતો.

"જો તમોને નર્સોની જરૂર હોય તો હું લંડનથી બોલાવી મંગાઉ દાકટર."

"નહિ રે મારા મુરબ્બી સાહેબ, હું તો આએજ ઘણીજ નમાની બાઈને—"

"હું મકુજે મીસ લ્યુકાસને વીશે તમો બોલતા હોશો. હારે તેણીનું તો મુળ નહિ થાય તો બાવા દાકટર: ખચ્ચીતજ એની જોડી મળવી હમને મુશકેલ છે."

"ચાલો ત્યારે હવે એ તો વાત ટુંકેથીજ પટી એમાં સારૂં થયું." ને બીજેજ દીવસથી મીસ લ્યુકાસે ડાકટર સાહેબે કીધેલી મજબુત ભલામણને આધારે એલાની નર્સ તરીકેનો ચાર્જ હાથમાં લીધો.

કંઈક દીવસો એમ કરતાં પસાર થયા પણ એલાની હાલત સુધરતી જણાઈ નહિ, જેનાં બળાપામાં બુઢાંની તબીયતમાબી બીગાડો થયો. ડાકટર મારટીને બુઢાનેબી તે રોગથી બચાવવાને વારે ઘડીએ દવાના ડોઝો આપવા માંડયા સબબ તેને એવુંજ મન પર ઠસાવ્યું હતુ કે જ્યારે દેહ બહુજ લઠડતી થઈ હોય ત્યારે દવા જેવો એજમતી ઈલાજ બીજો કોઈજ નહિ.

અંતે બુઢા સર વાલટરેબી બીછાણું શોધ્યું. બન્નેના ઓરડાઓમાં એક નાના ચાલના ઓરડા વાટે જઈ શકાતું હતું, કે જે મીસ લ્યુકાસને માટે એક સંતોષ લેખવા જોગ બાબદ હતી, જો કે તેણીને માટે તો આ કંટાળાભર્યુંજ કામ લેખી શકાય, ડાકટર સાહેબની અરજથી તેવણનેબી ઘરમાં ખાસ રાખવામાં આવ્યા હતા, જેવણ દરદી પર ચાલુ દેખરેખ રાખી મેનીજ માવજતના ઈલાજો સુચવતા હતા, જ્યારે ગામના દરદીઓની મુલાકાતે તેમના બુઢા મુરબ્બીની આમદ ને રફત હતી.

ધીમે ધીમે ઘરમાંથી દરેકનો પગ પેશારો બહાર કાઢવામાં આવ્યો હતો. દાકટર ને મીસ લ્યુકાસ સીવાય ઘરના ઉંબર પરબી પગ મુકવાની સર્વને મના હતી, અને એવું જાહેર કરવામાં આવ્યું હતુ કે તે રોગે સર વાલટર ને તેની બેટીને મોતના જડબામાં કમનસીબે મુકયાં હતાં. ઘરના ઘણા ખરાં નોકરોને નોકરી પરથી એજ કારણસર બરતરફ કરવામાં આવ્યા હતાં, અને હવે આ એક વખતનો વાજીગાજી રહેલો માહલ બીલકુલ ઉજ્જડ ને ગમઘોર વાદળ હેઠળ ઘેરાએલો દીસ્તો હતો,

જ્યારે હેરી બીઝાંટ ઘરના દરવાજા પાસે આવી લાગો ત્યારે તેને દરવાજાને બંધ જોતાં બહુજ અચરતી લાગી અને ડરૂઈટ દરવાજાનો ચોકીબાંન તેને જોતાં દરવાજો ઉઘાડવા બદલ દગલાના ખીસામાં બન્ને હાથો ખોસી તેની તરફ ગમગીન ચહેરે ઉભો રહયો. બેશક આ એક નહિ વીસતારી શકાય એવી બાબદ હતી જેને તેના દીલમા કંઈક શંકા પેદા કીધી.

"ચાલ ડરૂઈટ દરવાજો ઉઘાડ. જોતો નથી કે હુ બહાર બોટી છું"

"નહીરે મારા બાપ મારેથી નહિ ઉઘડાય આપરે તો ફરમાવેલા બંદા"

"પણ નહિ ઉઘાડવાનો સબબ!"

"અરે જા મારા ભાઈ દરવાજો ઉઘાડવાને તે શું કાંઇ ધરતી ઉલટાવી પડતી છે જે નહિ ઉઘાડું; પણ ઘેરનો શેઠીયો ને તેની પોરી કેઠી શીક પડી ગએલી તેથી નહિ ઉઘડાયરે નહિ ઉઘડાય"

"બસ હું તુને હોકમ કરૂંછ કે ઉઘાડ. હું એનો ભેદ જાણુસા માંગુંછ."

"દાકતરે કાયદો કાડ્રેલો હવે તે કેમ સમજાવું પોરીયા. દાકટર કહેજે

બન્ને બાપ બેટીને ઝેરી તાવ લાગુ પડેલી તે બધાને ભખી ખાય-ચઉવે."

હેરી આ સમજતાંજ ઉજરો પુણી જેવો થઇ ગયો, તેને આ વખતે રીવરવે ગામમાં ફાટી નીકળેલા રોગ વીશેની અફવા યાદ આવી. પણ તે વીશે તેને ઇશારો નહિ થાય એ તેના માનવામાં આવ્યું નહિ. કેટ લ્યુકાસ મને નહિ જણાવવાને એટલી બધી ધાટકી કેમ બને! તેને તેણીને ફીલીપ ને તેના રસ્તામાંથી દુર કરવાના બદલા તરીકે પાનસો પાઉંડની નાદર રકમ ભેટ આપી હતી ને તેની શરમ તેણી નહિ કરે એ ચીંતા ઉપજાવનારૂં થઈ પડયું હતું.

"તું ચુપચુપ ચાલી જારે બાપા. ના હુજ્જત કર. કેઠી ઝહેરી તાવની હવા પેહી જહે તો હીદધો લાંબો થઇ જહે."

"દરૂઇટ તારૂં કહેવું ખરૂં છે. મારે હવે અહીં વધુવાર થોભવું નહિ જોઈએ. ખુદા તેઓને બચાવે આપરે શું કરશું !"

અને ઉપલા શબ્દો બાદ તે પોતીકી મોટર ત્યાંથી હંકારી ગયો.

એલાના સુવાના ઓરડાની બારીમાથી અલબત્તાં ઘરના બહારના દરવાજા સ્પષ્ટ દીસ્તા હતા, અને બારી વાટેજ દાકટરે કઇકો નોકર ને હેરી વચ્ચે ચાલેલી રસાકસીનો અચ્છો ચીતાર નીહાળ્યો હતો. તેને આ ચીતારથી સહેજ રમુજ ઉપજી હતી જેને જાહેર કરવા કાજ તે મીસ લ્યુકાસ આગળ ગયો.

"જોવ મીસ લ્યુકાસ. તેં તારી જીંદગીમાંબી જો હીચકારો નહિ જોયો હોય તો હવે જોઇ લે. આશક તો જો કે જે પોતીકી માશુકને માટે જાન આપવા બીહેછ."

"ચાલો એબી સદાનો દુર થયોછા તે તો બાતેનનો હીચકારો હતો દાકતર."

"કીસમતે અતે આપરા બાબમાં સવલો પાસોજ હમેશાં નીરમાન કીધેલો છે, કોણે ધાર્યું હતું કે આપણુને આટલી હદ વગરની ફતેહ મળશે! આવો હવે એ છેવટની મોટી ફતેહની શરૂઆત છે."

"એ બી ઠીક છે પણ" અને અહીં જરા પેલી ભુરી આંખ્યોનું જીગર રંજીદા થએલું જણાયું. કેટ લ્યુકાસના દીલમાં ફરીને નવી લાગણી દાખલ થઇ હતી જેને તેણીને ઘુંચવણમાં કયદ કીધી હતી—

"એટલે! શું તમોને કામ કરવાની આળસાઈ આવેછ!"

"નહિ જરાબી નહિ. આટલી હદ સુધી આપરે ફતેહના કીનારાપર આવી આપરો તરાપો ડુબાડી દઇએ. જ્યારે કંઇક વરસો થયાં હું એક ઉમેદમાંજ સંતોષ પકડીને બેઠીછ. ને સબુરી સાથેજ બેઠીછ, કે જે સબુરી તમોને આએ દુનિયામાં વસતી કોઈબી ઓરતમાં કદીબી જોવાની આરજુ ધરાવો નહિ."

"તારૂં કહેવું ખરૂં છે કેટ. આપરે બન્ને ફતેહપરજ બેઠેલાં છઈએ, ફકટ આ આ બે પાપોજ આપરા માર્ગમાં નડતર છે. થોડા દીવસમાં એબી નડતરનો છેડો આવશે. આપરે બન્ને લાંબો વખત થયો સબુરીમાં સબડતાં આવયાં છીએ, પણ હું

તો હજુબી મારા કીના માટે એકસો વરસની થોભવુ પડે તો થોભુ—"

"અને હું બી મારી મહોબતને કાજ એક બહેસ્તબી ખોઈ દેવું પડે તો ખુશીથી કબુલ—" બેશક તેણીની મોહબત તેને માટે સારૂંચીજ હતી, પણ આ કઠોર જીગરનો દઈત તેને કયારે કબુલનાર હતો એ નક્કી કરી શકાતું નથી. જો તેણીએ તેને મેડમ વેલેનટીન સાથ પેરીસમાં ફરતો જોયો હતે તો. તેણીએ શું અનુમાન કીધું હતે તે વીશે તે અસંભવીત હતો. તેને કંઈક અનેક કાવતરાંમાં પોતીકી જીંદગી રગોળી હતી. છેવટે તો મોરેનીયન બાબદમાંબી લોર્ડ હીડનને પોતીકા હાથમાં લઈ તેને નફાની સોનાની ચલ્લી દેખડાવી અંતે તેને મોરેનીયન પોલીસને હાથ સ્વાધીન કીધો હતો, અને એવાં તો કંઈક અનેક કાવાદાવા તેની જીંદગીની પોઠી પર નોંધાઇ ચુકયા હતા.

ખચ્ચીતજ ખાતું તો ઠીક ઉઘડયુંછ. કલોડ પર ચોરીનો આરોપ મેલવામાં આવ્યો છે ને તેને ઘરમાં દાખલ થવાની મનાઇ થઇછ, આ બન્ને આપરા રસ્તાથી દુર થનાર છે, ગોલ્ડસ્ટેનની વીધવા રીવરવેની માલેક થનાર છે, અને જ્યાં સુધી આ ઝેર ધીમું પજરણુ પાડે ત્યાં સુધી હવે આપણા બન્નેના જીવને કરાર છે."

"અને કેટલો લાંબો વખત સુધી તેણી રીવરવેની શેઠાણી રહેશે!"

"તે તો મારી મરજી પર આધાર છે. જ્યાંસુધી મારૂં વેર હું લઉં નહિ ત્યાં સુધી તો તેણી તેનો હકદાર માલેક છે. તેની પર કંઈક વરસો થયાં ચક્રવતી બ્યાજ એકઠું થયુંછ, અને તેને માટેની મારી પાસે વટાવ જેવી ચીજ જાઇ નથી. હવે મારે તો એટલુંજ જોવાનું રહયું છે કે હું કોણ છું, પણ હું છેઉ તો ખરોની. બસ હવે મારે તેજ જુઠાઈમાં જીકાઇ પછડાઇ ગએલો ખુબસુરત ચહેરો ફરીથી જોવોછ. લાબા વખતના ઠગારા મહીનાઓની યાદ જીગરમાં સજીવન કરવાની છે, કે જે વખતે મેં માન્યું હતું કે જીંદગી સદાની સોવાસણ છે ખુદરત સઉપર મેરબાન છે, અને હું ધારૂંછ કે ધીક્કારનો આતશ મારામાં પજરો નીકળ્યોછ. બેશક ફરી ફરીથી હું તે ઓરતને સદાની કદુવા દેઉંછ કે જેણીએ મારા નીરદોશ જીવને સદાને માટે દુખ ને ગમીની ખાડીમાં ડુબાડયોછ. જેને મને પાપમાં પરહેજ કીધોછ" તેને પોતીકા હાથો આ વખતે પછાડયા ને ફરીને ધીક્કારથી તેનો ચેહેરો કાળો મારી ગયો.

"અને પછીના પાછલાં વરસોમાં હું તેણીની જીંદગીમાં બદીનો કાળો પડછાયો પુરવાર થયોછ. મારા લાગવગે તેણીની દરેક ઠેકાણે પુઠ પકડી રાખી છે. મારીજ તદબીરથી લોકોએ તેણીને ખુની, બદ ચલણુની, જુગારી, લોભી અને કાવતરાંબાજ ગણી છે, અને સોસાયટીમાંથી તેણીનો કાંટો કાઢયો છે. અને તે એકાંતવાશની જીંદગીએ તેણીની પર હજારો ચુઠણાં પાડયાં છે. તેણીની જીંદગી હવે એક ભાગેલાં સુકાન સમાન છે કે જે હાલતમાં તેણીએ મને લાંબો વખત થયો મેલી દીધો છે."

"થોભો દેવીડ. હજુ તો પાછલાં વરસમાં આપરે બન્ને ફતેહ મેળવી તે

આગમચ ઘણું જોવાનું ને બજાવાનું છે. હાલમાં તમોને ફીકર નથી લાગતી કે જરાને ખાતર આપરી બાજી ઉઘી વળી જઈ આપણને નામોશીમાં સદાના ગરકાવ કરી દેશે!"

"મને શાની ફીકર કેટ. શું બુઢા ને તેની બેટીથી તુને ફીકર લાગેછ! કોઇ ચીઝ નહિ."

"પણ હેરી બીઝાંટ ને દાકટરનું શું!"

"બીઝાંટને માટે તો મારે કેહેવું જોઈએ કે જ્યાં સુધી તાવનો વાવટો ઘર પર ઉડતો રહેશે ત્યાં તલક તો તે અહીં આવે એવો સંભવજ નથી, અને ગામના પેલા દાકટર માટે તો આપરી ચોકસાઈ બહુજ સંભાલ ભરેલી છે. તેને આ બન્ને કેસો મારા હાથમાં મુકતાં બહુજ સંતોષ ઉપજ્યો છે. મારા બનાવતી ડીપલોમા, જાણીતા માનસોની ખુદાબખશ મેળવેલી ખોટી સરટીફીકેટો, અને તેથીબી વધુ ગામની એક છોકરીની ફતેહમંદ સારવાર વગેરે બાબદોએ મારી પર વીસવાસ બતાવવાને તેને પુરતો લલચાવ્યો છે. જો તે એમ ધારે કે દેશમાં તાવની બીમારીનો ઉપદ્રવ ઝાઝો છે, તો તેને મારી પર વીસવાસ મુકવાને દરેક કારણો છે."

"અને જુલીયટ ગોલ્ડસ્ટેન વીશે શું વીચાર્યું!"

"તેણીએ પોતીકાં વાવેલાં બી ચાખવાંજ પડશે. તેણીના મગઝ એજ વીચાર ગલબો કરશે કે તેણીની ઇચ્છાએજ એલા લાઈલ ને તેના પીતાને આ જહાનથી મોકળાં કીધાં હતાં અને તેઓના કાલબુદો તેણીનેજ દરવાજે હાલમાં ઝોકાં ખાએ છે."

અચાનક એલાએ એવામાં ટકીયા પર ડોક નાખી દીધી જેને કેટનો ગભરાટ વધારી મુકયો.

"તેણીએ સર્વ સમજ્યુંછ ને તેથીજ તેણીનો જાન ગીયોછ."

જેવી તેણીએ તે ફીક્કા બેહોશ ચહેરા પર નજર નાખી તેવીજ કેટ લ્યુકાસ શોકાતુર બની તે દેખાવ પર ધ્રુજવા લાગી. તેણીએ જો કે હંમેશાં એવોજ વીચાર દીમાગમાં દાખલ કીધો હતો કે તેણીની ડેવીડ મોરતીમર માટેની મોહબતે તેણીની જીંદગીની દરેક પાંછળી લાગણીઓને યાદ દેવાડી દીધી હતી. ને તેથીજ તેણી જેને દેવીડ ધીક્કારતો હતો તેને પોતેબી ધીક્કારતી હતી અને તેની મરજીને આધીન થવા સીવાય દુન્યામાં બીજી કોઇબી ફરજ તેણીને માટે મંજુર થયેલી તેણી જોઇ શકી હતી. બેશક આ વખતે સર વાલતર ને તેની બેટીની બતાવેલી તેણીની તરફની માયા મહેરબાની તેણીની નજરમાં ફેરા ખાતી હતી અને આજ વખતે તેણીએ જોયું હતું કે તેણીની પરવરેશ કરનારા બન્ને ભલા જીવોને તેણી નીમક હરામ નીવડી હતી.

"દેવીડ હું હવે વધુ વાર સાંખી જનાર નથી, મને એ ગમતું નથી. નહીતો હું પોલીસને એ બીનાથી વાકેફ કરશ."

"ત્યારે શું તારી મહોબતની કીમત આટલીજ છે કે કેટ! તું શું બીધેલી છે? મેં તો ધાર્યું કે તું પથ્થરનુ જીગર કરશે, પણ અફસોસ, અબળા જાતીની ખાસયતજ એવી છે. તેઓ હંમેશા બેવફા ને હીચકારીજ હોય છે"

"મેં તો એવુંજ માની લીધું હતું કે તારી મારે માટેની મોહબત તુને દુન્યાગાં દરેક ચીજ કડતાં વધુ પ્યારી હશે."

"મેં તો મારો પ્યાર સાબેત કરી આપવાને ઘણું કરી બજાવ્યું છે. પણ તમો ભુલી જાવો છો કે એ બીચારાં મારી પર બહુજ મહેરબાન હતાં. જીંદગી ભર તેઓ એ મારામાંજ વીસવાસ મુકયો હતો ને મારા ભલામાંજ મઠી રહેલાં હતાં,"—

"છતાંબી જ્યારે તમોએ આએ કામ કરવાનું માથે હોડી લીધુ ત્યારે તમોએ હું નહિ ધારતો કે એ વીચાર કીધો હોય. એ તો અબળા જાતીની ખામીજ છે કે પહેલે પ્યારને ખાતર દુન્યાબી ખરીદવા કબુલ થાય પણ ખરી ગરજ પડતાં પોતીકા આશકને સદાનો છેલ્લી ઘડીએ રવડતો મુકે. ગરીબ બીચારો—"

"બેશક આએ તો હું મારૂં કામ બજાવશ. જો તમોને તેઓને તમારા માર્ગ માંથી દુરજ કરવાનો વીચાર હોય તો હમણાજ જ્યારે તેઓ દવાની અસર હેઠળ છે તેટલાંજ દુર કરો. તમો કહોછ કે દવાની અસર એટલી તો ઉમદા છે કે બે શુધ્ધી કે મોતને દરીયે ઈનિશાન ડોળા ખાય છે ને સામું આદમી પીછાણી શકે નહી અને એજ તમારી દવા પર તમો મદાર બાંધો,—"

"પણ તારા મનમાં રમતો વીચાર મને પહેલેથી કહી દે."

"તે સહેલો ને સુતરો છે, પહેલે તેઓને દવા આપી દેઓ ને પછી લોકોમાં જાહેર કરો કે તેઓ બન્ને ખુદાનેબારનું ઈજન સ્વીકારી ગયાંછ. જે પછી તમો એક બંધ પરડાવાળી ગાડીની તઇયારી કરો ને લોકોને એમ જાહેર કરો કે તેઓ ના બીછાણા ને રોગવાલાં કપડાંને સદાને માટે દેશથી બહાર લઇ જવા સારૂં બંધ ગાડીનો ઉપયોગ કરવાની તમો જરૂર જોવો છો. તમો ખાલી કોફીનમાં સીસું ભરીને તેને લાયક વજનની બનાવી દેવો કે જે બન્ને કોફીનને આપરે એઓના કુટુંબી જગ્યામાં ખાડો ખોડી ઉતારી દઈશું."

"હું બસ તમારો વીચાર હું સમજી ગયો. પણ કોઇબી રવેસે તેઓને આપરા માર્ગમાંથી દુર કરી તમારા જીગરની આશાને સદાને માટે મુકતી આપતી હોય તો મારે વધુ કાંઇ કહેવું નથી. હું ધારૂંછ કે તમો પાયદસ્ત કીયાની સર્વ ગોઠવણુ કરશો કારણુ કે જુલીયટ બહારગામ છે. હું ગામડામાં રહી તમોને સલાહ ને મદદ વારે ઘડીએ આપતો રહીશ, જેમ કરતાં આપરી રમતનો એકકો અચ્છી રીતે આપરો દાવ તારા ને મારા ફાયદા માટે જીતી લાવશે એમ હું માનું છું."

બેશક કેટ લ્યુકાસે દેવીડ મોરટીમરને તેણીની મરજીને આધીન થયેલો જોવાને આ તે બાબે વીચારવાને સહેજબી વખત ફાજલ નહી પાડયો હતો. તેના બાબમાં તો દગાફટકાની હદ હવે આવી રહી હતી. તેને જુલીયટને શહેરની બહાર ભટકતી

બનાવી હતી ને તેના નીરદોશ બેટાને બદમાશમાં ફેરવ્યો હતો. સર વાલતર લાઈલ ને એલા હવે તેને હાથ રમનારાં રમકડાં હતાં અને જોકે કેટ હ્યુકાસની અચાનક ફરી ગયેલી ધારણાએ કંઈક નવી ગુંચવણ ઉભી કીધી હતી ખરી, છતાંબી તે એમ માનવાથી સંતોષ નહિ લેતો હતો કે તે ગુંચવણ તેને તેનું વેર લેવાને અટકાવે. કોઇબી અખતરાઓ વારા ફરીથી અજમાવવામાં આવે કે જેના જોરે તે આ એવદ્દા ઓરત કેટનોબી કાંટો કાઢી શકે કે જેણી તેની એક વખત સામે થવાની હીમત કરી ગઈ હતી, પણ હાલને કાજ તો તે તેણીને પોતીકી દુશમન બનાવવા બીલકુલ નારાજ હતો.

બેશક તે રાતે રીવરવનો હેવેલે દીલગીરીના ઘાંટોનો નાદ ચોમેર ફેલાવ્યો હતો. સબબ ગામડામાં જાહેર કરવામાં આવ્યું હતું કે સર વાલટર લાઈલ એલાને સદાનો આ જહાનમાં એકલી મુકી મોતને શરણ થયો હતો, અને જેના શોકમાં ગરકાવ બનેલું સારૂં શેહેર સર વાલટર જેવા ભલા ઉમરાવની યાદમાં માહેતમ ને ગમગીની દરશાવા એકઠું થયું હતું.—

તેના માનમાં દેવળમાં બંદગી કરવામાં આવી હતી જે બાદ લોકો પોત પોતાને ઘેર ભારે વીલાપ સાથ પાછું ફર્યું હતું.

---

## પ્રકરણ ૨૨ મું.

સીતમ ને સહાયમાં છે અભ્ર સમ ફેર,
સહાય મહેરબાની સીતમ નામ વેર.

સહાયનું ચલણ ખુબ શીતમ પર તું જાણ,
કુલ દુનિયાનો સીતમ દુશમને ઈમાન.

ફીલીપ એનસ્લેએ પેટ ગ્રેનવેની પટાવટથી અંતે સેંટ જેમસીસ આગળ પોતીકો ઓરડો શોધી કાઢયો હતો ને ભવીશની પક્કી ગોઠવણ સોઠવણ નક્કી થાય ત્યાં તલક બન્નેએ સાથેજ રહેવાનું અંતે કબુલ રાખ્યું હતું.

એક દીવસે સવારે જ્યારે બન્ને પોતીકા નાસ્તા પર ઘુંટાએલા હતા ત્યારે ગ્રેનવેએ રોજીંદા એકાદ પત્રમાં કંઇક ચોક્કસ ખબર વાંચી અજાયબી ને દીલગીરીની ભેગી તીક્ષણ લાગણીને ઓચીંતી જાહેર કીધી.

"કેમ મી૦ ગ્રેનવે શું છે!" ફીલીપે તેને ફીકકો મારી ગએલો જોતાં સવાલ કીધો, તેને તુરતજ વીચારી લીધું કે કંઈબી માઠા સમાચાર હોવા જોઈએ. ગ્રેનવેના જીગરમાં એક ચીજ બહુજ દેખીયા કરતી હતી ને તે એકે જે જવાન એલાની પર પોતીકો જાન પ્રાણ આપવાને ખુશી હતો તેનીજ આગળ એલાના

અચાનક દુખદાયક મરણની ખબર કેમ જાહેર કરવી! પણ ચતપતીયા મનના આ ચપળ જવાન ફીલીપને પેટનું મનમાં ને મનમાં ગુંગળાયા કરવાનું કારણ સમજ પડયું નહિ ને તેથીજ તે કોઈબી રવેશે જાણવાને આતુર બન્યો.

"શું છે બીરાદર—શું આ બીનાને મારી સાથે કંઈ નીસબત છે!"

ફીલીપની પહેલી દહેશત તો એલા માટે હતી, અને તેણી સીવાય તે પોતાને માટે તો સહેજ ભારણી તુંભા નહિ રાખતો હતો.

"એલા ને તેણીનો પીતા સર વાલટર બન્ને સખ્ત માંદગીને બીછાને છે" ગ્રેનેવેએ અંતે ચુપકીદીનું તાલું તોડયું. તુરતજ ફીલીપ ગ્રેનેવેના બોલવા પરથી સમજી ગયો કે તેનેથી થોડીક બીના છુપાવાની કોશેશ થઈ હતી. અને તેથી તે બસ તેથીજ તે પોતીકી લુલીને શાંત મનને સબુરીને કીલ્લે પરહેજ કરી ગ્રેનેવેની ઝબાનેથી વધુ બાતમી મેળવવાને આરઝુમંદ બન્યો.

"ગામમાં રોગ ફાટી નીકળ્યોછ, ને તેમાં ખરાબી વધુ છે. એલાએ ગામડાંના કેટલાંક ઓળખાણ પીછાણનાઓની મુલાકાત લીધી હતી, જે પછીથીજ રોગની કસોટી જાહેર થઈ હતી. તેણીને તે ઉડતો રોગ લાગુ પડયો છે. સર વાલટરનેબી તેજ ચેપી રોગ લાગુ પડયો હતો ને તેનીજ અસરથી બુઢા બેરોનેટ હમેશગીની શાંતીમા પાતાળમાં પોઢેલા છે. ફીલીપ."

"અને એલા!" ઉતાવળે ચહેરે સવાલ કરતાં ફીલીપે કહયું.

"તેણીબી—ઓહ!"

અને બે પળ આંહી નહિ વીસતારી શકાય એવી શાંતિ ફેલાઇ. ફીલીપનો દેખાવ ખરેજ અતરે દયાજનક હતો. તેના કાનમાં એલાના છેલ્લા શબ્દો ગણગણાટ કરવા લાગા.

"સાહેબજી મારા લવ—ખુદા તને આબાદ રાખે!"

ઓહ કુદરત! કાંય નહિ તેને તેણીને એકવાર પોતીકી બનાવવાને ઉલટ લીધી. અને દુનિયાને જાહેર કીધું કે તેણી તેનેજ માટે સરજાએલી હતી. અને તેણી તેનીજ સાથે હમેશ માટે રહેનાર હતી!"

જો તે ત્યાં હોતે તો કદાચને આવો મામલો નહિ બનવા પામ્યો હતે.

બસ જો—! ઓ ખુદા બસ જો તુંજ મહેરબાન હોતે, જીંદગી જીવવા જોગ હતે. ખુશી આબાદીજ ખરૂં સુખ કહેવાતે તો!!!

અને ત્યારબાદ એક ડચકું દીલગીરીનું ભરી અધુરા બોલો સાથેજ તે ટેબલ પર પછડાઇ પડયો. કીસમતના પંજામાં પડવાને તેને એવું તે શું ગુનાહ ભરેલું પગળું ભર્યું હતું! શું આએ ચીઝ બનવાજોગ હતી કે તરૂણ વયમાં મરજી ઉપરાંત પાપના પરેસ્તાનમાં ભરેલાં પગલાંની તેને આજે સજા મળી હતી! બીલકુલ નહિ. જો તેમ હોય તો તેને ઇનસાફથી, નહિ ઓળખી શકાય—પણ શું ત્યારે

જીંદગી ઈનસાફી હતી! કદીબી નહિ, તેનેજ તેની હાલત આવી બનાવી દીધી હતી.

"ફીલીપ, મારા દીલસોજ દોસ્ત."

બેશક આ દીલસોજી ભરેલા શબ્દો સાથ એક માયાળુ હસ્ત તેના ખભાં પર ઠમ્યો હતો જેને પોતીકી અસર કીધી હતી, અને બીજીજ પળે આંસુઓથી ખરડાએલી આંખ્યો સહીત ઝબકી તે ઉઠયો.

"મારે રીવરવે તરફ હમણાજ જવુ જોઈએ, ગ્રેનેવે. જરૂરજ જવું જોઇએ. તે મને બાપ કરતાંબી વધુ વાહલો હતો. અરે અફસોસ તે મને એક પાપી ધારીજ મરી ગયો! અને વહાલી એલા!—"

અને આવા ભાંગા ટુટા શબ્દો સહીત તે ત્યારબાદ ત્યાંથી પોતીકા ઓરડા ભણી કદમો ઉચામી ગયો.

"ગરીબ બીચારો! નીરદોશ બીચારો!!" તેને દીલગીર ચહેરે ઉતાવળે જતો જોઈ ગ્રેનેવે બબડયો. તેને પણ પોતીકી જીંદગીમાં એવા અનેક કારી ઘા થયા હતા પણ જાતી ઓળખને મુશકેલીની ભેગી દોસ્તી કદાચને દીલસોજી ને લોકોનીમદદ મેળવી શકેછ એવી તેની માન્યતા હતી, અને તેજ ખ્યાલમાં મસ્ત બની તેને ફીલીપ ભેગો સાથે રીવરવે તરફ કદમો ઉઘાવ્યાં. બેશક માર્ગમાં તેઓ બન્નેએ ચુપકીદી અખત્યાર કીધી હતી સબબ ફીલીપની હાલત તે વાર કોઇબી ખાકીચીઝથી રાહત મેળવી નહિ શકે એવી થઈ હતી. જ્યારે તેઓ સ્ટેશન પર આવી લાગા ત્યારે ફીલીપે ધીમ અવાઝે પોતીકી છાતી ગ્રેનેવે આગળ ખોલી.

"જો તમને કઇ અડચણ નહિ હોય તો હું જરા મોરકોફને જાતે મળી ખુલાશો મેળવું-કદાચને તેઓએ મારે માટે કંઇક સંદેશો ત્યાં રહેવા દીધો હોય."

"તું દાકટરને માટે કહેછ કે ફીલીપ" ગ્રેનેવેએ સવાલ કીધો જેનો જવાબ તેને ડોકું હીલવવામાંજ આપ્યો હતો. બન્નેએ ત્યાર બાદ દાકટર મોરકોફના દવાખાના ભણી ઉતાવળે કદમે ચાલુ મુકયુ.

"ઘણુંજ ખરાબ થયું–યાર ઘણુંજ ખરાબ!!" દાકતર સાહેબે તેઓને આવકાર આપતાં કહયું. "કેટલું અચાનક ને વરી કેટલું ઓચીંતુ!"

"મારે લાયકનું એવું કંઈબી તમારે પાસે કહેવાનું રહયું નથી મોરકોફ કે કે જેથી તમો મને દીલાસો દઈ શકો! તેઓએ મને એક શબ્દ વટીક લખ્યો નથી."

"અઝીઝ બીરાદર એનસ્લે, હું તો ધારતોતો કે તને ખબર મળી હતી. મારી સારવાર હેઠળ તો સર વાલટર કે મીસ લાઈલ કોઈબી હતું નહિ પણ મારો મદદનીશ દાકટર મારતીન—"

"દાકતર મારતીન કોણ! મેં તો તેનું નામ વટીક સમજ્યું નથી."

"નહિ ભાઈ, એ તારા જવા કેડેજ અહીં આવી લાગો." હીલા ચશમાથી ફીલીપનો ચહેરો બારીકીથી તપાસતાં દાકટરે કહ્યું, સબબ તેને રીવરવે હોલ

છોડતી વખતે રસ્તામાં હજારો અફવાઓ તે વીષે સમજી હતી.

તે એક ચપળ ફેંચમેન છે, અને ભવીશમાં મારૂં દવાખાનું ને મારી સારી પ્રેકટીસ મારી પાસથી ખરીદી લેનાર છે. જો તમારી ખાએશ હોય તો હું તમોને તેનું નામ આપું" ડાકટર સાહેબે મદદનીશનું બ્યાન કીધું.

"જો નામ આપો તો વળી ઘણુંજ સરસ!" ગ્રેનેવે ફીલીપની તરફથી સુચના કીધી જે અમલમાં મેળેલી જણાઇ. ને ડાકટર મારટીનનું આખું નામ ઠામ અંતે તેઓને મળ્યું. જે લઇ તેઓએ તેજ રસ્તાના નાકા પર આવેલાં નાના ગામડાં તરફ ચાલુ મુંકયું જ્યાં આ દોજખી દુનિયાનો દઇત ડાકટર સીહાઇ સકળને સુફેદી બક્ષવાને અનેક તરેહના પાપની દવાઓને બાટલામાં ભરી એક દવાખાનામાં શોભાવા નસીબવંત નીવડયો હતો.

અહીં વરી પાછી ફીલીપના કીસમતમાં નાસીપાસી સરજાઇ હતી, સબબ ડાકટર મારટીન તે વખતે લંડનમાં હતો, એવું તેની ઘેરવાળીએ ખબર આપી હતી અને વધુમાં જણાવ્યું હતું કે તે ત્યાં એક દીવસ થોભનાર હતો.

"મારા બાબમાં આએ તો બહુજ કમનસીબ બનાવ છે. પણ કોઇબી રવેશે મારે મારી એલા માટે ખનખોડ કરવીજ જોઇએ. કોઇ બહારના અંજાણ્યા તેણીની સાથે હાલમાં રહે, ઓહ એવું ધારવુંજ જીગર ચાક કરવા જેવું છે" રસ્તે ચાલતાં ચાલતાં ફીલીપે ગ્રેનેવે આગળ પોતાની ઝબાન ઉઘાડી.

"કદાચ મીસ લ્યુકાસ આપણને બાતમી આપી શકે" ગ્રેનેવેએ ફીલીપને કહયું પણ તેણીનું નામ સમજતાંજ ફીલીપ ફીકો પડી ગયેલો જણાયો, છતાંબી તેને રીવરવે હોલ તરફ ધીમે કદમે હાલચા માંડયું.

ઘર તરફ આવી લાગતાંજ દરૂઇટે ફીલીપને ઓળખ્યો ને બેહદ ખુશાહાલી જાહેર કરતાં તેને શાંત અવાજે નીચલી ખબર આપી. "ઘરમાં મીસ લ્યુકાસ છે ફીલીપ શેઠ. ત્રણ નોકરો સિવાય બધાંને બરતરફ કરવામાં આવ્યાં છે, સબબ મોટા શેઠ ને નાના બાઇ ખુદા તેઓને હમેશગીની શાંતી બક્ષે, તેઓનું શું થયું છે તે કંઇ જણાતું નથી. તેઓ અફસોસ કે સદાના એકજ મટ્ટીમાં પાસે પાસે હમેશગીના સુખની સેજ પર પડેલાં છે. હમણા મીસ લ્યુકાસ હવે આ ઘરની શેઠાણી મીસીસ ગોલ્ડસ્ટેનની આમદ માટે મોટા પાયા પર તૈયારી કરતી રહી છે, અને જે વખત બાયછ તેમાં લેડી સાહેબ હવે અહીં હોલમાં રહેવા આવનાર છે. મને તેણીની આગળી તુમાખી રીતભાત ને ટોરનો આંખો ખ્યાલ જો બાપ મારા અઉવે."

"પણ મને અંદર જઇ મીસ લ્યુકાસને મળવાને કંઇ વાંધો છે !"

"જા દીકરા મારો કાંઈ વાંધો નથી. ઉલટી તુને જોતાં તો તે ઓવરઈ પોવરઈ જવાની જો !"

"ઓ તારી કેટલી મહેરબાની દરૂઇટ"

"કંઇ નહિરે બાપા જો કે એ લોકોએ તારે ખાતર બહુ બહુએ ઝાડ ઝુમખા તોડી પાડેલા પણ મેં તો સાફ માનવાજ ના પાડેલી! એ તો ફાસફુસની તાપણી ને પરદેશીની પ્રીત તે દેખું એવીજ જો!"

જે પછી ફીલીપબા ને ગ્રેનેવે આ ગામડયા ચોકીઆનની વાતથી સહેજ મલકાઇ હોલમાં દાખલ થયા, અને મીસ લ્યુકાસની મુલાકાત લેવાને નસીબવંત નીવડયા. બેશક આટલી હદ સુધીની છુટછાટ મેલવી હુકમ વગર ઘરમાં દાખલ થવું એ બીલકુલ તેઓને માટે અસભયતા ભરેલું હતું.

તેઓ બન્નેને જોતાંજ તેણી સકમણકમ બનેલી દેખાઇ. તેણીની નજરમાં દહેશતની ચકમક ચમકવા લાગી, જે કમનસીબે ગમગીનીમાં ગીરફતાર બનેલા આ બન્ને દોસ્તો જોવા પામ્યા નહિ. જીર પર જોરાવરી કરીનેબી તેણીએ અતે આવકાર દીધો, જેથી તેઓના દીલમાં ઉભો થયેલો તકલીફી શક ત્યાંજ તુટી પૃથ્વીવાસ થયો. પણ ફીલીપ, ભોળા ફીલીપ તું ગમે એવીબી જીવતોડ કોશેષ કરની પણ દોજખની દેવીને મોંઢેથી શું તું દોજખનું સરવાયું મેળવી શકનાંર છે! શું સર વાલટરના અચાનક મોત અને તેને નહિ બાતમી આપવાનો સબબ કેટ જેવી પાપીણી તુંને ઝટ ને પટ બીહી ધ્રુજી કહી દેનાર છે! હમેશની તેની ઉતાવળી રીતે તેને કાંઈપણ લંબાણ વિચાર દોડાવ્યા વગર તેણીની સાથ એકાએક સવાલના સમુંદરમાં ઝોંકાવ્યું.

"મીસ લ્યુકાસ–એલા કેમ ગુજરી ગઈ તેનું કારણ જાણવાને હમો ખાસ તમારી પાસે આવ્યાછ."

"ઓ ખુદા–તે તો તમો જાણોછ! તમો જાણોછ!" પણ સામે ઉભેલા બન્ને જવાનો તુરતજ જોઇ શકયા કે તેણીએ જવાબમાં થાપ ખાધી હતી.

"હું એવી વાત કરવાને દીલથી દુખી થાઉંછ ખુદા કાજ મારૂં દીલ વાત પુછીને રંજીદા ના કરો." અને થોડીક ઘડી બાદ તેઓ બન્ને ત્યાંથી વીદાય થયા—જે બાદ તેઓએ ગામડામાંથી સ્ટેશન ભણી પોતાનો રસ્તો લીધો, જે વખતે તેઓનું મગઝ ફકત એકજ વિચાર પર લુંટાઈ ગયું હતું. તેઓ બીલકુલ શાંત હતા અને જયાં સુધી તેઓ ત્રેનના દબ્બાનો દરવાજો ખોલી ફરસ્ટ કલાસમાં ગોઠવાયા નહીં ત્યાં તલક તેઓએ નજર ઉઘાડી એક બીજા તરફ જોયું નહીં. ત્રેનમાં જગ્યા લેતાંજ ફીલીપે ફરીને પોતીકો ઉભરો ખાલી કીધો.

"ખુદા કાજ પેટ કહો આપણે હવે શું માર્ગ લેવો જોઈએ."

"તે તો આપણે પુખ્ત વિચાર કરવાનો છે ફીલીપ." અને તે પછી તેઓ એકબીજાને જીંદગીના છેડા તલક મદદ કરવાના વચન, સીર્ફ પવિત્ર વચનથી બંધાયા–પણ જેમ કરતાં તેઓમાંના એકનું દીલ બેહદ દુખી થયું સબબ તે કામ કદાચને એક કમનસીબ અબળાને તેણીના ફેજે જલદી મુગાડે કે જે જોવાને તેણીને આજે એક દાહેકો થયો ચાહતો તેણીનો ભોળો પણ ભભેરાયલો કાચ્ચા કાનનો દીલદાર બીલકુલ ખરાં દીલથી નાખુશ હતો.

અઠવાડયાં પર અઠવાડયાં ઢકાયા ને અંતે રીવરવે હોલેની માજી બાઈ સાહેબાએ ફરીને એકવાર આ ગંજાવર મીલકતનો અખત્યાર તપાસી લીધો. લોકોએ એમ વીચાર્યું હતું કે તેણીની આમદ સાથે ફરીને રીવરવે હોલ આગળ માફક વાજીગાજી રહેશે, પણ તેમાં તેઓ નાસીપાસ થયાં હતાં. દરૂઈટ સીવાયના સર્વ નોકરોને ત્યાંથી રજા આપવામાં આવી હતી અને દરૂઈટ ચોકીબાનને દરવાજાની તપાસ માટે ત્યાં રાખવામાં આવ્યો હતો સબબ તેને ત્યાંથી જવા હીંમત સાથના પાડી હતી. પણ નવા નોકરોની ત્યાં આમદ થઈ હતી જેની સાથે બુઢા દરૂઈટે પોતીકી તપ્પા બાજી પોતાની ગામડીયન ભાશામાં ચલાવવા માંડી—

"મારી જીંદગીમા ઘણીએ કેંકટ ને ઘણાએ-કોમરાઓ જોયલા પણ આના જેવા નહિ જો—એ આ બાઈ સાહેબ કીફાથી ઉંચકી લાવેલી તેની કોઇ ખબર નહિ પડતી દેખુ-કદાચને બદબખ્તના બગીચામાથી તો નીહ હોય—સંધા બીચારી ભોલીને વેતરી ચાયલાં અને વરી ઉપરથી તીનું ખોઇને તીનેજ પાંચ બોલી ચાયલાં—કેઠી અક્કલની કમ તારેજ કેની!"

અને આ એકવારનો સગનવંતો મેહલ દીવસોનો વીટવા સાથ બહુજ ગમગીર ને ઉજ્જડ બનતો ગયો. ગામમાં તરેહવાર અફવાઓ ફેલાઇ રહી જે ઘરની ઘણી-યાણીને દીવાનાપણું લાગું પડયું હતું, તેણી અફસોસ ને આહોઝારીમાં સરોવર સમ સુકાઈ ગઇ હતી. એકવારની તારા સમાન ચમકતી આખ્યો કોલસા સમાન પજરતી હતી. અને તેણી કાંઇક નહિ ધારેલા ખ્યાલ હેઠળ સગડતી હતી એવુ અનુમાન કરવામાં આવ્યું હતું. એલીઝાબેથ જેનીંગ જેણી પણ આગળ આજ હોલની એક સુથાર સાથ પરણવા અગાઉ, એક સાધારણ દાસી હતી તેણીબી મીસીસ ગોલ્ડસ્ટેનના બે ધણીઓનાં કમકમાટ ઉપજાવનારાં ખુનની વાત ગામમાં ફેલાવી રહી હતી—બેશક આવી રીતે આ કમનસીબ જુલીયટનાં કરસવેજ કીસમત પર કંઇક અનેક લોખંડના ડામો દેવાઈ ચુકા હતા-તેણીને સર્વ શક ને દહેશતની નજરે જોતાં હતાં. તેણી રવીવારે દેવળમાં હાજરી આપતી હતી નહિ અને ઘણાજ થોડાં મળતાં વીશેકો તેણીને બગીચામાં એકાદ બે વાર મુલાકાત આપતાં હતાં. નાના બાળકોબી દરવાજામાંથી ડોકીયું કરી આ નવી શેઠાણીનો હસ્તો મુખડો જોવાને ઈંતેજાર થઇ રહયાં હતાં પણ દરૂઈટ તેઓને ત્યાંથી વારે ઘડીએ હાંકી કાઢતો હતો.

અંતે જુલીયટને પોતાની દરકાર પોતાકે હાથે લેવાનીજ વારી આવી હતી, તેણીનો ખુદા સીવાય આએ જહાનમાં કોઈબી હવે બેલી નહિ હતો. અફીણ જેવી નીશામાં દીવાનાપણું લગાડનારી કેફી વસ્તુ સાથે તેને દોસ્તી પાડી હતી, તે શામતી રીતે જોતાં તેણી પેલીજ ધાટકી બલા લ્યુકાસના હાથમાં રમતી હતી. કે જેણીને હાથ જુલીયટનું કીસમત પીપળના પાન સમ ઝોકાં ખાતું હતું. તેણી પોતાને અયશ અશરતમાં રાખનારી આ કેફી દવાબી આ બલાની મદદથીજ મેળવતી હતી.

ટુંકમાં રીવરવે હોલની કમનસીબ હીનાએલી આ એકવારની શેઠાણી હાલમ

બેશક કેફની નીશામાં એક ગુલાબડી જેવી હતી.

પહેલી બારીમાં જ્યારે તેણીએ રીવરવેપર પોતીકીઝળકતી નાલ પહેલ વહેલીજ થોકી હતી ત્યારે તેણી એક ખુબસુરત નીરદોશ અબળા હતી. તેણીનું ખરૂં સુખ તે વાર પહેરવા ઓઢવા ને પઈસા ટકા પર રચાએલું હતું. પાછળથી તેણી એક કરોડપતી ઉમરાવની તુમાખી પરણેતર તરીકે ત્યાં ઠરીઠામ પડી હતી; જ્યાં તેણી ખુદાતાઆલાના મોટા આશીશ એક માતાની પદવીમાં પામી હતી. અને હાલમાં! તેજ ખુબસુરતીની આછી છાંટીઓ હજુ ટક જેવી ને તેવીજ હતી. પણ અસુખી હાલત, અને કોકેન મેળવવાની તેણીની ધાસ્તી ભરેલી ઈચ્છાએ તેણીની તબીયટને લઠડતી કરી નાખી હતી અને એકવારની લેડી ફ્લાઇલ હાલમાં શરીરે, દીમાગે, અને જીંદગાની ચરશે અશરતમાં તેલ વગરની બળતી જોતમાં ફેરવાઇ હતી.

"તારી આખી જીંદગી સદા દુખ ને મુસીબતમાં પસાર થજો અને તારૂં કીસમત સદા ગમઘોર વાદળ હેઠલ ઘેરાએલું રહેજો."

બેશક ઉપલા શ્રાપે પોતીકી લપડાક અંતેબી લગાવી હતી. કીસમતની આ વખતે તેણી ન ધારી શકાય એવી ખીદમતમાં સીકડાઈ હતી. વખતે વખતે કીસમત ભુમીપર તેણીના બાબમાં ખેલ થયા હતા અને હવે તેનો આખેરી અંજામ હતો.

ખુદાતાઆલાની અપુર્વ માયાના ખઝાનામાં આબી એક ચલણી રૂપીયો ઉજાળું ફેંકી રહયો છે કે તેના જેવી માયા મહેરબાનીનો ઝરો તેનીજ પેદા કીધેલી ચીઝ ઇનશાનમાં વસ્તી નથી. અને તે સઉથી શ્રેષ્ટ મોહબતના પાછળા પદમાંબી નહિ વજન કરી શકાય એવી અકકલ શકિત રહે છે, સબબ જો તેમ નહિ હોય તો આ દુનિયામાં સુખ તથા પેલી દુનિયામાં આબાદીનો સ્વપનોબી આપણુને કયાંથી આવે!!

મીસીસ ગોલ્ડસ્ટેનને પરોણાઓની સહેજ દહેશત હતી. રીવરવે હોલમાં મળવા આવનારા કોઇનીબી દાખલ થવાની મનાઇ હતી. કંઇક અસંખ્ય કાર્ડોના દોસ્તો તરફથી આવી પડેલો ઢગલો એમનો એમ વેરવીખેર પડતો હતો. લોકોને આવી શેઠાણીને જોવાને બહુજ તલબ થઈ, કે જેણીએ એકવાર લંડનની સોસાયટીમાં નામ કાઢયું હતું અને હાલમાં ઘરના હોલમાંજ એકાંત જીંદગી ગુજારવાને પસંદ કરતી હતી, ખચ્ચીતજ તેઓએ તેણીને એક દીવાની તરીકે માની લીધી હતી. દીવસોના વહેવા સાથે તેણીની નબળાઈમાંબી વધારો થવા લાગો.

જો પવન કોઈવાર ગાજવીજ કરે તો તેણી પવનની જુમમાંજ બુમરાણુ કરી મેલતી હતી. એક દીવસે મીસ લ્યુકાસે તેણીને સર વાલટર અને એલા લાઇલના પીકચરો આગળ બીલકુલ મુવેલી જેવી હાલતમા બેસુધ્ધ પડેલી દીઠી.

પણ જ્યારે તેણીને તેનું કારણ પુછવામાં આવ્યું ત્યારે ખુલાસામાં તેણીએ જણાવ્યું કે તેઓ પીકચરોની ફ્રેમમાંથી બહાર નીકળી તેણીની આજુબાજુ ચકરાવો લેતાં હતાં તે જોઇ તેણીને દહેશત ઉપજી હતી.

સર વાલટર ને એલા લાઇલના કમકમાટ ઉપજાવનારા મોત વિષે તેણીની

ખાતરી કરવાની હીમત થઈ નહી, સબબ તેણી એવું માનતી હતી કે કેટ લ્યુકાસ તેણીને ન ધારેલી બીનાથી મગઝથી બેમગઝ બનાવી દેશે. તેણીને હદબહાર વીશવાસ હતો કે પેલી પીળી ભુરી ભમતી આખ્યોમાં એક છુપા ભેદનો અંગાર છુપાયેલો હતો, છતાંબી તેણી બોલી શકી નહિ, પુછી શકી નહી, પણ કેફી દવામાજ પોતીકી રાહત ને છુટકારો સમજી તેણીએ દીવસો કાઢવા માંડયા.

એક દીવસે ઓચીંતી, પોતીકા વિચારોની અદલા બદલી કરવાને ખાતર તેણી બારીએ જઇ ઉભી અને બહાર પડેલા ઉજ્જડ બગીચાઓ નીહાળવા લાગી, એવામાં તેણીની નજર એકાએક મઝબુત બાંધાની એક ઓરત પર પડી જેણી ચોરી છુપીથી ઝાડમાં ભરઈ ભરઇને નજર ચુકાવી જતી હતી અને ફરી ફરીને તેણીના શકમંદ વિચારોએ તેણીની પર હુમલો કર્યો. તે કેટ લ્યુકાસ હતી. તેણીએ માની લીધું સબબ તેણી ત્યાં ખાસ તે કેફી દવા સંટાડવાજ ગઇ હતી.

બેહદ ગમગીન જીગરે તેણીએ દરવાજો ઉઘાડી મેદાન તરફ કદમો ઉગામયાં.

તેણીના આવવા પછીની આએ પહેલીજ બપોરે તેણી બહાર નીકળી હતી પણ હવાનો જુલમાટ તેણીની પર બહુજ હતો. ગુપચુપ શાંત પગલે તેણી ઝાડીમાં વીંટળાઇ છુપાઈને કેટની લગોલગ જઇ પુગી જ્યાં તેણીએ ધીમા અવાઝમાં કેટને કોઇ પારકા બેગાના મરદ હાથ મસલહુત ચલાવતાં જોઇ. જુલીયટની આ જોનાં અજાયબીનો પાર રહયો નહી. કોણ સાથે કેટ મસલહુત ચલાવતી હતી તે તેણી જોઇ શકી નહિ અને પોતાની જીંદગીને ખરાબીને કીનારે ઘસડી જનાર તે કરસે વજ પર વેર લેવાની ઇચછાથીજ તેણીએ ઝાડીમાં છુપાઇ સઘળી વાત સમજી લેવાનો મન સાથ નક્કી કસદ કીધો.

બન્ને મોહબતના જોશમાં પોતીકા પાપની પોથી વાંચતાં હતાં અને વારે ઘડીએ જુલીયટનું નામ દેતાં હતાં જે સમજતાંજ તેણી ઉશકેરાઇ ગએલી દીસી છતાંબી તેણીએ મક્કમ થડાવ કરીને છેવટની જીવ સાથ લડત ચલાવીનેબી તે બન્ને કાળાં કરતુકીઓને સમજવાને બાથ ભીડી.

"થોભો દેવીડ થોભો. જો તમો મારી મુનસફી પર સઘળી વાત છોડો તો તમો ધારો તે કરતાંબી તમારો કીનો હું મજબુત આકારમાં મુકી શકીશ-તેણી બીચારી હવે તદદન નબળી પડી ગઇછ ને પાગલખાનાં ને કબ્રસ્તાનની વચમાં હવે છેવટના હીંડોળા ખાયછ. હું તો હવે પેલી કેફની મદદથી તેણીને મારૂં હથીયાર બનાવી ચુકીછ. જો તમો ધીરજ રાખો તો તેજ અબળાથી તમો રીવરવેના ધણી થશો જે અબળાએ તમારી જીંદગીને કચડી નાખી તમોને—"

પણ હજુ તો તેણી પોતીકું બોલવું પુરૂં કરે તેટલાં સામો આદમી ગુસ્સાથી ઉશકેરાયલો બન્યો, અને જેવો તેણીએ તે દરામણો ચહેરો જોયો તેવીજ જુલીયટ ધીમી ચીસ સાથે ત્યાં જમીનપર પડી.

તેણીની હાજરીથી બે ખબર પેલા બે પાપી પંખેરાંઓએ પોતીકું પાપ તો

પીરસવાનું ચાલુંજ રાખ્યું.

"કેટ. બસ હવે હું એ બાબદથી સદનતર કંટાળી ગયોછ. તું જાણેછ કે હવે હું બુઢાપાના રોહમાં દીન પર દીન ઘસડાતો જાઉંછ. તારી મોહબતે ખરેજ તુને અંધાપો આપ્યો હોય તો તેમાં શક નથી. જો તું જુલીતટ ગોલ્ડસ્ટેનના બાબમાં જે બીના રજુ કરેછ તે જો ખરી હોય તો હું એમજ અનુમાન કરૂંછું કે મેં મારા ફીનાની હદ ઓળંગીછ, તારા ને મારા સીવાય દુનિયામાં કોઈનેબી રોશન નથી કે ફીલીપ એનસ્લે, નીરદોશ બદમાસ તેણીનો એક પુરો ચેરાગ, તેણીનો બેટો છે. બેશક હવે આપણુને આએ નેહસ્ત કામથી ફારેગ થઈ સુખમાં દીવસો ગુજારવાનોજ વખત આવી લાગોછ."

"આપરૂં સર્વોતમ સુખ ઓ ખુદા!"

"કાંય! એમ કાંય ધારેછ કેટ!! તું હજી મને ઓળખતી નથી તેમાંજ તારી ઘુંચવણુ છે. હું આએ જીંદગીથી કંટાળી ગયોછ અને હવે હું એકાંત જીંદગી આબરૂ દરકારમાં ગુજારવાને કંઇક સુખી થવા જોગ માર્ગ શોધુછ. મેં મારો કીનો લીધોછ. સબબ મેં ખુદા પાસ કસમ લીધાછ કે હું તે જરૂરજ લઇ દેખાડશ. મેં આએ કાવતરાંમાં ઘણો પઈસો એકઠો કીધોછ. અને તે ઉપરાંત મેં એક એવી ઓરતની મોહબત જીતી લીધીછ કે જેણીએ મારા બારીકમાં બારીક સમયેબી પોતીકી જીંદગીના જોખમે મારી તરફ માનની લાગણી સહીત જોતી રહી પોતીકી ફર્જ અદા કીધીછ. કેટ તારે આવતી કાલે રીવરવેને છેલ્લી સલામ કરી આપરાં જુન્નાં ઘર બુલોં તરફ જવું પડશે. અને જો તું શ્યાની હોય તો ખાલી હાથે જવા કરતાં જુલીયટ ગોલ્ડસ્ટેનનું તમામ ઘરણું ગાડુ સાથે લેતી જજે. ત્યાં તુ મારે માટે થોભજે ને જેવું લાઈલ કુટુંબનું નખ્ખોદાબાદ આવશે તેવોજ હું તારી હજુરમાં હાજર થઇશ. હવે તારે ગભરાવાનું કારણુ નથી સબબ તેઓ તને દમ દઈ શકનાર નથી."

"અને બુલોં જ્યા પછી શું!"

"અમેરીકા, મારા દીમાગમાં રમતું મોજીલું અમેરીકા કે જ્યાં કેટ ડીઅર તુને મારી પરણેતર બનાવી મારી પાછળી જીંદગી હું અયશ આરામમાં ગુજારી શકું"

અને તે પછી તેને તેણીનો હાથ પોતીકા હાથમાં લઈ પોતાનું ભેદી હસવું છુપાવા પોતીકા હાથ સાથે દાબ્યો કે જે વખતે સુખના આછા ખ્યાલોમાં તેણીને ફીક્કી ફુચ થતાં તેને જોઇ.

"મેં મારી આખી જીંદમાંબી આવું શાંતી ભરેલું સુખ જોયું નથી."

"અને કાંય નહિ! સબબકે મેં તને આગળ એ વીશેનો ઇશારો વથીક નહિ કીધો હતો, તેથી તું એમ સહેજવારમાં ધારેછ કે તારી અખંડ માયા મહેરબાની ને તારો અજીત ચાહ હું ભુલી શકું! દુનિયાની અંદર પ્યાર કરવા લાયક તું એકજ પુતળી છે જેને મને જાન કરતાંબી વધારે જીગરમાં જગ્યા આપી છે. અને

તે શું એક પથ્થરના તનનો ખવીસણી અપકારમાં વાળી આપવાને કદી પગલું ભરશે! જો તું એમ ધારતી હોય તો તું તારી ચપળતા પર પાણી ફેરવેછ કેટ"

"ડેવીડ પણ તમે મોરક્રોફ્ને શું કહ્યું! તેને તો જરાબી શક કે સંદેહ નથી- તમો શું ધારોછ"

"જરાબી નહિ. મેં તે મુર્ખાને લખી જણાવ્યું હતું કે હાલમાં હું લંડનમાં એક દરદીની સારવારમાં ઘુંટાઈ ગયો છું પણ રીવરવે તરફ પાછો જ્યારે ફરીશ ત્યારે તમારી પ્રેકટીસ ખરીદી લેવાને કાજ હું તમોને મુલાકાત આપીશ- તેને મને જવાબમાં એક ઘણુંજ વીસવાસ મુકવા લાયક કાગજ મોકલ્યું છે. કાગજ કે જે તેની મુર્ખાઈનો સંપુર્ણ ખ્યાલ આપતું એક એવું ચીત્ર છે જે હું હમેશાં સંભાળથી સાચવી રાખીશ—"

"ચાલો ત્યારે બધાજ સગન તમારા બાબમાં તો સારા છે, અને ત્યારે વ્હાલા હું જાઉછ. પણ એવીજ આસામાં જાઉંછ, કે ખુદાની મદદથી હું મારૂં ધારેલું સુખ ઘણીજ ઉતાવળે તમો પાસથી મેળવી શકું અને તમારો હસ્તો દીદાર છેવટની શાંતામાં ખુશીથી વધાવી શકું."

જે પછી દેવીડે તેણીને એક મીઠું ચુંબન લીધું અને તેઓ ત્યાંથી ઘીચોઘીચ ઝાડીમાંથી થઈને બહાર નીકળ્યાં. બહાર આવતાજ એકાદ વીંટળાયલી ડાળીઓ પાસ તેઓએ જુલીયટને બેભાન હાલતમાં પડેલી જોઈ અને ગભરાટમાં બન્નેની નજર એક બીજાને ઈશારો કરવા લાગી.

"હું તેણીને હવે ઘરમાં સલામત લઈ જઈશ ને જ્યારે તેણી સુદ્ધીમાં આવશે ત્યારે જણાવીશ કે તેણી સ્વપ્નો જોતી હતી."

અહીં કોઇબી નથી તેથી ચાલ હુંજ તને મદદનો દસ્ત આપું અને તેઓ બન્નેની ભેગી મદદથી જુલીયટને ડરોઈંગ રૂમમાં બેહોશ હાલતમાં લાવવામાં આવી અને આગળ માફકજ બારી બારણા બંધ કરવામાં આવ્યાં. જ્યાર તેણી હોંશમાં આવી ત્યારે તેણી પોતાને હોલમાં જોઈ બહુજ અજાયબ થવા લાગી, અને મનસે ખુબ બબડવા લાગી.

"એમ હોયજ નહિ. મારી ખાતરી છે કે તે મોરીશ હારકોર્ટજ હતો પણ મોરીસને કેટ સાથે શું લાગે વળગે. વળી તેણી એમ બોલી જે તું સ્વપનામાંબી વકી રાખે તે કરતાંબી વધુ ફતેહમંદ રીતે તું તારો કીનો લેવાયલો જોશે. ઓહ હું કેમ સાંખી શકું. યા ખુદા હું કેમ સહન કરી શકું." જુલીયટના દીમાંગમાંથી વીજલી સમ ઉપલા વિચારો પસાર થવા લાગા—તેણીએ તુરતજ ઘંટ વજાડી લ્યુકાસને બોલાવી અને બીજીજ ઘડીએ તે દોજખની પુતળી ત્યાં હાજર થઈ.

"તમો કયાં હતાં!"

"હું મારા ઓરડામાં કાગજ લખતી હતી,"

"શું તમારો ઓરડો ધીચોધીચ ઝાડીમાં વીંટળાયલો છે નહિ વારૂ ! ત્યાં તમોએ કોઇના પગલાં દીઠાં કે !"

"નહિ કોઇનાબી નહિ, તમે દીઠાં કે !"

"નહિ, ત્યારે હું શું સ્વપનો જોતી હતી કે !"

"હું તો ઉલટી તમોને અરધો દીવસની રજાને માટે પુછવા આવી હતી."

"બસ એવા ખોટા જવાબ આપવાને શરમાવો, શું તમારા હાથમાં આ ઘરનો અખત્યાર નથી ! કયારે જવા માંગોછ વારૂ !"

"આવતી કાલે !"

"તમો મને છોડી જસો પણ પેલી કેફી ચીઝ—પેલી કેફી ચીઝ—"

"તે તમારે માટે પુરતા જથ્થામાં જળવાયલી છે. ચીંતા ના કરો."

"ત્યારે મારી રજાની ખોટી નથી. તમારી મરજીમાં આવે ત્યારે જાઓ બીજું કાંઈ જોઈએછ કે !"

"હાજી મને કહેતાંબી શરમ લાગેછ."

"કેટલા પઈસા જોઈએછ ! બોલી દેવો !"

"ફકટ પાનસો પાઉંડ."

"હું ધારૂંછ કે મારી ચુપકીદીનો અર્થ તમો તુરતજ સમજી લેશો."

પણ ભોલી જુલીયટને થોડી ખબર હતી કે આ એક એવી મીઠી છુરી હતી જે મીઠાશથી તેણીના ગળાં પર જે વખત જાય તેમાં ફરનાર હતી !

---

## પ્રકરણ ૨૩ મું.

જુઓ આજ મચાવે છે કીસમતબી રંગ,
ભુડું થઈ ભલા કાજ જગાડે છે જંગ—
ખુદા જાણે બાજી શું લેશે વલણ,
તપાસો કીસમતનું છે કેટલું ચલણ.

રીવરવેની છેલ્લી મુલાકાત પછીના કેટલાંક અઠવાડીયાં ફીલીપ ને એનેવે બન્નેએ સાથે બુઢા બેરોનેટને તેની બેટીના અકાળ મરણ સંબંધી કેટ લ્યુકાસે ઓચારેલા ભેદી શબ્દોનો માયનો શોધી કાઢવામાં ગુજાર્યાં હતાં.

પહેલ વહેલાં તેઓએ દાકતર મોરક્રોફ્ટ પાસેથી તેના મદદનીશનું સરનામું મેળવ્યું હતું, અને જ્યારે તેઓ દાકતર માર્ટીનની શોધમાં ગયા, ત્યારે તેઓની

નાસીપાસી વચ્ચે તેઓને ખબર આપવામાં આવી હતી કે તે ત્યાંથી ગેરહાજર હતો ને પોતીકી પાછળ કાંઇબી ઠામ ઠેકાણું આપી ગયો નહિ હતો.

ગમગીનીએ ફીલીપના મગઝપર એટલી તો ઉંડી અસર કીધી હતી કે પેટ ગ્રેનેવે હરપળે તેની તબીયટમાં બીગાડો થવાની વકી રાખતો હતો. તેના પ્યાર પર કુરબાન બનેલી તે નવજુવાન લયલા અને તેની જીંદગીને કટોકટ વંખતે બચાવી લેનાર તેણીના મુરંબી પીતાના દુખદાયક મોતે તેની મનશકિત મંદ કરી નાખી હતી, અને વધુ અફશોસ કારક તો એ હતું કે તે મહેરબાન મુરંબી તેને ચોર ને બદમાશ ધારીનેજ આ જહાનથી વીદાય થયો હતો. પણ કેટ લ્યુકાસના તેની પેટ સાથની રીવરવેની છેલ્લી મુલાકાત બખતના ભેદી શબ્દો તેના દીમાગમાથી છીલતાં સમ ઉડી જાય એમ નહિ હતું. રાત ને દીસ તે તેની ઘુંચવણ તાળવાને એક કરતો પણ કમનસીબે તેને કુદરતે યારી દીધી નહિ હતી. જો કે શબ્દો દેખાવમાં બીલકુલ સાધારણ હતા છતાંબી જે રીતે તે વપરાયા હતા તે બેશક એક આવી પડેલી ઓચીંતી આફતનો ભાસ આપતા હતા જે આફત પર વીચાર કરનાર કદાચને પોતીકી અક્કલ જેવું નાદર ગોહરબી ગુમાવી દે તો તે બનવા જોગ હતું.

તેના મગઝમાથી આ દીવાનો ખ્યાલ દુર કરવાને કાજ પેટ ગ્રેનેવેએ સમય સુચકતા વાપરી તેને લાઇલોની મુલાકાત આગળની તેની શરૂઆતની જીંદગીનો કાંઇક ભાસ આપવાને વારંવાર આગ્રહ કીધો હતો.

અને ફીલીપે પોતીકા પહેલાં બાર વરસનો દુખદાયક હકીકતો તેની આગળ ખુલ્લાં દીલથી રજુ કીધો હતો, કે જેમ કરતાં તેને તલવારની ધાર પર ગુજારેલી જીંદગીનો તબકો વાંચી સંભળાવ્યો હતો જે પરથી પેટે અનુમાન કીધું હતું. તે એટલો તો દુખદાયકને કાંહાણી કીસ્સાથી ભરપુર હતો કે અછછો વારતાનવેશ તેની પર એક દઝન ચોપડીઓ લખી શકે તોબી થોડું હતું.

"કદાચને હુંજ એકાદ દીવસ મારો સીકકો અવળો પાડીશ. પણ તમે સઉથી બુરી બદમાશી વીશે મને લાગેછ કે નહિબી સમજ્યું હોય પેટ."

તે બાદ ફીલીપે મોરેનીયન કાવતરાંથી તેને વાકેફ કીધો હતો જે કીસ્સો સમજતાંજ પેટ દહેશતને મારે ફીકકો મારી ગયો હતો.

"પણ મને ખુલાસો કર ફીલીપ. મીસીસ ગોલ્ડસ્ટેનને એ બાબદમાં શું લાગે વળગે!"

"મીસીસ ગોલ્ડસ્ટેન! પણ તે વખતે શું તેણી મીસીસ લાઇલ નહિ હતી!"

"હા તે ખરૂ છે. તેણીને વીશે તું શું જાણેછ ફીલ"

ફીલીપે આ વખતે તેણીને લોનના બાબમાં ગોલ્ડસ્ટેનને દુર રહેવાને આપેલી ચેતવણી અને તેણીએ તે બાબદને મોરતીમર આગળ આપેલી કહેવાતી જાહેરાતનો સંપુર્ણ અહેવાલ કહી સમજાવ્યો, જે સમજતાંજ ગ્રેનેવેના ચહેરા પર શંકાની વાદળી ઘેરાઇ આવી. તેને આ વખતે એમજ માની લીધું કે તેનું મોહબતી જીગર

જીતી જનાર તે કમનસીબ અબળા કોઈ પણ રવેશે મોરટીમર સાથે છુપા સંદેસાઓ રાખતી હતી અને વધુમાં તેના મત મુજબ મોરતીમર એક શીક્ષક હોવોજ જોઇએ. પણ ફીલીપે તેનો શક સહેજવારમાં વાંચી લીધો હતો,

"તમો જરાબી એમ ના ધારતા કે તેણીને મોરતીમર સાથે સીધો યા આડકતરો સંબંધ હતો. મારી તરૂણ વયમાં મેં તેણીને બદનામ નાહકની કીધી હતી. તેણીની પર તમારી માફકજ શક લઈ ગયો હતો. પણ નહિ, મારી ઉમરના રોહમાં ઘસડાવા સાથે પુરી ખાતરી થઇ છે કે તેણી કદીબી મને તે કરસેવજના હાથ પર ઉઘાડો પાડે નહિ. મને તેણીએ બતલાવેલી મારી રેકસમાની હાજરી વખતની અપુર્વ માયા મહેરબાનીએ વાકેફ કીધો છે ને હું હીંમતથી કહું છું કે તેણીના જીગરમાં મારે માટે એવું હેતનું ખાબોચ્યું ભરાએલું હતું કે જે હમેશાં તમો એક માતાના જીગરમાં તેણીના બેટાને સારૂં નીરમાન થએલું જોશો. તેણીએ મને મુશકેલીની વખતે તેણીને મળવા કહ્યું હતું પણ મારાં નાહાન મગજે તેનો અર્થ ઉલટોજ કીધો હતો અને મને મળેલી સજા માટે મેં તે નીરદોશ બાનુને સંતાપી હતી, પણ ખરૂં જોતાં તો તે ગોલ્ડસ્ટેનની ભુલનું પરીણામ હતું જેને ઉશકેરાયલા વખતમાં મોરટીમરની હજુરમાં એકાદ વાકય એવો ઓચરીયો હતો જેથી તે ચાલાક બદમાશને એવો ખ્યાલ આવ્યો કે તે વખતસરની ચેતવણી આપવામાં માહરો હાથ હતો."

"પણ તે બનાવતીઓને કોઇબી રવેશે તે મદમાશોને ગોલ્ડસ્ટેનના ખુનમાં સામેલ કીધા છે કે! શું મોરટીમર એમાં સામેલ હતો એવું તું ધારેછ!"

"હું કહી શકતો નથી. જ્યારે હમો ઈંગ્લાંડનો કીનારો છોડી ગયા ત્યારે હમારી સવારી બુલોં પર આવી અટકી હતી. મારી તે મુસાફરી બાબે મને કશું માલમ નથી સબબ હું ઘણોજ માંદો હતો, મારી આગલી યાદદાસ્ત મને યાદ આવે છે કે મને એક કંગાળ ઘરમાં સાંટવામાં આવ્યો હતો જ્યાં મારાં બીછાના પર પડેલા એકાદ ન્યુસપેપરમાં મેં આ ભલી બાનુ લેડી લાઇલનો ફોટો જોયો હતો, મને યાદ છે કે તે વખતે હું એટલો ગુસ્સે થઇ ગયો હતો કે મેં ગુસ્સાના અવેશમાં તે ફોટોના ટુકડેટુકડા કરી ત્યાંને ત્યાંજ તેને વેરવીખેર કીધો હતો."

"ખચ્ચીતજ જ્યારે તેણીના એબરાહમ ગોલ્ડસ્ટેન સાથના લગન નીરમાણ થયાં તે વખતે એમ બનેલું હોવુંજ જોઈએ."

"જ્યારે હું ફરીને ઉંઘમાંથી બીદાર થયો ત્યારે મેં મારા બીછાના પાસે એક બુઢી બાનુને બેઠેલી જોઈ જેણીએ મને જણાવ્યું હતું કે મોરટીમર બહાર પોબારા ભાગી ગયો હતો. તે પછી હમો પેરીસમાં ગયા હતા અને મને ગોલ્ડસ્ટેનના મોત વીશેનો ઈસારો વટીક નહિ જણાયો પણ પાછળથી મેં વેનીસમાં લોકોને એ બાબે વાતો ફેલાવતાં જોયાં, જો કે મારી કમનસીબી એ હતી કે તેઓને મોંઢેથી મેં લેડી લાઈલને આ ખુનમાં સામેલ થયલી હોવા વીશે સમજ્યું હતું, પણ મને વીશવાશ છે કે તેણી કદીબી કોઇ કાળે આવું કામ નહિ કરે."

અને આ ચપળ જુવાનનો જુલીયટમાં જડી લીધેલાં અખંડ વીસવાસે પેટ ગ્રેનેવેની તેણીને માટેની પ્રેમી લાગણીઓને ફરીને સજીવન કીધી કે પેટ વરસો થયાં પોતીકા શકને ખોટો ઠરેલો જોવાને બેહદ આરજુમંદ હતો. તુરતજ તેને ફીલીપ આગળ તેણીને માટેનો પ્યાર અને તેણીને માટે ઉપજેલો શક બન્નેને સરળ આકારમાં તેની નજર સમક્ષ રજુ કીધાં અને જ્યારે વાત પર વહાણુ અટકયું ત્યારે ફીલીપે પેટના ભંભેરાયલા કાનો સાચ્ચી લાગણીથી સાફ કરતા કહ્યું.

“પેટ જો તારી જગ્યાએ હું તેણીને ચાહતો હોતે. તો મેં મારો વીસવાસ તારા કરતાં વધુ સંગીન રીતે તેણીમાં જડી લીધો હતે મોહબત, સાચ્ચી મોહબત, બીરાદર કોઇબી દીવસે વીસવાસ વગર ઘર કરતી નથી પેટ.”

અને આ નાનકડા જવાનની આવી બાહોશ સલાહ પાસે પેટ ઝબાન ઉપાડી શકયો નહિ. તેને સીર્ફ પોતીકી ભુલ અને મોહબતની આંકેલી આવી નજીવી કીંમત માટે બહુજ પશ્ચાતાપ થયો, અને જો ખચ્ચીતજ તે તેના પાછલાં વરસોમાં અસુખી હોય તો તે તેમાં પોતાનેજ આભારી છે.

હવે તે જોઇ શકયો કે તેને સાચ્ચા પ્યારથી ચાહનાર ભોળી અબળાની છેવટ તલક ખીદમત નહિ બજાવામાં, અને પોતીકો પ્યાર તેણીને માટે સાબેટ નહિ કરવામાં તેતે જીંદગી ભરની એક એવી ભુલ કીધી હતી કે જેને ફકટ જાલેમ મોતજ સુધારી શકે એમ હતું.

“હું જઇને તેણીની માફી ચાહીશ પણ તેણી મને માફ કરશે કે!” ફીલીપે પણ તેણીને બદનામ કરવા માટે માફીની તલબ રાખી હતી અને બીજીજ પળે તે ત્યાંથી દુખી જીગરે કદમો ઉઘામી ગયો. તેને તુરતજ જોઇ લીધું કે જીંદગીનું ખરૂં સુખ તેના કીસમતે તેની પાસેથી છીનવી લીધું હતું. કીસમતે તેને દગો દીધો હતો. જીંદગી ઓ તું કેવી કંગાળ ને સખ્ત હતી! અને ફરીને તેને એલાના મોત પર પોતીકા વીચારના અસ્પને દોડાવ્યો.

એકાદ રાતે જ્યારે ગ્રેનેવે ને ફીલીપ નાટકશાળામાં કેટલાક કંટાળા ભરેલા કલાકો ગુજારી આગળાને ઘરે પાછા ફર્યા, ત્યારે પોતાના એકાદ નોકરે તેને ખબર આપી કે લોર્ડ હીડન ડ્રોઇંગ રૂમમાં તેમને મળવા ખોટી હતો.

“હીડન. ઓ ખુદા! મેં કેટલાં વરસ થયાં તેને જોયો નથી.”

પેટે પોતાની ખુશહાલી તેના નામપર ખાલી કરતાં મન સાથે વમાસ્યું.

“પેટ, લોર્ડ હીડન તમારો ફ્રેંડ થાય કે” ફીલીપે કહ્યું.

“કાંય! એવું પુછવાનો તુને શબબ!-તું શું ઓલખેછ કે તેને!”

“હા મને લાગેછ કે લાંબા વખતની વાત પર મેં તેને રેકસમાં જોયો હતો.” અને તુરતજ ફીલીપના બોલવાની મતલબ ગ્રેનેવે પામી ગયો; જે પછી બીજીજ પળે તેના ખભાં પર પોતીકો હાથ ગોઠવતાં તેને કહ્યું—

“ચાલ દીકરા આપરે બન્ને સાથેજ તેની મુલાકાત લઇશું” અને બંન્ને

દોસ્તોએ તે પછી હોલ તરફ હાલવા માંડયું.

જેવો તે પેટ ગ્રેનેવેને સાહેબ સલામ કરવા ઉઠયો તેવુંજ કોઇબી અનુમાન કરી શકે તે જઇફીની ફીશાળીમાં જીંદગીને ભર દરીયે હલેસાં મારતો હતો. તેનો આગળો દેખાવ તેની મતલબી ઝબાન વગેરે જઇફીની ઝુંપડીમાં કયદ હતાં.

ટુંકમાં હાલના ને આગલા લોર્ડ હીડનમાં આકાશને પાતાળ જેટલો ફેર હતો, ગ્રેનેવે શરૂઆતમાંજ ફીલીપની ઓળખ હીડન સાથે કરાવી હતી, જે ઓળખના પસ્તાં અરસ પરસની પારટીમાં ઠીક પીરસાયલાં દીસતાં હતાં.

"હું ધારૂંછ કે આપરે આગળ ઘણાક વરસો પર રેકસમાં મળ્યા હતા હીડન" ફીલીપે ખાટું બોલ્યુ.

"ત્યારે તો તું નાનો ઢીંગળ્યો હતો, દીકરા–તું હા મને હવે યાદ આવેછ મને ઘણીક વખત એવો વીચાર આવ્યો કે તુને મળું, પણ તું કહાં મળશે તે વીષે હું ઘણોજ ઘુંચવણમાં હતો, એ તો આજે મને કંઇક આગળી પાછળી યાદ આવી કરીને રાતો રાત અહીં પાવરો ઉંચકયો. આવો મને તમો બંન્ને બીરાદરોની મદદ જોઇયેછ. એક હદ બહાર ખોટાંરાંને ખરાંમાં ફેરવવાનું છે, દીકરા ગ્રેનેવે મને માફ કરજે મે ઘણાંક વરસ અગાઉ તારા કાનો લેડી લાઇલ વીશે ભભેર્યા હતા સબબ હું તેણીને ગોલ્ડસ્ટેન સાથે પરણાવાને ગોલ્ડસ્ટેનને કોલ આપી ચુકો હતો. પણ તે નેહસ્ત મતલબ, ઓ ખુદા મને તે તે પાર પાડવા કાંહ જીવતો રાખ્યો!"

બેશક પેટ આ વખતે શરમીંદને પશેમાનીમાં ગરકાવ બની શાંત મને તેનો સઘળો ખુલાશો સમજવા માંડયો જે હીડને ધીમે ધીમે આપવા માંડયો

"હું મારી દીલગીરીને અતરે વીસતારી શકું એમ નથી સબબ થાળી શબ્દોથી આપરૂં હાલનું કામ કાજ પાર પાડી શકાય નહિ. ગોલ્ડસ્ટેનના મોત ટાંકણે મેં મારી મતલબને હવામાં ઉડી જતી જોઇ એવી ખોટી અફવાઓ ફેળાવી કે જુલીયટનો તેમાં હાથ હતો જો કે તે વખતે હું તેના મોતનું કારણ બીલકુલ સમજી શકયો નહિ હતો. મારી મતલબ તે વખતે તેણીને મારી સાથે શાદીના ગાંઠથી એક કરવાની હતી. પણ તેણીએ આ વખતે મગઝપર ફાકડો કાબુ દેખાડયો ને જે આદમીને તેણીએ ધીક્કાર્યો હતો તે આદમીને પોતીકો દીલબર બનવા કરતાં તેણીએ દુખમાં જીંદગી ગુજારવાને વધુ પસંદ કીધું હતું- મેં તે વખતે માની લીધું અને મારી પર હાલમાં વીટેલા વાદળ પરથી મને માનવાને મજબુત કારણો મળેછ કે તેણીના બન્ને ધણીઓ સર રોબર્ટ લાઇલને ગોલ્ડસ્ટેનના અકાળ મોત નીપજવાનું આળ તેણીના શીક્ષક દીલબરને કપાળે ચોંટે છે કે જેનુ નામ ચારે ઘડીએ લેડી લાઇલની સાથે અનેક તરેહની અફવાઓએ ગુંઠી લીધું હતું."

"જ્યારનો તે હેરી બીઝાંટનો માસતર હતો ત્યારનો હું તેને ઓળખુંછ, અને મોરીસ હારકોર્ટ બાબેના મારા પહેલા ખ્યાલો હજુબી બદલાયા નથી. મેં માની લીધુ હતું કે તે પોતીકો કીનો લેવાને દુનિયા ઉઠલ પાછલ કરી શકે એમ

હતું. તેનામાં ઘાટકીપણું તેની ચામડીના અંદરના પડમાં છુપાયેલું હતું, અને જો કીના પર પોતીકી મદાર બાંધે તો હું ધારૂંછ કે પરવત કરતાંબી સખત છાતીનો તે બની શકે. પાછલા વરસોમાં મેં તેની મુલાકાત લીધી હતી પણ મેં મારૂં મત ફેરવ્યું નથી."

"મોરીસ હારકોર્ટને રેકસમાં ફાવી ગયેલી બદમાશોની ટોળકી સઉ એકનું એકજ નામ છે, એ બધું મને રફતે રફતે ખબર પડયું છે, બીહુદ ને મત લબને મારે હું ઉમરાવ શારાકોફ નામના કોઇ શખસની મીઠી ઝબાન પર લુભાઇ ગયો હતો અને તેજ શખ્સને પાછળથી હું પેરીસમાં પ્રીન્સ ઝારટોવને નામે ઓળખી ચુકયો હતો, કે જેને મોરાન્યાની સરકારને લગતું કાવતરૂં રચ્યું હતું. મારા દોસ્તોમાં મુખ્ય કરીને શારાકોફ ને મેડમ વેલેનટીન છે જેઓના ઘરેબી મેં આએજ શખ્સનું રૂહ ભમતું જોયું હતું કે જેની સાથે તેનાજ કામનો મદદનીશ વીલેનેવ હતો.

શારાકોફે અલબતાં પોતીકો અવતાર તે વખતે બદલ્યો હતો અને મને અચાનક તેને તેના ખરા આકારમાં જોવાને ટક મળી હતી. તે મોરીસ હારકોર્ટની અસલ તખતી હતી એમ મેં અનુભવ્યું હતું. હમારા પર કીનો લેવાના હેતુથી તેને મને અને મેડમ વેલેનટીનને પોલીસને સ્વાધીન કીધાં હતાં. જ્યારે પોતે છઠે ખુણે ઘર કરી ગયો હતો. તે બાનુ મોન્ટેન્યન રાજના હકદાર વજીરોની મહેરબાની મેળવવા નસીબવંત નીવડી હતી જેથી હમો બન્નેનો છુટકારો થયો હતો."

"હું પાછળથી ઈંગલાંડમાં ધારણ કીધેલાં નામ હેઠળ આવી રહયો અને હવે મારો વિચાર એજ બદમાશ મોરીસ હારકોર્ટને પોલીસને સ્વાધીન કરવાનો છે. તમો મી૦ એનસ્લે મને ઘણાંજ મદદગાર થઇ પડશો સબબ એ બદમાસે રેકસ માં કીધેલી ઉઠલ પાઠલના તમો અચ્છા સાક્ષી છેઓ."

"હું કસમ ખાઇને કહુંછ કે હું જરૂરજ તમોને દીલોજાનથી મદદ કરશ. સબબ રેકસના કાવતરાંમાં મને પણ હથયાર બનાવવામાં આવ્યો હતો." ફીલીપે તેના એકરારમાં તેને મદદ કરવા ખુશી જાહેર કીધી.

"ઘણુંજ સરસ. જો કે આએ સાક્ષી અલબતાં આપરી સામેજ કુહાડી ઉપાડશે પણ—"

"પણ હું તેને ઈનશાફને દાદરે ચઢાવવા કરતાં કંઇક વધુ કરી દેખાડશ."

"અને ત્યારે એનસ્લે તું એ બદમાશના છુપાં રહેઠાણોને ભરાઈ બેસવાની જગ્યા ઓથી અચ્છી રીતે માહીટગાર છે એમ મને લાગેછ. તું ધારેછ કે એ બદમાશની આપણે અચ્છી રીતે ગળચી પકડી શકીશું!"

પેટે પોતીકી ધીરજ ખોઇ દેતાં ફીલીપને ઉતાવળે સવાલ કીધો.

"હું સમજ્યો પેટ પણ-મને ઈંગલાંડમાં માત્ર એક જગ્યા ખબર છે અને તે સ્પીટલ ફીલ્ડસમાં આવેલી પુરાણી ઇમારત છે જે વીશે મેં આગળ ઈશારો

કીધો હતો."

"જો તમારી જગ્યાએ હું હોઉ તો હમણુજ જાઉં જો કે હવે મોડું બહુ થયું છે. છતાંબી જો તે ત્યાંજ પથારી માંડી બેઠો હોય તો પછી તેનો મુદ્દો મેળવવાની દરેક આશા રાખી શકાય. જો તમારી ઈચ્છા હોય તો હુંબી તમારી સાથે જોડાઉં અને આવતી કાલે આપણે પોલીસ પાસે જઈશું."

"તમે નીરાંત રહી એકાદ બે દીવસ આ બાબદ હમારી મુનસફીપર છોડો. મુસાફરીમાં તમારી તબયટ એટલી બીગડેલી દીસેછ કે તમોને વધુ તકલીફ આપવાનું હમો દરૂસ્ત ધારતા નથી. મારા ઓરડાઓ તમારી ખીદમત બજાવવા દીલો-જાનથી ખુશી છે. અહીં તમો થોડા દીવસ રહો ને ખાઈ પીને મોજમજાહ કરો."

લોર્ડ હીડને તેની મહેરબાનીને ઉદાર દીલે કબુલ રાખી હતી. તે બીલકુલ થાકી ગએલો ને દુખી દીસ્તો હતો. તેની ગમગીની નહિ વર્ણવા જોગ હતી પણ તે સઘળાં માટે તે લાયક હતો એમ કહીયે તો તેમાં ખોટું નથી.

અને હવે ત્યારે ફીલીપ ને પેટ્ર્ અનેવેએ સાદા પોશાકમાં સજ થઈ સ્પીટલ ફીલ્ડસ ભણી ચાલુ મુકયુ. ધારેલી જગ્યા ભણી આવી લાગતાં ફીલીપને તેની જુવાનીના વખતમાં મોરનીયન સાથે તેને પસાર કીધેલી ગલીચ ગલીઓનું ભાન નહિ રહયું. પણ મહેનતે તેમને જશ આપ્યો અને ફીલીપે તે જગ્યા અંતેબી શોધી કાઢી. ગળીના નાકા પર ઉભેલી એક નવી દુકાનને] રસ્તામાં થએલા બીજા અનેક ફેરફારોએ તેના મગજને સહેજ ભુલ ભુલામણીમાં ચકરાવો લેવાડયો, પણ અંતે તેની એક અગત્યની ઈધાણીએ આ નાનકડા પારધીની જાળમાં પક્ષીને અંતેબી કબજે કીધું. મહેરાબના અંધારા ખુણામાં એક મોટો કાળો પથ્થર બીરાજમાન હતો. બેશક આ એક દાખલ થવાનો દરવાજો હતો જે ફીલીપે તુરતજ ઓળખ્યો હતો, જે પછી ખરો દરવાજો શોધવાની તકલીફ તેઓને પડી નહિ. તુરતજ તે છુપી ચાંપની કળા ફીલીપે જોઈ અને સફાઈથી તેને ખોળી ઘરમાં પગપેસારો કીધો. અને થોડીક ઘડીમાં તો બન્ને દોસ્તોએ એક અંધારૂં ભોયરૂં તેઓની સામે આડુ પડેલું દીઠુ જ્યાંથી થઈને તેઓને નીચાણમાં કેટલાક છુપા વાંક પર આવવાનું હતું.

અનેવે પોતીકી સાથ એક નાનું વીજળીનું ફાનસ લાવ્યો હતો જેથી તેઓને અંધારામાં કદમો ઉઘામવાને બહુજ સવળતા થઈ હતી. અંતે તેઓ એક ચોક તરફ આવી લાગા કે જ્યાંથી જઈને સામા ઓરડામાં જવાતું હતું જે ઓરડો મોરટીમર પોતીકા રહેવાના ઓરડા તરીકે તે વાપડતો હતો, અને જયાં જવાને ફરીને એક છુપી ચાંપની ગોઠવણ કીધેલી હતી.

"મને તો લાગેછ કે હજુબી આએ જગ્યા વપડાશમાં લેવામા આવેછ પણ પછી તો સાહેબને રોશન!"

"હાલતો આંખ વીંચીને ચાલવા માંડો, કંઈક ભેદ ભરમો શીખવાના મળેછે

"તારી પાસે તારી રીવોલવર છે કે શ્રેનેવે!"

"ખચ્ચીતજ. હું કોઈબી દીવશે હીકરા મારા તેના વગર બહાર કદમો ઉઘામતોજ નથી"

"ચાલ ત્યારે દારૂગોળો તૈયાર રાખ ને જરા ફાનસ સંતાડ"

અને બીજીજ પળે તેઓએ દરવાજાનું પેનલ છટકાવી નાખ્યું. એકાદ બે પળ તો તેઓ કાંઈબી જોઈ શકયા નહિ. પણ પાછળથી ફીલીપે ઓરડામાંનાં એક ભાગ પર મોટી કુરતની નાખેલી જોઈ. પણ કુરતની પાછળ તેને કાંઈક એવી ધ્યાન ખેંચનારી ચીઝ જોઈ જેને તેની ઝબાન સીવી લીધી હતી.

શ્રેનેવે પણ તે જોઈ હતી અને અજાયબીમાં ગભરાટ સહીત બે કદમ પાછળ હઠયો હતો, તે ભાગ બેશક કોઇથી વસાએલો દીસતો હતો કે જે કુરતનીના એકાદ ખુણામાંથી ઝગમગતી રોશની પુરવાર કરી આપતી હતી.

તેઓની અજાયબી વચ્ચે તેઓએ આતશ પાસે એક ખુરશી પર એક મુરતી જોઇ હતી જેણી દેખાવમાં તો સુતેલી હોવાનો ખ્યાલ આપી શકે. તે કોણ ઓરત હશે તે વીશે તેઓ અનુમાન કરી શકયા નહિ સબબ તેણીનું ધડ તેઓથી ફેરવેલું હતું અને સફેદ શયાલમાં વીંટાળી લેવામાં આવ્યું હતું

ધીમે કદમે રીવોલવરને હાથમાં મક્કમતાથી રાખી તેઓએ તે જગ્યા આગળ કદમો ઉઘામ્યા કે જ્યા આવતાંજ પેલી કુરતની પડી ગઇ અને ઓરડાનો વસવાટવાલો ભાગ તેઓની નજરે પડયો,

ફીલીપ આ દેખાવ જોતાંજ બીલકુલ સુનો સાવધ બની ગયો, સબબ પવીત્ર આતશની દીલબહેલાવનારી રોશની વચ્ચે તેને કઇક જુવાન બાળાના સુનેરી બાળો ના ઝુમખા જેવું નજરે પડયું, તુરતજ તે તે જવાન અબળા તરફ ઉશકેરાયલા દેખાવે આગળ વધ્યો ને પોતાની બેહદ ખુશહાલી વચ્ચે પ્રીય વાંચક તેને તેજ ખુબસુરત લયલાના રોશન દીદાર જોયાં જે રોશન દીદાર પર તેની નજર લુભાઈ ગઈ હતી. બીજીજ ઘડીએ શ્રેનેવે પણ તેની પાસે જઈ ઉભો પણ ફીલીપે આપેલી તેને સખ્ખતની ચેતવણી ભુલી જતાં તેને પોતીકા હરખને મોટે સાદે જગ્યા આપી.

"ઓ કુદરત તું મદદ કર—મીસ લાઇલ."

બેશક તે શબ્દોએ આ ઉંઘમાં પડેલી અબળાને જગાડી જેણીએ પોતીકી આંખ્યો ઉઘાડતાં બેહદ દીલગીરી વચ્ચે તેણીની પાસે બન્ને જવાનોને દીઠા,—

"ઓહ ખુદા—હું કેવું ઇચ્છું કે તમો તમારા રૂહ નહિ હોવો! બસ તમો આગલાજ——"

"પણ હમો આગલાજ તમારા દોસ્તો છીએ મીસ લાઇલ." શ્રેનવેએ દીલાસો દીધો. પણ ફીલીપે વધુ સવાલ ન કરતાં તેણીને પોતીકા બન્ને દસ્તો વચ્ચે લઇ પુર હેત પ્રીતથી તેણીને બકી કરવા માંડી.—

"એલા—એલા મારી વહાલી એલા, મારા ઉમદામાં ઉમદા પ્યાર. મારી મોહબતની મીઠી મદાર !"

અને તેના આ શબ્દોએ શંકા વગરની ખાતરી આપી હતી કે તે ફીલીપજ હતો જે જોતાં તેણીની ખુશહાલી પાર વીનાની હતી.

એનવેએ સંભાળથી કળા વાપડી દરવાજા ભણી કદમો ઉઘાડ્યાં હતાં અને દરવાજાના નકુચા, અડગરીઓ વગેરેને બારીકીથી તપાસતાં તેને છેવટે મન સાથ એવો અભીપ્રાય ઓચારીયો હતો કે તેણી કમનસીબે તે બદમાશને હાથ કયદ હતી. તેને દરવાજા પર ચોકીબાન તરીકે પોહરો ભરવા માંડયો જે અરસામાં ફીલીપ ત્યાં આવી લાગ્યો અને એલાએ કહેલી થોડાંક અઠવાડયાં પર બનેલી કમનસીબ કથાને તેની આગળ કહી સમજાવી.

"અને એથી તે વધુ શું કમનશીબ હોય ! તેણીને તેઓ તરફથી ધીમું ઝહેર પીરસવામાં આવે છે. તેણી ખુરાક લેવાને સારૂં ના પાડે છે અને પાણી જેવી નજીવી વસ્તુમાંબી કમનસીબે દાકટર તરફથી ઝહેર ભેળીને તેણીને આપવામાં આવે છે. હવે કરવું શું ! દુનિયાનાં આથી બુરૂં સીહા પાપ કેવું હોય !"

આખાં ઘેરની શોધ કરો. જેવી તક મળે કે જવા દેવી નહી. મને લાગેછ કે મેં માળ ઉપર કોઇના પગલાંનો અવાઝ સમજ્યોછ. વળી એલા કહે છે કે સર વાલટરણી અહીંજ છે ને——"

પણ તે આગળ પોતીકા વિચારોને ધાસ્તીને મારે જગ્યા આપી શકયો નહિ તેને પોતીકા દીલનો ઉભરો આંખ વીચીને ઉશકેરાયલો દેખાવે બહાર કાઢવા માંડયો.

"આપરે દરવાજા આગળજ ઉભા રહીશું અને તેઓને ઘણોજ માનભરેલો આવકાર આપીશું મને નહિ લાગતું કે તેઓને આવતાં હવે વાર લાગે. હું ધારૂંછ કે તેઓજ આવેછ."

તેઓ બન્ને ફરીને કુદરતની પાછળ ઓજપમાં ભરાયા અને એલાને બીલકુલ શાંત વલણ અખત્યાર કરવાને હુકમ કીધો. બીજીજ પળે અંધારની અદગરી તેણીના ડરમાં આરામ લેવા ગઈ અને એક બુઢી બાઇ નાનકડી ત્રેમાં કાંઇક ભોજણ સાથે હાજર થઈ. તેણીના દાખલ થતાં સમેતજ એનવેએ પાછળથી ઘણોજ ધીમેથી દરવાજો બંધ કીધો ને તે પર આલડરાપ દીધો.

કઇક ખખડાટતો પદધા તેણીને કાને પડતાંજ તેણીએ પોતીકા હાથમાંથી ત્રેને ટેબલ પર જગ્યા આપી અને અવાજ કયાંથી આવ્યો તેની તપાસ કરવા લાગી જેટલામાં તેણીની નજર તેણીની સામે ડોળા ચમકાવતા બે જવાનો પર પડી. તેણીએ બુમો પાડવાની તજવીજ કીધી પણ તેણીનું મોઢું એનવેએ ચીવટાઇથી દાબી દીધું હતું.

"અહીં જો એક દોજખના કામના શરીફ જીંદગીને ખતમ કરનાર પાપીણી—હમોએ

પોલીસને બહાર સફસમારી ઉભી રાખી છે, અને જો તું હમોને સીધા પાધરા જવાબ નહિ આપશે તો તુરતા તુરતજ તુને તેઓ કયદ કરી જંજીરથી સીકડી લઈ જશે. પહેલે સાફસાફ કહી દે કે આ ઘરમાં કોણુનો ચારો છે!"

તે બુઢી ઓરત સહેજ ગભરાયેલી જણાઈ પણ પોતીકા ગભરાટમાંથી તેણીએ તેને પુછેલા સવાલનો નકારમાં જવાબ વાળ્યો.

"શું કોઈનો નહિ! ત્યારે બીજાઓ કયાં છે! બહાર ગયાછ કે!"

"હાજી!"

"તેઓ કયારે પાછા ફરનાર છે!"

"ખુદાને રોશન!"

"ખુદા નામ તારી પાપી ઝબાને ના લે, કહે સોગંદ પર કહે કે તારો એકરાર સાચ્ચો છે!"

"બેશક સાચ્ચો, ખુદાના કસમથી સાચ્ચો."

"ત્યારે એકજ વધુ સવાલ—આ જવાન નીરદોશ છોકરીનો પીતા કયાં છે!"

"મને નથી ખબર!"

"તું જો જરાબી છુપાવાનો કોશેશ કરશે તો એમજ જાણુ કે અજલનો અસવાર તને બોલ બોલતામાં ગીરફતાર કરશે. પણ જો તું ઉદાર દીલનો એકરાર કરશે તો હમો ખાતરીથી કહીએછ કે તું બચી જશે."

"ત્યારે ઉપર જાઓ."

"ઠીક" એનેવેએ પોતીકી તપાસ પુરી કીધી ને પછી ફીલીપ તરફ ફરતાં તેને દીલાસો દઈ કહયું.

"ફીલીપ દીકરા, તું અહીંજ થોભ હૂં ઉપર જઈ તપાસ કરૂં— જો જરાબી તું આએ બાઈને ધાંધલ કરતાં જોય તો તારી વીહસલ વજાડજે ને પોલીસ એને પરહેજ કરશે."

અને આએ ધમકીએ બુઢીની ઝબાનને દહેશતને મારે એવું તો તાલું દીધું હતું કે જે તાલાંને તોડનાર કુદરતનો ગેબી અવાજજ હતો. જે અરસામાં એનેવે માળ પર પુગી ગયો હતો અને સર વાલટરની આખા ઓરડામાં શોધ ચલાવા લાગો હતો, પણ એકાદ બે ઘડીમાં તેની ગમગીની ખુશહાલીમાં ફેરવાઈ ગએલી દેખાઈ, સબબ ત્યાં કોઈના ધીમા પગલાંનો ખડખડાટ સંભળાયો.તુરહજ એલા પણ ત્યાં દોડી આવી પોતીકા પીતાને જોતાંજ તેને ગળે વળગી પડી પોતીકો હર્ષ જાહેર કરવા લાગી—

"પપા મારા ખુદાના શુકર કરો. આપરે જીવતાં છીયે!"

પપા બુઢા બેરોનેટે પોતીકી બેટીને ધ્રુજતા હાથો વચ્ચે લઈ લાંબા

વખતનું હેઠે રમી રહેલું વહાલ તેને ચુંબન લઈ ખાલી કીધું,

"પેલી બુઢી બાઈ ખરૂંજ કહેછે. લાંબો વખત થયાં આએ ઘેરમાં કોઈબી હોવું નહિ જોઇએ. પણ જો કોઇ હમણા અચાનક આવી લાગે તો તેઓ આપરે અડાચણ થઈશું નહિ. કોઈબી રવેશે તેણી તેને ચેતાવી શકનાર નથી સબબ હું તેણીને એકાદ બે કલાક અહીંજ કયદ કરવામાં આપરો લાભ સમજુછ. ચાલ એએ જઈફ અબળા તારા કદમો કાળાં કર"

તેણીએ પહેલે જરાક અણગમો બતાવ્યો પણ એનેવેની લાગણીએ સ્પસ્ટ રીતે દેખાડી આપ્યુ હતું કે તેના હુકમથી ઉલટુ જવામાં તેણીની કમબખ્તીનો સામાન હતો.

"સહેજ એકાદ બે કલાકનું બંદીખાનું હું નહિ ધારતો કે આએ બુઢી પર ગંભીર અસર કરે !" પછી તેઓ ચારની ચોકડી ધીમે કદમે વીજળીના નાનકડાં લેંપની મદદથી બહારનો મેહરાબ જોવા પામી કે જેનો ઉંબર પસાર કરતાંજ રસતાનો ખુશનુમા ચીતાર નજરે પડયો. તુરતજ ત્યાં ઉભેલી બે ઘોડાની ગાડીમાં તેઓ ચારો ગોઠવાયાં ને હરખના આંસુઓના વરસાદ વચ્ચે નવી દુનિયાના નવી જીંદગીની અનુપમ બક્ષેશ મેળવવા માટે કુદરતનાં શુકર કરવા લાગાં.

"ઓ આલીશાન પીતા—તારાં ઉપકાર હમો કેમ વાળીશું. ફીલીપને જેવા ફરે-શતા માટે તારી જેટલી એબાદત કર્યે તેટલી થોડી છે."

અને સર વાલટર પણ એજ શુક્ર ગુજારીમાં લીન બન્યો, પ્રીય અઝીઝ હવે આ બે ઘોડાની ગાડી ચારોના કીસમતને હાલને કાજ કયાં હાંકી જાય છે તે નીરાંતે જો.

---

## પ્રકરણ ૨૪ મું.

કરી ચોર ચોરી થઉ સાહુકાર.
બદમાશીમાં મોહબતનો ઉમેદવાર.

કીધુ તે કીધું સીર્ફ મોહબતને કાજ.
ભુલીજા દીલથી તે પ્યારી તું આજ.

"મારા સુરંબી સર વાલટર એ દાકતર મારટીન તે દેવીડ મોરતીમરનું બીજું નામ છે" જ્યારે સઘળાં પેટ એનેવેના ઘરમાં ઠરીઠામ પડયાં હતાં ત્યારે ફીલીપે સર વાલટરને ઉપલા ધીરજ આપનારા શબ્દોથી રાહત આપી હતી. અને લોર્ડ હીડનને આ અચાનક ખુશીની ખબરથી વાકેફ કીધો હતો. "પણ તમોને આવી રીતે હેરાન કરવાની એની મતલબ શું હશે તે કહી શકાતું નથી, અને જો તે કદા-

અને પોતીકી બાજીમાં ફાવ્યોબી હતે તો હું સમજી શકતો નથી કે એથી તે હાંસેલ શું કરતે! જો કે તમારાં અનાવ્તી મોતથી મીસીસ ગોલ્ડસ્ટેન રીવરવેની માલેક બની છે."

"હું હાલમાં સર વાલટર ને મીસ એલાને એક ફાંકડા એકાંત હોટેલમાં લઇ જાઉંછ, સબબ આપરા ઓરડા એક જવાન અબળાને લાયકના નથી ફીલીપ. ત્યારપછી હું ને ફીલીપ બન્ને રીવરવે જઈશું ને કેટ લ્યુકાસ સાથેકઈક શુક્તેગો ચલાવીશું સબબ તેણીનો ભેદ નહિ સમજી શકાય તેવો છે. પણ હમો તેણીની પુઠે છીએ એટલે એ બદમાસ બાનુબી હવે હાથથી છટકવી મુશકેલ છે" ગ્રેનેવેએ ફીલીપની હજુરમાં સર વાલટરને કહયું. દરેક જણ દહેશતને મારે ધ્રુજી રહયું હતું. પણ પેટ હવે તેની મોહબતની જંજીરમાં જકડાએલી કમનસીબ અબળાના કપાળ પર લાગેલો કાળો ડાઘ સદાને માટે દુર કરવાના હેતુથીજ કેટ લ્યુકાસને છટકામાં લેવા એકદમ તલપી રહયો હતો.

અંતે પેટ ગ્રેનેવેએ હોટેલના મેનેજર સાથ આ બુઢા બેરોનેટ ને તેની બેટી માટે સંપુર્ણ ગોઠવણ કીધી અને તેઓની નાદરૂસ્ત તબીયતમાં તેઓની ઉતાવળે સારવાર કરવાને એક દાકટરને બી રોકવામાં આવ્યો જેને લાંચ આપવામાં આવી હતી કે જેથી તે કીસમતની જંજીરમાં જકડાએલાં આ લાઇલ કુટુંબની ખબર મોરટીમરને આપવાને કોઈબી રવેશે લલચાય નહિ.

ફીલીપે આ વખતે પોતીકી દુખદાયક કાહણીની યાદ સર વાલટરને આપવામાં દાહપણ નહિ માન્યું સબબ તે રીવરવે હોલનો તલેસમ કરનારો ભેદ ભરમ મેળવીનેજ આ બુઢા ભોળા બેરોનેટની ખાતરી કરવાને માંગતો હતો, પણ હાલ તે સમો નહિ હતો સબબ તેને બુઢાએ એક વાર ફરીને એલાને જોઇ પોતાની બેહદ ખુશી દેખાડી હતી.

જેવાં તે બાપ બેટી હોટેલમાં પધાર્યાં કે થોડાજ વારમાં તેઓએ બીછાનાનો આસરો લીધો. દાકતર સાંહેબેબી તેઓની બહુજ સંભાળ ભરેલી સારવાર કરવા માંડી કે જેથી તેઓની નબળાઇ સદાની દુર થઇ આગળ માફક તેઓ ખુશ મઘાન બને.

"તમો આએ મુશકેલ સાહસ ઉઠાવાની હમારી મતલબ સમજ્યા કે હીડન." જ્યારે તેઓ ત્રણે એકલા ઓરડામાં હતાં ત્યારે ગ્રેનવેએ હીડનને સવાલ કીધો.

"હા તમારી મતલબ મીસીસ ગોલ્ડસ્ટેનને નીરદોશ ઠરાવવાની છે તે હું સમજું છું પણ તે મવાલી બદમાશ હવે તેણીની પરબી પોતીકો લાગવગ લગાડવા માંગેછ, પણ પ્યારને ખાતર તે તેણીને નીરદોશ ઠેરવતાં પોતીકી નીરદોશી કેમ સાબેત કરશે."

"કદાચને તેણાને પોતીકા હાથમાં કોઇબી રવેશે લેવાની તદબીર રચતો હોય— કદાચને તેને એમબી વીચાર્યું હોય કે જો તે તેણીને હકદાર ઠરાવવાને ના પાડે

તો સર વાલટરની જ્યાં સુધી તે જીવતો હોય ત્યાં સુધી ત્યાં આવી લાગવાની ધાસ્તી રહે, કે જે તેણીને તેણીનો હક અપાવવાને મોરીસ પર હમાણુ કરવાને ફતેહમંદ ઉતરી શકે."

"પણ એ બધી ગુંચવણ ટાળવાને કાજજ આપરે રીવરવેમાં હવે ઢીલ વગર કદમો ઉઘામવા જોઈશે— ખુદા જાણે કે આ બદમાંશ મોરીસને તેણીની પર મોહી પડેલી પેલી કરસેવજ કુટણી લ્યુકાસ તે હોલમાં શું શું ફેરફારો કરી રહયાં હશે!"

"પણ લ્યુકાસને શું લાગે વળગે તે હું સમજી શકતો નથી."

"તે તો હવે આપણને જોવાનુંજ છે. મનેબી તેણીને મારી તરફ બતાવેલી મહેરબાની વ્યાજ સીકકે વસુલ કરી આપવાની છે."

ફીલીપે હીડનની ટકોર કરતાં કહયું જેથી બુઢો ચુપજ બની ગયો. તેઓએ આંખી રાત ટોલ ટપ્પામાંજ ગુજારીને એવું ઠરાવવામાં આવ્યું જે સવારના પોહ-રમાં તેઓએ પહેલે સ્કાટલાંડ યાર્ડમાં પધારવું જયાંથી થઇને રીવરવે હોલ ભણી હંકારી જવું, જો કે ગ્રેનેવે તો પહેલેજ ત્યાં ફુડકો મારવાને કુદી રહયો હતો. પણ તેને જોઈ લીધું કે પોલીસની મદદ વીના ત્યાં જવું બીલકુલ સલામત નહિ હતું અને અંતે ફીલીપની ગોઠવણ પરજ તેને પસંદગી ઉતારવી પડી.

સ્કાટલાંડ યાર્ડ ભણી આવી લાગતાંજ ફીલીપ ને લોર્ડ હીડન બન્નેએ પોલીશને તેઓની દુખદાયક કહાણી કહી સંભળાવી જે સરકારી અમલદારોએ લાંબા વખતની મોરેનીયન બદમાશોની તોલફીની તલાશનો પત્તો લાગવાથી બેહદ ખુશહાલી વચ્ચે સમજી. તેઓને આ બદમાશોની મોહકાણમાં તેઓના ઉપરીઓ તરફથી બહુ ખમવું પડયું હતું—

બે ડીટેકટીવોને આ ત્રણની ત્રગડી સાથે જવાનો અંતે હુકમ થયો ને તેઓએ ફીલીપ, ગ્રેનેવે તે હીડન ભેગાં રીવરવે તરફ ચાલુ મુકયું.

"મને અજાયબી લાગેછ જો તમને એમ લાગુ હોય કે તે નાનો જવાન જે ફીલીપ એનસ્લે તરીકે પોતાને ઓળખાવેછ તે કોઈબી રવેશે સર રોબર્ટ લાઇલનો ખોવાએલો હકદાર વારસ હોવો જોઈએ." તેઓના જવા બાદ એક અમલદારે પોતાના ઉપરીને ઉપલો સવાલ કીધો. પણ તે ઉપરી મુછમાં હસવા લાગો અને પછીથી વાત ઉડાવી નાખી—

કેટ લ્યુકાસ તો અઠવાડીયું થયું રીવરવેનો ઉઅર છોડી ગઇ હતી, જે અરસામાં જુલીયટે પેલી કેફી દવાને એટલા મોટા જથ્થામાં લેવા માંડી હતી કે તે તેણીને અજલને બારણે ઘસડી લઇ જતી હતી.

તેણીનું મગઝ કેફી વસ્તુને આધારે હવાથી ભરેલું રહેતું હતું ને તેથી તે બસ ઉંઘમાં દરામણા દેખાવો ને રૂહોને પોતીકી નજર આગળથી પસાર થતાં જોતી હતી. તેણીના ધખારા હતા જે કમનસીબે તેણીના મગઝ પર મહછાયા નાખી રહયા હતા.

તેણીએ પોતીકી પરનો સઘળો કાબુ ખોઇ દીધો હતો. અને ફરીને કેટ લ્યુકાસને પોતીકી પડખે જોવા ઇંતેજાર હતી. તેણીએ પાછળથી જોઇ લીધું હતું કે જે વાતચીત તેણીએ કેટ લ્યુકાસ ને તેણીના આગલા દીલદાર વચ્ચે થતી સમજી હતી તે તેણીનો સ્વપનો નહિ હતો.

તેણીની ખુબસુરતી જો કે હજુબી તેણીની સોડમાં સંટાઇ હતી છતાંબી જેઓએ તેણીને સર લાઇલની તુમાખી પરણેતર તરીકે જોઇ હતી તેઓને મનસે હાલનો તેણીનો કંગાળ દીખાવ બેશક આંખ્યોમાથી આસુઓની નદી વહેતી કરવાને પુરતો હતો. જે જવાનને તે ચાહતી હતી તેનો ધખારો હવે તેણીએ સદાનો દુર કીધો હતો સબબ તેમ કરી તેણી ફરીને પોતીકી માંદગી ને ગમગીનીમાં ઉમેરો કરવા ઉમેદ બાંધતી નહિ હતી—

એક રાતે તેણીએ કોકેનનો જથ્થો ઘટી ગએલો દીઠો અને તેની તલબમાં વીચાર કરતી બેઠી. કેટ લ્યુકાસે તેણીને માટે જો કે તેનો ભંડાર ભરી મુકયો હતો પણ તેણી ધારવા કરતાંબી હદ ઉપરાંત તેની શોખીન બનેલી હોવાથી તે ખુટી ગયો હતો અને હવે તે ફરીને મેળવવાને તેણી ઘરની બહાર કદમો ઉગામી શકતી હતી નહિ.

ઘરનો દેખાવ બેશક સીતમ ઉપજાવનારો થઇ પડયો હતો. પવનના સણસણાટ સીવાય ત્યાં છવાએલા અંધકારને દુર કરનારૂં બીજું કોઇબી હથીયાર ત્યાં હાજર નહિ, અને તે દેખાવ વટીક તેણીની ધાસ્તી દીનપ્રતીદીન વધારતો હતો. તેણી દીવાની બની સારા ઘરમાં આમ તેમ ભટકતી હતી પણ અફસોસ કે તેણીની ખીદમતનો બજાવનાર ત્યાં કોઇબી શેરદીલ હાજર નહિ હતો. કીસમત તેણીની મુઝવણ સહેજમાં ટાળવા નાખુશ હતું. હજુ તે તેણીને ઘટટી સજાએ પુગાડનાર હતું. શું કીસમત હજુબી પોતીકું ખાતું મારી સાથે બંધ કરતું નથી" દુખમાં દીવસો કાઢતાં તેણીને મન સાથ સવાલ કીધો, અને તેણીના જીગરમાં છુપાએલી એકાદ લાગણીએ તેણીને જવાબ દીધો કે જીંદગીના છેડા તલક તેણીએ તરૂણ વયમાં કીધેલાં પાપની સજા ભોગવવીજ જોઇએ. પણ શું ત્યારે આપઘાત કરી જીંદગીનો છેડો નહિ લાવી શકાય! સબબ તેણીમાં હવે સહન કરવાની શકિત નહિ હતી.

તુરતજ અજલની લંપટમાં પડવાને કાજ તેણીએ ઉતાવળે કદમ એક તેબલ આગળ જઇ સર વાલટરે બદમાશોને આજેઝ કરવાંને સર ત્યાં છુપાવેલી એક રીવોલવર ખેંચી કાઢી. તેણીએ તેને આગળ જોઇ હતી ને વખત આવતાં જીંદગીને ખતમ કરવાને કાજ તેની મદદ લેવાને મન સાથ કસદ કીધો હતો. તેણી ત્યાર પછી તે રીવોલવરને એક હાથમાં પકડી પોતીકી બાળ વયમાં તેણીના દીમાગને હીંડોળે હીંચકા ખવાડનારા ખ્યાલોને ફરીને પોતીકી નજર સામે જગ્યા આપી કે જે વખતે તેણીની આગળી પાછળી હાલતનો ચીતાર તેણીએ શાંત મને દીમાગની ભુમી પર રજુ થતો જોયો.

જે આગલી આશાઓને હવાઇ સુરંગોએ તેણીને તોરછડાઇ શીખવી હતી તે

લોભ, મદસર, આસાઓ ક્યાં ઉડી ગઇ હતી.

તેણીએ તાલેવંત બનવાની કુદરત પાશે ખાએશ દેખાડી હતી જે ખાએશ તેણીની ફળીભુત થઇ હતી, પણ તાલેવંત થઈ તેણીએ શું હાંસેલ કીધું હતું ! સીર્ફ દુનિયાનો ફહેર ને ખફગી જેને તેણીને અનેક ઘા કીધા હતા, બળકે એવી હાલતમાં મુકી દીધી હતી કે હાલમાં તેણી મોતના બરફ જેવા થંડા દસ્ત વળે પોતીકી નાજુક ધડને રાહત આપતી હતી.

પણ આ વખતે તેણીને એક ખ્યાલ આવ્યો અને તુરતજ તેણી બન્ને હાથ જોડી પોતીકી બચપણના વખતની બંદગી યાદ કરવા લાગી. તેણીએ છેવટની આપઘાતની ખાહીમાં જીંદગી ખતમ કરવા આગમચ ખુદા પાસે દયાનો દસ્ત માંગ્યો. પણ જે શબ્દો તેણીએ તેના જવાબમાં રજુ થએલાં જોયા તે ફકટ તેણીની લગન ક્રીયાનો એક અચ્છો ચીતાર આપનારો ફકરો હતો.

"અને તેથીજ જો કોઈબી આદમી એવું વાજબી કારણ બતલાવે તો શું સબબસર તેઓને કાયદાથી ચેક નહિ કરવામાં આવે! તેને ખુલાશાથી બોલવા દેઓ અથવા તો હવે પછીની સદાની શાંતી ધરવા દેઓ" અને તેજ પળે તેણીના દીમાગમાંથી રોબર્ટ લાઇલ ને તેણીની દેવળમા થએલી શાદી વખતે થોર્નતનના મોટા પાદરીએ કહેવા મુબારકબાદીના સખુનોનું સરઘસ પસાર થવા લાગુ અને ફરીને તેણીને દેવલના બહારના મહેરાબ આગળ ઉભેલી પાગલ આદમીની મુરતી નજરે પડી જે સીહા સકળ તેણીને શ્રાપ દેતી ત્યાંજ ઉભી, કે જે શ્રાપોએ તેણીની સુખી જીંદગીનો પુલ જોખમાયો હતો.

"લેડી લાઇલ, ખુદા કરેને તારી શાદીનો દીવશ તારા તકદીર પર ધુળ છાંટે તેં તારો કીમતી પ્યાર, દોલત, માન ને પદવીના નેક પલ્લાં બદલ વેચી નાખ્યોછ પણ અંતે તેવોજ તુને રગોળશે. સાચ્ચા પ્યારની મુરતી તુંને સુખના ફંદમાંજ તારાજ કરશે. તારી આખી જીંદગી સદા દુખ ને મુસીબતમાં પસાર થજો અને તારૂં કીસમત ગમઘોર વાદળ હેઠળ ઘેરાએલું રહેજો."

તુરતજ તે સ્વપનારૂપી ભયાનક ખ્યાલમાંથી તેણીની નજર ખુલી ગઇ અને આ કહેવાતા અંધકારમાં તેણીએ તેણીની સામે પડેલી રીવોલવરની આજુબાજુ એક હાથનો ઓળો જોયો. એકાદ ઘડી તેણી બેહોશ બની ઉભી, પણ બીજીજ પળે આગળીજ હીંમત ને જુસ્સા સાથે તેણી તે છુપો હાથ તેનો શીકાર કરે તે આગમચ તેને પોતીકે હાથ લેવા આગળ વધી.

તુરતજ તે બદમાશ સકળ તેણીની સામે ઉભી રહી અને તેણીએ મોરીસ હારકોર્ટને તેણીની પડખે ઉભેલો જોયો.

"અંતે હું ખાતરીતીજ કે તમો આવશો. છેલ્લી ઘડીએજ આવશો"

તેણીએ દમ લેતાં કહ્યું અને મોરીસનો ચહેરોબી આ વખતે સહેજ ફીકકો મારેલો જણાયો પણ જુલીયટે ગુસ્સા ને ધીક્કાર સમેત પોતીકી લાગણીને દાબી

રવેસે છુપાવાની જરૂર જોઇ નહિ.

"તમો હવે તમારી બાજીમાં ફતેહ મેળવવાને આવ્યા છો તે હું જાણુંછ. એક સુખી જીંદગીમાં સદાનો સડો લગાડી તેને ખાક કરી તેમાં મજાક મેળવવા માંગોછ તેબી હું સમજુંછ, ઓહ હવે મને યાદ આવે છે કે તમારી પેલા બુરા શ્રાપેજ મારી જીંદગીને કોલહુમાં પીસી નાખીછ, અને હવે હું કુદરત પાસે તમો પરબી તેજ રીતે દયા બતલાવા માંગુછ. જે રીતે તમોએ મારાં પાછળાં વરસમાં બતલાવીછ"

"તમો મારે માટે ખોટો વહેમ ખાઈ ગયાંછ." તેને ધીમેથી કહયું કે જે વખતે તે તેણીના મગઝપર ઉંડાણ અસર કરવા માંગતો હતો. "તમો આ રીવરવે હોલ માટે શું મને આભારી નથી! કોઇબી માણસ આશા વગર તો મહેનત કરેજ નહિ. મેં તો તમોને ફરીને સારી સુખવાસી હાલતમાં મુકવાની કોશેશ કીધીછ. અને હવે હું અહીં તમારી સાથે મારો વાજબીજ હીસ્સો પાડવાને તમારી હજુરમાં હાજર થયોછ"

તેના આવા ભેદી શબ્દોથી તેણીએ ગભરાટને મારે સહેજ પાછળ હઠવા માંડયું અને તેણીને પાછળ હઠતી જોઇ તે દઈતે પોતીકું ભાશણ ચાલુજ રાખ્યું.

"મારેથી તમો નાસી શકનાર નથી. અને નાસવાનું તમોને કારણ શું છે! મારી તરફ નજર કરો. હું જઈફ નથી, દીવાનો નથી, ઝુંપતો ચેરાગ નથી કે જેને ખાતરજ તમોએ મને સદાનો ઓવારનીવાર કીધોછ, આગલા વરસ પર તમોએ મને આપેલું તમારૂં વચન હવે પાળો, અને ફરીને તમારી જીંદગીને હું અયશો અસરતનાં લલના ગવાડું. હું કસમથી કહુંછ ને વધુ મોહબતની લાગણીઓ સહીત કહુંછ મારી જુલીયટ. બસ તારી હુજ્જતમાં તું હવે ફાવનાર નથી, અને જો કોશેશ કરશે તો હું કેટ લ્યુકાસને પોલીસને બોલાવા કહીશ ને મોન્તીકારલો પર આ લેડી તમો બન્ને વચેની ગુફતેગો જાહેર કરીશ.—"

પણ તેણીએ ગુસ્સા સમેત પોતીકી જીંદગી પર પડતા અચુક ફટકાને બચાવાને ઝબાનનું બખતર તૈયાર કીધું.

"ઓહ હું તે વખતે બીલકુલ દીવાની હતી, બચ્ચીજ દીવાની હતી. ધીક્કાર ને ગુસ્સાએ તે વખતે મારી પર કાબુ મેળવ્યો હતો. અને મારી મંડ પડી ગએલી શકિતઓનો તે પાપણીએ લાભ લીધો હતો. કે જે પાપીણી તે પાછલા વખતમાં તમારૂં જોરેમંદ હથ્યાર હતી. હું સોગંદ પર કહુંછ કે મેં તેઓને કોઇબી નુકશાન કરવાને ધાર્યું નહિ હતું- પણ તેટલુંબી વીચારવા માટે મે મારી બેહદ દીલગીરી બતાવીછ, અને સખ્તમાં સખ્ત મારી નાસીપાસી તેણીને સમજાવામાંજ મેં જોઈછ. હું બીલકુલ સમજી શકી નહિ કે તેણીની તેમ બોલવાની શું મતલબ હતી! અને હવે દર રાતે મારા બીછાના બાજુમાં તેઓને ફેરા ખાતાં હું જોઉંછ. તેઓને હું ગમગીન પોશાકમાંજ હુ જોઉંછ. તેઓને મેં આએજ ઘરમાં દાદર પરથી ઉતરતાં જોયાછ પણ તેઓ શ્વાસ દમ વગરનાં પુતળાં બીશાલ મારી નજર આગળ

ભમતાં રહયાંછ. ખુદા મારી પર દયા કર. હું ઇચ્છુંછ કે મારી જીંદગી ખતમ કર, ભલાઇ કર ને સદાની ખતમ કર."

"હવે જે થયું તે નહિ થયું ઠરવાનું નથી. આગલી પાછલી ભુલી જા જુલીયટ અને હવે જઈફીના સુખનો વિચાર કર. તારા કીસમતમાં સરજાયેલું હતું કે મારીજ સાથે શાદીથી એક થવા જીવતી હતી, પણ તેં તારા કીસમત સામેભી જંગ મચાવ્યું અને તેનો બદલો હવે તું કીસમતની પાસેથીજ મેળવેછ."

"બસ ખુદા કરે ને મારી અજલ જલદી આવે, મોતનો ફરેશતો મને પાંખમાં સદાની શાંતીમાં છુપાવે."

"તે વીશે મને શક નથી, પણ કોઈભી રવેશે પરમ દીવસે તને મારી સાથે પરણવુંજ પડશે."

અને ઉપલા બોલ સાથે તેને એક કદમ આગળ વધી તેણીનો દસ્ત પોતીકા હાથમાં લેવાની કોશેશ કીધી કે જે હાથ રીવોલવરથી ગરજના કરી રહયો હતો.

"જુલીયટ—થોર્નટનની ઝાડી જંગલમાની આપરી છુપી મુલાકાતો શું તું સદંતરજ ભુલી ગઇ! તું જાણેછ કે તુને ઉઘાડા પગ ને ચીથડે હાલ હાલતમા જોવા છતાંભી હું પહેલે તારી પર દીવાનો બન્યો હતો. તારીજ મોહબતનો પરવાનો બન્યો હતો. શું તું ભુલી ગઇ મારા પ્યાર! તે વખતે તારા સુનેરી બાલોમાં વાયોલટ પુલોની સુંગધ ભરાઈ હતી જે સુંદર દેખાવમાં પુલો વચ્ચે મેં તારા રૂખસાશપર મોહબતી મોહર લગાડી હતી."

અને ત્યાર બાદ સફાઈથી તેણીને પોતીકા શબ્દોથી લલચાવી અંતે તે રીવોલવર પર તે ઓચીંતી ત્રાપ મારવાને નસીબવંત નીવડયો હતો પણ તેણીના

આંગળાની ભેગી મદદથી તેણીએ તેને ચીવટાઇથી પકડી રાખી હતી જેથી રીવોલવરનો કબજો મેળવવો કંઇક અઘરૂં હતું. એક ઘડી વધુને બન્ને વચ્ચે મૌત જીવતની લડત શરૂ થઇ હતી. તુરતજ તે ગમઘોર ઘરની ઘંટી વાગી હતી. દોજખી દઇતે પોતીકું ખંજર બહાર કાઢયું હતું જે જોતાંજ તેણી બેહોશ હાલતમાં તેના પગ પાસે જમીન પર પડી હતી—

બેશક હદ બહારની ગમગીની તે સીહા સકળ પર છવાયેલી દેખાઇ હતી. તેને તેણીને એક વખત દીલ આપ્યું હતું અને કદાચ તેજ કારણને સર ધીક્કાર કીનો, ખફગી વગેરેને બાજુએ મુકતાં હજુબી તેજ મોહબતનો પજરણ પાડનારો ટુકડો તેના જીગરમાં જળવાયલો રહયો હતો.

તે તેણીને બેહોશ બનેલી જોતાં હુશ્યાર કરવાને વાંકો વળ્યો પણ એવામાં ઉતાવળ્યાં પગલાંઓએ તેને તેઓનો શીકાર બનાવ્યો.

બીજીજ ઘડીએ તેને બારી વાટે કુદકો માર્યો અને રાતના ઓજપ આગળથી ગુમ થયો. તુરતજ પીસતોલના ધડાકા થયા અને ફીલીપ એનસ્લે ને પેટ્ બનેંવે

ઘરમાં દાખલ થયા જેઓએ જુલીયટનો ફીક્કો રોશની વચ્ચે જમીન પર પડેલો નીરદોશ ચીતાર જોયો.

તુરતજ એનેવેની નજર તેણીની પર પડી અને બીજીજ પળે તે દીલગીરીના ડચકાં ખાવા લાગો. તેને જરાબી વખત ખોહયા વગર તેણીને જમીન પરથી ઉચકી તેણીના ધડને ગુંઠણને ટકીયે આરામ કરવા દીધી–આ વખતે ધીમે ધીમે જુલીયટે પોતીકી નજર ઉઘાડી અને તે ઓલખીતા ચહેરા પર કંઇ સંતોષ વચ્ચે ચશમોની રોશની ફેંકી.

"ઓહ મારા પ્યાર—મારા જાન લાંબે વખતે મને અંતેબી યાદ તો કીધી. હું ધારતીતી કે તમો કદીબી મને મળશો નહિ. મેં પેલા કાસદને પુછ્યું કે તેં કાગજ પુગાડયું કે અને તેને મને પુગાડવાની ખાતરી આપી. પણ હું સમજી શકી નહિ. તમો લેડી બ્લાથીવાઈટ સાથે ગાયનની ધુનમાં મસ્ત હતા ને પોલી હસ્તી હતી. લવ હું ધારૂંછ કે તમને યાદ હુશે!"

પણ તેણીએ ઉપલા શબ્દો બોલતાં એક ડચકું ખાધું અને પોલીકા રોશન

સીતારાને તેના છત્તર નીચે પાછા ખેંચી લીધા જે દેખાવે પેટને સુનો સાવધ ફરીને બનાવી દીધો.

"ફીલીપ દોડતો—ખુદા કાજ ડાકટરને જલદી બોલાવ." અને તેજ પળે તેણીને બેહોશ હાલતમાં ઉંચકી પેટ ડરોઈંગ રૂમના એકાદ સુદર સોફા પર લઇ ગયો.

બંગળાની બહાર બગીચામાં બે આદમીઓ મોરીસ હારકોર્ટની લાશને ઉંચકી લાવતાં હતાં. તેના હાથમાં રીવોલવર હતી, જેમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા. તેને ડીટેકટીવપર પોતીકી પીસતોલ ટાંકી હતી પણ તેમ કરતાં પીસતોલ કમનશીબે ઉંધી ફુટી, એક પાપીના કર્મની પોઠી વાંચી શકી હતી.

બસ તેને હીમતથી જીંદગીની રમત, દોર, જુલમ ખફગી ને કીનાના પાસાની મદદ વટી રમી હતી. ફતેહ તેની બહેન બની છેવટ તલક તેની સોડમાંજ રહી હતી પણ અકસમાત તેના કીસમતનું ફીડલ વાગ્યું હતું–અને દોજખના આ દરવાનની અજલ આવી રીતે અહીંજ આવી હતી. પ્રીય અઝીઝ તેની લાશ પર વધુ ઝબાનના રાથોડી થોકા પાડવા હું મુનાસેબ જોતો નથી. ફક્ત એટલુંજ શુકર કરીશું કે કુદરતે પાપની મટકી છેવટે તો તોડવાને પોતાનો ગેબી અવાઝ હમેશને માટે ફાજલ પાડયો છે. પાપ આ જગ્યાએ બરાબર બોલી ચુકયું છે, માટે આ બાહોશ કીસમત સાથ ખેલ કરનાર ખેલાડીને હાલ તુરત તો મટ્ટીવાસજ કરવા દેવો.

## પ્રકરણ ૨૫ મું.

ભલે જાન જાયબી, ઘણું કસ્ટ પડે,
કરૂં નહિ સહન, ગર ધરમ નસ્ટ થડે.

ફરીને બુલોંમાં આવેલાં ઘર તરફ નજર નાખતાં આપણે કેટ લ્યુકાસને લાંબા વખતથી એક આદમીને મળવાની આસ્રામાં દીવાની બનેલી જોઈશું. બેશક તે આદમી તે કોઇજ નહિ પણ તેણીનું દીલ જીતી લેનાર અને તેણીને પોતીકી પરણેતર બનાવી સુખી કરવાનો કોલ આપનાર દાકતર મારટીન હતો.

પહેલાં વહેલાં તો ભવીશના સુખનો આસાવંત કીલ્લો દીમાગમાં બાંધવામાંજ તેણીનો વખત વા સમ વહી ગયો હતો! પણ અંતે તેનીબી હદ આવી હતી. દેવીડ મોરટીમર યાને કે દાકતર મારટીન સાહેબના કોલ પર તેણીને શક ઉતપન થયો હતો અને તેણીનું શંકા ખાઇ ગયેલું મન જો કે તેની દોજખી કામ કરવાની શકિત પીછાણી શકયું હતું છતાંબી તેની મોહબતમાં ગીરફતાર થયું હતુ. પણ તેનો તેણીને નહિ મળવાનો શબબ શો હતો તે તેણી ઝટ સમજી શકી નહિ. ઇંગલાંડમાં તેને થોભવાની કોઈબી હવે જરૂરત રહી નહિ હતી અને ત્યારે તેની સવારી કાંહ ભટકતી હતી!

તુરતજ તેને આ ઘીલનું કારણ જુલીયટ ગોલ્ડસ્ટેનને માની લીધું. કદાચને એમ હોય કે તે તેણીને હજુબી ચાહતો હોય, અને તેણીને જીતી કેટને સદાની માર્ગમાંથી દુર કરી રીવરવેનો માલીક બની તેણીના સુખમાં પોતીકો ફાળો પાડનાર હોય એવો ખ્યાલ તેણીએ કીધો. પણ જો તેમજ હોય તો તેણીને જુલીયટનું જર જવેરાંત બુલોં ઉપાડી લઇ જવાની અરજ કરવાનું કારણ શું? કદાચને એમ હોય કે પાછળથી તેને પોતીકી ધણીયાણી સાથે બુલોં આવવાનું થાય તો તે કેટને ચોર ઠેરવી કાયદાની ચુંગાળમાં કયદ કરાવી શકે!!

બેશક તેણીનો ગુસ્સો આ વખત હદ વીનાનો હતો. અને ગુસ્સાની અસરમાંજ તેણીએ તે ઇનશાનને તેના કામની લાયક સજા અપાવાની આશાને હવે દીલમાં આયંદે દાખળ કીધી હતી સબબ તેણીને તેને સદાને માટે એક કરમાતા ગુલાબને કાજ તરછોડી મુકી હતી.

જો તેણી ઇંગ્લાંડ નહિ જઇ શકે તોબી કોઇબી રવેસે બહાર નીકળી તેની પર કીનો લઈ શકે, જે તેણીના બાગમાં બનવા જોગ હતુ–જો કે આ બધી ઇચ્છાપર તેને માટેની મોહબત તેણીનામાં સરદારી ભોગવતી હતી પણ જ્યારે આશા નીરાસામાં ફેરવાએલી જોઇ ત્યારેજ તેણીએ તેને સજાને પાત્ર જીગરમાં ઠેરવ્યો.

કાગજ ને કલમ બન્નેને તેણીએ પોતીકી સાથ ફસાએલાં જોયાં. છતાંબી તે ફસવાતને બાજુએ મુકાવી તેણીએ સ્કાટલાંડ યાર્ડ પર જીવ થેડવી એક કાગજ

ચીતરી કાઢયું. જેમાં તેણીએ વીશવાસ સાથ ડેવીડ મોરતીમરની જીંદગીનો ભયાનક અહેવાલ રજુ કીધો. અને સર વાલટરને તેની બેટીના ખુનની કોશેશ,તેમાં છુપાએલો ભેદ ને તે માટે તેણીનું અંજાણપણું વગેરે તેણીએ એજ લખાણમાં સાબેત કરી આપ્યું હતુ. પણ આ બધો ભરમ ભોપાળું બહાર કાઢતાં તેણીને સહેજબી ખ્યાલ નહિ હતો કે તે નસીબની જુસરીમાં જોડાએલાં બુઢા બેરોનેટ ને તેની બેટી આ વખતે તેઓના કેદખાનામાંથી છુટાં થયાં હતાં અને તે ભયાનક કાવતરૂં પાણીના પરપોટા સમ ફુટી ગયું હતુ. છેવટનો તેણીનો એકરાર બેશક વખાણને પાત્ર હતો. તે એકરાર નામામાં તેણીએ ડેવીડ મોરતીમરનો જુલીયટ ગોલ્ડસ્ટેન બાબેનો ધીક્કાર અને ફીલીપ એનસલેની વંશાવળીનો દયાજનક ચીતાર રજુ કીધો હતો. તેણીએ ફીલીપને રીવરવેનો ખોવાએલો વારસ તરીકે જાહેર કીધો હતો, અને જો કે તેને ડેવીડ મોરતીમરે તરૂણ વયમાંજ બદમાશીના પાઠો શીખવ્યા, હતા છતાંબી કુદરતી રીતે તેની ખાનદાની અસર તેની રગેરગમાં વહેતી બંધ થઈ નહિ હતી. તે એક ખાનદાની લોહી હતુ અને તેની હાજરી હેઠળ રચાએલાં કોઈબી કાવતરાં માટે તે નીરદોશને બદનામ નહિ કરી શકાય.

વળી સર વાલટરની ખાનગી જાણ માટેબી તેણી જણાવવાને ઇંતેજાર હતી કે જે પાનસો પાઉંડની નોટ માટે ફીલીપને બદનામ કરવામાં આવ્યો હતો તે સીર્ફ એક કાવતરૂં હતુ ને તેમાંબી મોરતીમરે તેણીની મદદથી ભાગ ભજવ્યો હતો.

આ રીતે તેણીએ છેવટનો ખુલાશો કરી કાગજ પર પોતીકી સહી સાખ મુકી હતી અને પછી તેને બરાબર બીડી પોતીકા હાથેજ પોતીકી સરજતને ઈનશાફની અદાલતે છુટકો કરનાર તે તપાલના થાંભલાને સ્વાધીન કોધું હતું.

બસ આ કાગજ સાથે તેણીની જીંદગીની આસાઓબી તપાલમાંજ ગઇ હતી. ભવીશનું સુખ સદાનું કચડાઇ ગયું હતું અને હવે જીંદગીને દુખ ને મુસીબતમાંથી કેમ તેરવી લાવવી તે તેણીને માટે હાલને કાજ એક વીચાર થઇ પડયો હતો, હવે તો આશા વગર નવી જીંદગી શરૂ કરવી એવો મામલો તેણીના બબમાં ડોળા કાઢી રહયો હતો.

બેસબર ને બેખબર બની તેણીએ એકાદ કાફે યાને રેસટોરાંમાં આસરો શોધ્યો જ્યાં વરસોની વાતપર ડેવીડ મોરટીમરે ગવરનેસ માટેની સર વાલટરની જાહેર ખબર વાંચી હતી. હાલમાં તે રેસટોરાંમાં મનમાનીતા સુધારાઓ થયા હતા, અને જેથી તેણી ત્યાં જઈ નવી જુની થઇ ગઈ અને ટેબલ પર ગોઠવાઈ, કાંઈ માટે હુકમ કીધો કે તેણીએ જોઇ લીધું જે ત્યાં ઘણાં મોટે ખાંચરેના મળતા વીશેકોનું મેજરૂં સાંજના ખાણા માટે ઉતરી પડયું હતું.

તેણીની બાજુમાંનીજ ટેબલ પર એક ગ્રહસ્થ ને બાનુ કંઇક ખુશ ગુફ્તેગોમાં લીન બનેલાં હતાં તેઓની વાત પર તેણીનું એકાએક ધ્યાન ખેંચાયું હતું! તેઓ લંડનની છેલ્લી બદમાશી બાબે પીંજણ કરતાં હતાં અને તેઓમાંની પેલી બાનુને અજાયબ જેવો ઉભરો કાઢતાં તેણીએ સમજી હતી.

અલબતાં સઉથી ચપળ ને બાહોશી ભરી ચીઝ તો રેકસ હોટેલની બદમાશી હતી કે જે વખતે એક ચાલાક સુનેરી ટોળકી બોરનીયન ડેપ્યુટેશનના ઓઢાં હેઠળ લોન કાઢી નાણુા ઉચાપટ કીધાં હતાં. તે ટોળકીનો સરદારબી તેના નાના શીષ્ય મદદનીશને તેની આ ચાલાકી માટે આભારી હતો, મેં તો ગઈ કાલેજ ન્યુસમાં વાંચ્યું કે પેલો બદમાશ અંતે પોલીસને હાથ પકડાયો, પણ તેઓ તેને જીવતો મેળવી શકયા નહિ સબબ એક ડીટેકટીવ પર ગોળી છોડતાં તેને પોતાનેજ ગોળી લાગી જેની અસરથી તે તુરતજ પોતીકે જાન તે કીરતારને હવાલે કરી ચુકયો, તમો તો રીવરવે હોલની બાબદ ખચ્ચીતજ જાણુતાં હોશો!"

કેટ લ્યુકાસનો ગભરાટ આ સમજી બેહદ વધી ગયો હતો અને હવે તેણીએ તેનું નહિ આવવાનું કારણુ અનુભવ્યું હતુ અને તેજ કારણુને લીધે તેણીએ તેને ખોટો દોષીત ગણી તેને સપડાવવાની જાળ તઇયાર કીધી હતી જ્યારે આ વખતે તે તો ત્યાંજ પડેલો હતો—કયાં!

પણુ થોભ મન ઉતાવળ નહિ કર. તેણીની આખેરી શાંતી એમાંજ સમાયેલી તેણીએ જોઇ હતી. તેણીએ પાપનો પશ્ચાતાપ કરવામાં કાંઇબી ખોટું નહિ જોયું હતુ. અને હવે જો તે મુવેલો હોય તો પછી તેણીને ભરાઇ છુપાઇને જીંદગી ગુજારવામાં હાંસેલ શું!

કીસમતના સમુદ્રમાં બેશક ભરતીનો જોશ હતો અને પાણીના ઉછાળા મારતાં મોજાંઓ હવે તેણીના ખોળે ગમ્મત કરવાં ઇંતેજાર હતાં. તેણી સમજી શકી નહિ શું જે આદમીને તેણીએ ચાહયો હતો તેને તેઓએ રીવરવેની ભુમી દાહ કરવાની જગ્યામાં દાટયો હશે કે કોઈ ગલીચ ખુણામા ગરીબોને દેશવટો ભોગવનારા બદમાશોની સાથે તેની લાશને દફનાવી હશે!!

મોજાનો જોશ વધતો હતો. ગમગીનીના પાણી જીવતાં હતાં અને તેના સમુદરમાં થયેલી ભરતી ઓટને નઉકાશાસ્ત્રીને હાથજ ઇનશાફ આપવા દઇ આપણે તપાસની રોહમાં આગળ વધશું.

અસ્ત પામતાં ખુરશીદની રોશની તે ગમઘોર ઘરની એકાદ બારીમાંથી ડોકયાં કરી રહી હતી જે દમામદાર રોશની મોતને કીનારે હીંડોળા ખાતી બાનુના રૂખસાર સહેજ દીપાવી રહી હતી.

બીછાનાની બાજુમાં બે જુવાનો ગુંઠણુ પર પડી તેણીની ખીદમત દીલોજાનથી ગમગીનીને આહોઝારી સાથે બજાવતા હતા.

"અને એથી વધું શું વીચારૂં તું મારો દીકરો છે, મારૂં પોતીકું લાલ છે, કાર્લ તું મારોજ ચેરાગ છે." તેણીએ ધીમે કદમે મોતને બીછાને ખુલાસો કરવા માંડયો "છતાંબી વચમાં મેં તારી તરફ એવી હદથી જ્યાદા પ્રીતી બતાવી હતી કે જેમ કરવા મને મારા અંતકરણે ફરમાવ્યું હતું અને પાછળથી જ્યારે મેં ધાર્યું, પણ મને મારા ધારેલાની પરવા નથી, કે તું મારી જીંદગીનું સઉથી સરસ

આબદાર મોતી છુટી લેવામાં આવ્યું છે ત્યારે હું નીશોસ બની ગઈ. દીકરા કાર્લ તું બહુજ સુંદર લાગતો હતો, એટલો સુંદર દીસ્તો હતો કે તે રાતે તારી માતા તરીકે મેં બચ્ચીતજ વીલાપ કીધો હતો."

"અને મેંબી તમોને મારાં માતાજી તરીકેજ ગણ્યાં હતાં"

"ઓહ જો નસીબ હઠીલું નસીબ દુશમન નહિ બનતે તો આપ ને સુખીજ થયાં હોતે, પેટ ડીઅર, મેં એકાદ ચોપડીમાં તારે ને મારે માટે લાયક ધડો લેનારો પાઠ વાંચ્યો હતો જેમાં મેં જોયું હતું કે તારે ને મારે બન્નેએ છેવટ ટક દુખી જીંદગી ગુજારવી ને બન્નેએ તેમ કરી કીસમતનું કરજ ફીટાડવું, પણ મારા દીમાગમાં થસેલા શબ્દો આ હતા કે, એક નાચીઝ ભુલ માટે ઈનશાનને આવો મોટો દંડ આપવો પડે છે. અને ઈનશાન સાથ સાટું કરવામાં કીસમત પોતીકું ખાટું કહીબી બંધ કરતો નથી. મેં વારે ઘડીએ આ શબ્દોની સચ્ચાઈ માટે તપાશ કીધી. પણ તમો શું ધારોછ!—"

"ડીયર ખુદાકાજ એ વીચાર ના કર" પેટે ભીજાએલી આંખ્યો સાથ જવાબ દીધો, "મારા લવ, ખુદાકાજ એમ ના બોલ. દાકટર કહેચ કે વખત જતાં મારી જીંદગીનો ખુરશીદબી અસ્તજ પામશે અને—"

પણ આ વખતે તેણીની ખીદમત બજાવનારા બન્ને જવાનોની નજરમાબી આંસુઓની નદી વહેતી પ્રગટી નીકળી.

"કાર્લ રડ ના દીકરા. મારે માટે થોડોજ વખત ફાજલ છે ને હજુ મારે તને કહેવાનું ઘણું બાકી રહયું છે. પેટ ડીઅર પોલી બ્લાશીવાઈટને કહેજો કે તે કાગજને માટે હું તેણીને સદાની માફી બક્ષુંછ. મેં એક પલબી તમોને તે નહિ મળવા વીશે વીચાર્યું નહિ પણ મેં તો ધાર્યું કે તમોએ મારી દરકાર નહિ કીધી લવ."

"હા મારાં મોહબતી મોતી, હવે હું મારી નજરથી મારી ગફલતી જોઈ ચુકોછ. હું જોઈને બેહદ ખુશી છું કે કીરતારે એકવાર મારીબી અરજ મંજુર રાખી. મને તારી સાથે મળી લેવાની આયંદે ટક આપીછ." એનેવેએ ભારે દીલ સાથ ખુલાશો કરતાં કહયું.

"ફીકર નહિ મારા લવ. કીસમતે અંતેબી સીતમ કરી આપણુને એક કીધાંછ. તું ને મારો બેટો હવે હમેશાં દોસ્ત રહેજો. અને ખુદાતાઅલા તમો બન્નેને યારી બક્ષી તમારી પર રહેમ ભરી નજરથી સદા કાજ જોતો રહે."

"બસ ખુલ્લાં દીલથી જાણવું એજ માફી બક્ષવા જેવું છે! પેટ. તું ધારેછ કે ખુદા સમજી શકતો હશે. હું ખુશી છું કે તારી એવી ધારણા છે, સબબ મેં હમેશાં સચ્ચાઈથી તારા બોલવામાં વીસવાસ જડી લીધોછ."

આ જગ્યાએ પેટ ને ફીલીપના શબ્દો યાદ આવ્યા કે જો તેને તેણીમાં વીસવાસ રાખ્યો હતે તો તે હમેશાં સુખીજ થયો હતો પણ અફસોસ કે કાચ્ચા

કાનની આવીજ ખરાબી થાય છે, "ઓહ જુલીયટ મારા પ્યાર કહે કે તું મને માફ કરશે! હું તારી મોહબ્બતને લાયક નહિ હતો સબબ મેં તને શકની નજરથી જોઈ હતી અને તેજ કાજ સીર્ફ તેજ કાજ તેની મને સખ્ત સજા થઈ છે."

"બસ પ્યારા પેટ, તુંને જીંદગાનીમાં બહુજ ધડો લેવા જોગ શીખવાનું મળ્યું છે, ખુદા ... સરસ જાણકાર છે ને હું તેની પીછાણ હમણાજ કરી ચુકીછ" જે પછી તેણીએ ફીલીપ તરફ નજર ફેરવી. "ફીલીપ, એલાની તબીયત સુધરતાં તું તેણી સાથ શાદીના ગાંઠથી એક થઈ તારી ફર્જનું કરજ ફીટાડજે અને ખુલંદ બગીચાઓને ખુશનુમા આબો હવા વચ્ચે તમો તમારૂ ભવીશ ચેતી લેજો, મને તો તેણીને માટે બહુજ પ્રીતી હતી પણ તારી પ્રીતી હવે તેણીને માટે મારા કરતાં વધુ રહેવી જોઈએ ને તેમાં મારૂઓ વહાલ ને હેત ભેળાયલુ રહેશે."

જે પછી તેણીએ ફરીને એકાદ ઘડી શાંતી વચ્ચે દમ લીધો જે બાદ પાછું મન સાથ વમાસવુ તેણીએ શરૂ કીધું

"ફીલીપ, મારી પાસે આવ. મને ચાંપીને કોટી કર ને પછી મારા વહાલા દીકરા બારી આગળ જઈ સુરજ અસત પામતાં જોઈને હાથ ઉંચા કરી કહે કે" હમારા પીતાજી. કહાં છો!!" હું જયારે નાની અબળા હતી ત્યારે એજ શબ્દો વારે ઘડીએ બોલતી હતી. અને તેજ એબાદત મને હમેશાં ખુશહાલને ફીકરથી મોકલી રાખી હતી.',

જે પછી તેને પોતીકી માતાને પોતીકી બાથમાં સાચ્ચી પ્રીતીથી જેટલી લેવાય એટલી બકીઓ લીધી. સબબ તેઓની આ છેવટને માટેની જબકી હતી. બે જણાએ એક બીજાની જીંદગીના ભરમો એમજ છુપાએલા રહેલા દીધા હતા. માએ ને દીકરાની કુદરતનું તું જો કે મોત આજે વચમાં પડી મુલાકાતની સાંકળ સાંધેછ.

"પેટ મારા પેટ હું હવે તારાજ હાથમાં મારો જીવ મુકવા માંગુછ, મારા પ્યારા પેટ, આવ મારી પાસે આવ."

"ઓ કુળ જહાનની ખીદમતમાં ખુશી માની લેનાર ખુદાવંદ બાપ આ જગતમાં ચલણ તારૂંજ છે. તારેથીજ આબાદી છે, તારીજ મરજીને હમો આધીન છીએ" ફીલીપની આ તેણીની માતાની હાજરીમાં છેવટની બંદગી હતી. જે પછી તેને રડતાં આંખ્યોમાંથી ખરી પડતાં આંસુઓ હાથમાં ધરી લીધાં ને ફરીને એબાદતમાં મશગુલ બન્યો—

"ખુદા હમારાં સંકટ હથાવે, ખુદા તું ભુખ્યાંની ભુખને ભાંજે, કુદરતનું પ્યાસાંની પ્યાસ મટાડે, કુદરત તું પ્યારાંનો પ્યાર અપાવે—"

અને બંદગી તેની અતરેજ ખતમ થઈ હતી જે થતાં રાતને રોશન કરનાર

શુકરનો સીતારો આકાશ પર તખ્તે બીરાજ્યો હતો અને અજલનું પરીયું લેડી લાઈલને પોતીકી પાંખમાં લઈ ઉડી ગયું હતું શાતિ તેના રૂહને શાંતી ને પરવરની પનાહ વળો—

## પ્રકરણ ૨૬ મું.

કહો કુલ જગતમાં બસ એજ વાત રહે,
તુ મુજ કાજ હુ તુજ કાજ બસ એજ વાત રહે.

જુલીયટની છેવટની મરતી વખતની ઈચ્છાને માન આપીને ફીલીપ આગલા સર વાલટર અને હવે પછીના મી૦ વાલટર અને તેની બેટી એલાને તેણીના મરણની દુખદાયક ખબર આપવા લંડન તરફ કુચ કરી ગયો.

કેટ લ્યુકાસનો સ્કાટલાંડ યાર્ડે મેળવેલો સંપુર્ણ ખુલાસો ફીલીપને તેનો લુટાંયલો હક પાછો અપાવાને અને સર રોબર્ટના બેટાને તેની પછીના તેના ખેતાબના વારસ તરીકે જાહેરમાં લાવવાને પોલીસનો પાયો મજબુત કરી ચુકો હતો.

જયારે તેને પોતીકા ફીલીપના એકવારના પ્યારાં નામે દેવળમાં સોગદ લીધા હતા ત્યારે તેને છેવટનો એજ ઠરાવ કીધો હતો કે હવે પછી તેને પોતાને ફીલીપ તરીકેજ ઓળખાવતાં રહેવુ, પણ પ્રીય અઝીઝ શું ખુદાના આમીની બક્ષેશ તેની પર ઉતરી હશે કે તેનું જનમ નામબી ફીલીપજ આપવામા જુલીયટના પીતા રેવરંડ જોન હેથવેને ફીલીપના મમાબાએ વાજબી વીચાર્યુ હતું. ફીલીપને તેની જોડીદાર એલા હંમેશા ફીલીપના લાડકાં નામથી બોલાવતી રહી હતી સબબ ફીલીપનો અર્થ હમેશાં મોહબતનું પ્યાળું ભરેલું ને ભરેલુંજ રાખનાર તરીકે થાય છે અને તે આ સપુતે પોતાની જાનફેશાની તાબેદારી, પ્રીતી, મુરવ્વતને અખંડ વહાલના પંચવાણા તેમાં પુરી આજે દરેકના હરખ વચ્ચે બતાવી આપ્યું છે.

તે બુઢા બેરોનેટને તેની બેટીના કટોકટ વખતના સ્પીટલ ફીલ્ડસના દોજખખાનાથી થયેલા બચાવ પછી ફીલીપ ઘણો ખરો પોતીકી માતાની ફીકરમા બરદારી બજાવવામાંજ રોકાયેલો રહેતો હતો, જેને કમનસીબે તે જલદીથી પોતાથી વીખુટી પાડવાને ખુદાતાલાની દાનશાફ પોઠી પર લખી આવ્યો હતો અને એજ કમનસીબ માઠા બનાવનો જે જાળમાં તેને લાઈલોને હોટેલમાં હાલ તુરત તો ડાકટરની સારવાર હેઠળજ સબડવા દીધાં હતાં.

પણ હવે તેની મુશકેલીનો અંત અહીંજ આવ્યો હતો જે સાહસ તેને તેના વફાદાર દોસ્ત પેટ એનેવેનીમદદથી ઉપાડી લીધું હતુ તેનું ધારવા માટે બુરૂં પરીણામ ન આવતાં ખુદાતાઆલાએ તેઓની રંજને સફળ કરી તેઓને અંત તલક હરાવ્યાં હતા. કુદરત તેઓ પર કુરબાન બની હતી. નસીબ દેવીએ તેઓને આવકાર દીધો

હતો એટલે પછી કમતાએનો ચહેરમેન તેઓ સામે વાડ કુદાવી શકે એ અશક્ય હતું. ફીલીપ આ વખતે પોતીકા આગળા મુરબ્બી મહેરબાનને હાલના ખુસ્બેર્ગ રફીક પાસે પોતીકા જીગરમાં દંખીયા કરતી તે છુપી વાતને જાહેર કરી તેનો વીચાર લેવા આવ્યો હતો, કે જે વાત તે તેની મરહુમ માતાની છેવટની ઇચ્છા હતી.

તેને તે ... નાએશ જણાવતાં મી૦ વાલટરે તેને પોતીકા ખાનગી ઓરડામાં દીલોજાનથી આવકાર દીધો, અને બન્ને ગ્રહસ્થોએ તે કમનસીબ જફાની ચક્કીમા ચવાઈ આ દુનિયાથી કુચ કરી ગએલી તે નીરદોશ નીરાધાર બાનુના અકાળ મોત માટે બેહદ ગમગીની જાહેર કીધી. જો કે એજ બાનુ વીશે કમનસીબે તેઓએ ઘણુંજ થોડું જાણ્યું હતું છતાંબી તેઓ બન્ને સાથે એજ બાનુને ઘણોજ ઘાડો સંબંધ હતો, એમ તેણીએ મોતને દરવાજેબી જાહેર કીધું હતું—

"તેણી સાફ દીલની, અને સદાની માયાળુ હતી." ફીલીપે ખુલાશો આપતાં કહ્યું.

"મારી આગળી નાજુક યાદદાસ્ત મને તે જફાની રાત તરફ ઘસડી લઈ જાયછ કે જે રાતે તેણીએ એકાંતમાં એક નાના જવાન પર ભારે પ્રીતી બતાવી તેને માટે ખાસ પોતીકા જીગરમાં સદાની જગ્યા કીધી હતી. જો કીસમત તેણી પર મહેબાન બન્યું હતે તો તે આજે દુનિયામાં પોતીકું અમર નામ કરી ગઈ હતે"

બેશક બુઢા મી૦ વોલટરે દીલગીરી વચ્ચે ડોકું ધુણાવી ફીલીપનુ બોલવું મંજુર કીધું તેને પણ પોતીકા ચાલતા વખતમાં જુલીયટ તરફ ધીક્કાર ને કદવાસની લાગણીઓ બતાવી હતી. અને તેજ સબબથી તે હાલમાં ખીજાલત પામી શરમીંદગીને નામોશીમાં નીચું જોતો હતો.

"ફીલીપ" હવે તેને ધીમે ધીમે છાતીનો પદડો ખુલતાં કહ્યું. "સપર પહેલાં મારે તુને એક નહેસ્ત ઘડીમાં ઘસડાઇ ચોર તરીકે ગણવા માટે તારી માફી ચાહવી જોઇએ ને તે હું આશા રાખુંછ કે—"

પણ ફીલીપે તે જઇફ ગ્રહસ્થને વધુ બોલતાં અટકાવ્યોજ સબબ તેની આંખ્યો આ વખતે આંસુઓથી ભરાઇ ગઇ હતી, અને તે ચીતાર નબળાં જીગરનો ફીલીપ જોવાને બીલકુલ નારાજ હતો.

"ખુદા કાજ સર વાલટર, તે નહેસ્ત ગડીમાં બનેલા બનાવો ફરીથી યાદ નહિ કરો." તેને બુઢાને પતાવતાં કહયું, "એમાં હાંસેલ શું છે! હું કાંઇ તમારી માયા મહેરબાની માટે તમારો થોડો ઉપકારી નથી. એટલો ઉપકારી હું મારે મનસે ઘણું છું કે તમારો ઉપકાર ને શબદોમાં મારી જીંદગીભરબી રજુ કરવાને અશકત થઈશ. ખુદાતાઆલા મને એક એવી ઘડીબી મારા મુરબ્બીની મુરવ્વત વસુલ કરવાને બતાવી આપે.

"બસ બસ દીકરા, એમ ના બોલ. પણ વારૂં હજુબી તુને એવો ખ્યાલ ગયોછ કે આપરે બન્ને અતલગના સગા છીએ!"

"હા એવું લાગેછ ખરૂં અને તેમ સમજીને હું ઘણોજ ખુશી છું મુરબ્બી. જો આ કમનસીબ કામમાં સઉથી સરસ ભાગ કોઇબી ભજવતું હોય તો તે સગપણનોજ ખુશહાલી છે, પણ હું ધારૂંછ કે તમો મોટું દીલ કરી હું જે કહેવા આયોછ તે સમજશો. હું ઇચ્છુછ કે આગળ આપરા વચ્ચે જેવી લાગણી હતી તેવીજ ભવી-શમાં પણ સદા જળવાયેલી રહે."

"તે તો હવે બનવુંજ મુશકેલ છે ફીલીપ બેટા. મનેબી [illegible] ને ખુશહાલી ઉપજેછ કે આપરે તો સગા થઇયેછ. હું નહિ ધારતો કે તારા કરતાંબી વધુ લાયક ભત્રીજો હું મેળવી શકતે. અને મને તારાં નવા દરજ્જા માટે સાચ્ચાં દીલથી મુબારકબાદી આપવા દે. મારી મોટામાં મોટી ખુશહાલી તો એ જે લાઇલ પહેડીથી ઉતરી આવેલા સરના અતી ઉંચા ને માન ભર્યા ખેતાબની લગામ હવે તારે દસ્ત આવશે. તું તેને ઇંચેઇંચ લાયક છે, ઓ લાઇલ ખાનદાનના લાલ, ને હમારી ભારે ખુશહાલી વચ્ચે તું તેને પુર માન ને ઇજ્જત સાથ ટેકવી રાખશે એ સમજતાંજ હમારૂં જીગર આજે હરખનો ઉભરો જાહેર કરેછ."

"આવા માયાકુલ શબ્દો માટે તમારો બેહદ અહેશાનમંદ છું સાહેબ અને હું નહિ ધારતો કે એથીબી વધુ લાયક ઉપકારના શબ્દો હોઇ શકે."

અને પ્રીય અઝીઝ આ બન્ને સુદ્ધા સાચ્ચા અંગ્રેજ બચ્ચાઓ વચ્ચે દુનિયામાં સઉથી ઉત્તમ દોસ્તની ત્યાર પછી સાંકળ સંધાઇ.

"પણ હજુ એક બીજી ચીઝ બાકી છે સાહેબ" ફીલીપે કહયું.

"મારાં મરહુમ માતાજીની મરતી વખતનીબી એજ ઇચ્છા હતી અને તેમાં મારીબી ઇચ્છા ભેળવવાને મને ખુશહાલી ઉપજે છે, કે તમારી એલાએ આ કમીનું જીગર સદાને માટે જીતી લીધું છે, અને મારી ખાતરી છે કે તેનેથી કદી પણ છુટી પડવાને તેણી વીચારી શકે નહિ. બેશક એક વખત એવોબી હતો કે તેણીને કયુપીડના તીરે વીંધી નાખી હતી, તેણી મારાજ પ્યારની પ્યાસી બની મારી સાથે કોઇપણ હાલતમાં પરણવા ખુશી હતી પણ તમારી મરજી ઉપરાંત તમારી ગેરહા-જરીમાં જઇ છુપાછુપ લગન કરવાને મારૂં દીલ નાખુશ હતું સબબ હમેશાં માબા-પની મરજી વગરના છુપાછુપ થએલાં લગન પર ખુદાના હડહડતા શ્રાપ ઉતરેછ જે શ્રાપ લેવા બદલ બંદગી ને સબુરીમાં દીન ને રાત એક કરવાને હમો ખુશી હતાં."

"આફ્રીન દીકરા. એથી ઉમદા ખ્યાલ બીજો હું દુનિયામાં જોઇ શકતો નથી. તારી ને તારા મરહુમ માતાની ઇચ્છાને હું હરખભેર મારાં જીગરમાં આવકાર આપુંછ."

"મારા માયાળુ મહેરબાન, સમજીને ખુશી છું કે તમારી મુરવ્વત હજુબી ગરીબ સેવક માટે ખાલી નથી. એલાને સુખી કરવા માટે હું મારી જીંદગી અર્પણ કરશ. હું એકાદ દીવસે આવી તેણી પાસ આ માંગણી કરૂં તે માટે તમારી રજા

છે? જો કે મારી માતાની એવી ખાએશ હતી કે તેણીની આ ઇચ્છાને તુરતાતુરત અમલમાં મેલવામાં આવે પણ હાલ ટાંકણું જોતાં તે અસંભવીત છે."

"ખચ્ચીત જા. દરંઈન ચેહ શકા અને હું જાતે એલાને તુને બહાલી આપવા મારી ખાહેશ જણાવશ. દીકરા હું બી એકવાર તારાજ જેવો નાનો હતો ને નાનપણમાં ... તારાજ જેવાજ વીચારો હતા." ;અને હજુ તો વાલટર પોતીકું ભાશણ ખતમ કરે તેટલાં તો વારતાના વીરને વરમાળ પહેરાવનાર તેની વહાલી દીલબર એલાની આમદ હોલમાં થઇ હતી જેણીએ ફીલીપને જોતાંજ હ્ંત ચહેરે કાંઇક એલાર પેલાર ચલાવા માંડી.

"કેમ સર ફીલીપ, ખુશીમાં તો ખરાની!"

"કેમ ઘણાં ચેસ્ટા સુઝેછ કે એલા!" અને ભવીશના સુખપર ટકોરોના ટીર ટકોરા ફેંકતી આ નાનકડી જોડીએ તે બાદ કંઇક આવતા ભાવતાથી બુઢાનું મન રીઝવવા માંડયું.

* * *

ત્રણેક અઠવાડયાં પછી લાઇલના ડ્રોઇંગ રૂમમાં ફરીને ફીલીપે એલાને એકલી વીચારના વમળમાં વીંટળાયલી જોઇ. તેણીએ તેને જોતાંજ પોતીકી મુઝવણ વધારી લીધી અને તેની નજર ચુકાવી ત્યાંથી રૂખસદ લેવાની અણી પર હતી પણ ફીલીપે તેણીનો હાથ મજબુતાઇથી પકડી રાખ્યો હતો જેથી દીલબરની જંજીરમાં કયદ બનેલી દીલદાર એલા હવે છટકવાને અશકત હતી.

"કેમ પ્યારી હવે પ્યાર પાછો આપશો!"

"પ્યાર? શું પ્યાર શું પક્ષીનું નામ છે."

"જી હા પક્ષીનુંજ નામ છે અને તે પક્ષી હમારેજ પાંજરે પુરાયું છે"

"સબબ!"

"તે સજાને પાત્ર છે!"

"પણ નીરદોશ પક્ષી તે તમારીપર શું જફા કરી શકે!"

"તેને મારો પ્યાર લુટયોછ."

"તમે પાગલ તો નથી થયાની!"

"હા, મીસ લાઇલ પ્યારના પરેસતાનમાં તે પાગલજ બન્યોછ. બસ હવે ઠેકડી કરવાનું રહેવા દેઓ ને કહો કે તમોને મારા જેવો ગરીબડો ભરથાર પસંદ છે! દારલીંગ તુને મારી સાથે આવા ચેસ્ટા શોભે કે!"

બેશક તેણી તેની પુરતી કસોટી કરતી હતી. સબબ ભવીશની જીંદગીનો તાર તેની સાથ તેણીનો સંધાનાર હતો અને હજુતો પ્રીતની પરીક્ષાનું સવાલપત્ર પુરૂ થાય તેટલાં તો હેરી બીઝાંટની ત્યાં આમદ થઇ. ફીલીપની નજરમાં હવે તેને માટે કીનાની ચકમક ચમકવા લાગી ને તેથીજ તેને આવતો જોઈ ફીલીપે પડદા પાછળ

બચાઈ મામલો નીહાળવાને વીચાર કીધો, દરૂઈટ ચોકીબાને એલાની સખ્ત બીમારી વખતે હેરીએ બતલાવેલી નામોશી લગાડનારી બહાદુરીની વાત ફીલીપને પાછળથી કહી સંભળાવી અને ફીલીપે વાલટર લાઇલને તે બીનાથી પાછળથી વાકેફ કીધો હતો, જેથી બુઢાનીઓમાં તેને માટે ખાતરી થઇ હતી કે તેનેબી હેરી, જેવો ભાઈ ...ો લઈને શોધી કાઢવામાં ગંભીર ગોટું ખાધું હતું.

... તો હરખભેર પોતીકાં લગનની તૈયારી માટે બુઢાની સલાહ લેવા આવ્યો ... પણ તેને શું ખબર કે આજને આજ કુદરત તેનો છેવટનો ફડચો લાવનાર ...ી. તેની સરજતને સાબુત લપડાક લગાવનાર હતી!

"કેમ મારી દીલજાન, તુને તંદરોસ્ત ને ખુશી જોઈ હુંબી બહુજ ખુશી છું."

"હેરીએ એલાને જોતાં ખાટાંનું મંદાણુ કીધું. તારી તબીયતમાં થએલાં સુધારાના મુબારક સમાચાર મને ઇજીપ્તમાં મળતાંજ હું અહી દોડી આવ્યોછુ. અલબતાં જાણીને બેહદ દીલગીર છું કે પેલા બદમાશ એન્સલેએ તારા બુઢા બુજોર્ગ પીતા પાસથી ખેતાબ પદવી પચાવી પાડી છે, ખચીતજ એવા બદમાશને હાથ ખેતાબ જતો જોવામાં ખરેજ કુટુંબની મોટી નામોશી સમાએલી છે."

પણ અહીં એલા ઉશકેરાયલી .જણાઈ અને તેણીએ એવી સફાઇથી તેને બોલતો અટકાવ્યો કે તેણીના ધીકકારને જરાબી પીછાણી શકયો નહિ.

"તમો મારા કઝીન માટેજ ,આવું બુરૂં બોલોછ, એ તમો કદાચને ભુલી જતા હશો,"

"ખુબસુરત છોકરી, તું એમ તો નહિ કહેવા માંગતી હોય કે એક બદમાશને તું કબુલવામાં ખુશી છે!"

"તેને સાબેત કીધુંછ કે તે તદનજ નીરદોશ છે."

"હું હવે સમજયો. પણ ચાલની આપરી લગનની વાત પર કયારે આવેછ!"

"જેમ બને તેમ જલદી."

"શાબાશ મેં તો ધાર્યું હતું કે તું જરૂર કોટલામાંથી બહાર ડોકીયું તાણશેજ."

"અરે તે તો કેવો શાદી રામશનીનો હીંગામ કહેવાશે! તું વળી મારી દુનિયામાં સઉથી ખુબસુરત પરણેતર તરીકે જાહેર થશે એ શું મને ઓછું માન છે!

"અને તમો વળી મારા સઉથી ખુબસુરત ને ખુબીવંતા ધણી બનશો એબી મને શું ઓછું માન છે!" તેણીએ તેને ખુબ બેહકાવતાં કહયું.

પણ જેવો હેરી તેણીને વારે ઘડીએ બકી કરવા જતો હતો ત્યારે સીફતથી

તેણી તેને દુર કરવામાંજ ડહાપણ વાપડતી હતી. બેશક આવી વર્તણુંકે તેને અંધા યબીમાં ગરકાવ કરી નાખ્યો હતો જે પછી એલાને તેની ઇચ્છાને એકદમ સળ. ગાવી મુકતાં ખુલ્લાં દીલે તેને પોતીકો ખરા મનનો ખુલાસો આપ્યો હતો."

"મી૦ બીઝાટ તમો મને ઉલટા મુબારકબાદી આપો. હું તો સર ફીલીપને પરણુના "

'શ.મ' છે, ધીક્કાર છે તમોએ મને બહેકાવ્યો. મારી ઠેકડી કીધી.'

"અને તેમ કીધુ હોય તો તે માટે તમો લાયક છો."

"પણ મે તુને મારી સાથે પરણુવાના કોલથી છુટી કીધી નથી તે તું ખુબ ધ્યાન રાખજે."

"તે કોલ તો તમારી પોતીકી બેઅદબી ને હીચકારી વર્તણુકે સદાનો તોડયો છે. મોહમતમાં મસ્ત બનેલાં પુતળાંઓ જેઓ તાપની અકવાથી બીહ ધુજીને પાછળ કદમો ભરે છે તેઓને થોડા ખબર છે કે તેઓને લગનની સઉથી સખ્તમાં સખ્ત કસોટીમાંથી તરી પાર ઉતરવું પડે છે."

બેશક આ એક નહિ ધારેલી આફતે તેની પર ગર્જના કરી હતી અને તેનો રદીયો આપવાની પોતાની અશકતી જોઇ તેને તોપી લઇ ત્યાંથી અગીયારા ગણી જવામાંજ શોભા સમજી. તેના જવા સમેતજ દરવાજો બંધ કરી એલાએ પરદા પાછળ ડોકીયું કીધું જ્યાં ફ્રીલીપની હસ્તી સુરત છુંપાયેલી હતી. તેણીએ તેને છુપુ હસ્તાં જોયો અને બન્ને એક પણ શબ્દ તે વખતે અરસ પરસ મોહની દાબડીમાંથી બહાર કાઢી શકયાં નહી.

"બસ હવે હું કદીબી મરતાંબી હેરી બીઝાંટના અદેખો બનીશ નહી

"એમ કરવામાં તમારી ભુલ છે લવ."

અને અહીંઆ એક ઘડીની શાંતી ફેલાઇ જે અરસામાં ભવીશના સુખનું મીઠું ચુંબન ફ્રીલીપે તેણીના મીઠા રૂખસાર પર લીધું. અને તેણીના લાલ હોઠો પર પોતીકા પ્યારનો ઇસ્ટાંપ માર્યો.

* * *

પ્રી.ન વાંચક આજે રીવરવે ખુશી ખુરમીમાં હળીમળી રહયો છે, દુનિયા પોતીકી સંપુર્ણ ખુશીમાં ખેલ કરી રહીછે. આજે સર ફીલીપ લાઇલ એલા સાથ શાદીથી એક થનાર છે.

સર ફીલીપ લાઇલ અને એલા વાલટરની સાથે રીવરવે તરફ આજે કુચ કરી ગયાં હતા જ્યાંના દેવળમાં તેમની શાદીની પવીત્ર ક્રીયા કરવામાં આવી હતી લોકોએ તેમને હરખભર્યો આવકાર દીધો હતો સબબ રીવરવેને તેઓની આમદથી

વે નવી જીંદગી મળનાર હતી.

ગમે એવા સંકટ ને મુશકેલી સામે હવે આ નવી જોડીએ જીવતોડ ટક્કર ઝીલવાને બીડું ઝડપયું હતું અને પ્રીય વાંચક પાક ખુદા તેઓને તેઓના સાહ હસ્ત યારી આપે.

બાદ વાલટર તરફથી મોટી મેજબાની થઈ હતી જેમાં મોટ પાંચસેના પરોણાઓનો આમંત્રણ થયું હતું અને મોડેથી વીસરજન થતાં એલ્સીએ પોતાના દીલદારને તેનો આગલો કોલ યાદ દેવાડયો હતો.

" ફીલીપ વહાલા ફીલીપ તમો મને ત્યાં લઈ જસો કે જ્યાં લઈ જવાને તમોએ મને પવીત્ર કોલ આપ્યો છે! હું તેણીની મારી તરફની પ્રીત-ભરી લાગણી માટે હેશાનમંદ છું કે જે લાગણી તેણીએ તમારી મારફતે મારી પર મોકલી આપી છે!"

અને બીજે દીવસની બખતાવર બામદાદે આ સંપીલું જોડું રીવરવેના ચોગાનમાં જ્યાં જુલીયટને સદાની શાંતીમાં પોઢાડવામાં આવી હતી ત્યાં ગયું અને બન્નેએ ફુલનો સહેરો તેણીની કબરને અર્પણ કરી ગુંઠણપર પડી એજ દુવા ગુજારી કે "ઓ સારી ઇચ્છા અને રૂડા આશીશ સાથ આ દુનિયામાં હમોને તારી પાછળ છોડી ગયેલી મહેરબાન માતા ખુદાતાઅલા તુંને હમેશગીની શાંતી બક્ષો ને તારૂં રૂહ સદા ખુશહાલ રહે."

અને હવે કહેવાને ઘણાજ થોડા શબ્દો ફાજલ પાડીશકાશે, જ્યારે બદબખતીનુ-વાદળ ઇનશાન પર ઘેરાયેલું રહે છે; જ્યારે ગમગીનીનો પ્યાલો આપણા રાતા હોઠો પર ગલબો કરે છે, ત્યારે આપણે જુલમે જહાનમાં તે જહાનદાર પાસ એજ અરજ ગુજારીએ છીએ કે તે જલદીથી સમાધાન થાય—

સબબ આપણને તે વાર એમ લાગે છે કે તે બદબખ્તી બતાવતાં ચીન્હો છે પણ તે કીસમતનો પુકાર નથી, સાચ્ચા પ્યારનું પજરણ નથી. જરૂરીઆતની આગ નથી, રહેમ દીલીનો ધુવો નથી, પણ કુદરત માટેનો પ્યાર "અચુક પ્યાર, રોશન પ્યાર ભલાં કામોમાં હાથ ભેળવવા આપણા દીમાગને જાગરૂત કરે છે.

સાચ્ચા પ્યારમાં સંડોવાયલાં. સાચ્ચા પ્યારનો રાહનો કીસ્સો રજુ કરતાં આ જમાનાના નકલી એદમ ને ઇવ, ગર 'પ્યાર' બોલ ને તમારા જીગરમાં એનત્રા આપવા માંગતા હોવ તો પહેલે દુનિયાના પહાડોને શીશ પર ઉઠાવી લેવા તૈયાર થજો, અને એલા ને ફીલીપનો રાહની કીસ્સો સ્ટડી કરજો કે જે મુસીબતોનો આયનો તમારી નજરમાં ચમકારા કરી તમોને વફાદાર વાહલથી, કદી ફરવા નહિ દે.

આએ દુનિયામાં માબાપની મરજી ઉપરાંતના લગન બીલકુલ ખાનાખરાબીનુ મેદાન નીવડે છે, અને ખુદાતાઅલા પોતાની દસ્તયારી તેવાં જોડાંને કદીબી આપતો નથી ને તેથીજ આએ અદના કલમકશનું એવુંજ તે કુદરતના કારીગર આલીશાન [illegible] લ્યુંછે કે દરેક બેટી પોતીકા મુરબ્બીના ફરમાનને માથે ચઢાવ ટુંક વખ[illegible]લોહી મોહબતને કાજ તેઓની જઇફીમાં નાફરમાનીનો [illegible]ર [illegible] અને જુલીયટ હેથેવે જેવી પરેસતાનની પુતલીનો ખ્યાલ હમેશ[illegible] ઉમંગ સાથે કરતી રહે તેવું તું તે રહેમાન રહીમ આમીન કરે!



Lakshmi Art Printing Works, Sankli Street, Byculla, Bombay.